# અનુક્રમ

# કાઠિયાવાડ

જ્યાં સિંહણુ નિજ સંતાન ધવરાવે જાળે,
જ્યાં સાગર ઉછળે નીર મોતીની પાળે,
જ્યાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યાં સ્થળ સ્થળમાં ઇતિહાસ શૂરાના સોહાયા,

તે

વીર ભૂમિની

ભોળી પ્રજાને

... Let us speak plain; there is more force in names
Than most men dream of; and a lie may keep,
Its name a whole age longer, if it skull,
Behind the shield of some fair seeming name.
Let us call tyrants tyrants and maintain
That only freedom comes by grace of God,
And all that comes not by His grace must fall;
For men in earnest have no time to waste
In patching fig-leaves, for the naked truth.

—*James Russel Lowell.*

# પ્રસ્તાવના

બંગાળામાં એક અમીચંદ હતો; કાઠિયાવાડમાં અનેક અમીચંદો છે. આંખ તો એક જ છે, જોવાની શક્તિ જુદી છે. જેઓ રાજદ્વારી શેતરંજની બહાર પ્રેક્ષક તરીકે ઉભા છે, તેઓ જુએ છે કે કુંભોજી, તખ્તસિંહ અને જામ વિભાજી સ્વપ્ન-સૃષ્ટિના માનવીઓ હોય, એટલું બધું કાઠિયાવાડી ખમીર ઉતરી ગયું છે; માથું નમાવ્યા વિના તંબુ ફાડીને લાટ સાહેબને મળવા જવાની વીરશ્રી તો વિરલ છે જ; પરંતુ ક્યારેક તો વસ્તુતઃ રાજ્યતંત્ર જ આખું દંભમય ખુશામતની બદબોથી અપવિત્ર બનેલ હોય છે, ને અનેક અમીચંદો ત્રીસલાખ તો નહિ પણ ત્રણસો કે ત્રણ હજાર માટે પણ જૂના રાજવંશીઓને આજે છેક જ નિર્માલ્ય અને અપંગ બનાવી રહ્યા છે. વાત અશક્ય ત્યાં સુધી જ લાગે છે કે, જ્યાં સુધી તે એકના મોંમાં હોય છે; એક લાખ માણસ એની એ વાત કરે એટલે એ ધર્મ થઇ જાય. કાઠિયાવાડના રાજવંશીઓના મોંમાથી ખુશામત—કેટલીક વખત તો હલકા ખવાસથી હલકો—ચાલી જાય ને વિલાયતી ગમે તે ચ્હેરાની પાછળ દોડધામ કરી સ્વમાન ખંડિત કરાવવાની અધમ મનોદશા બદલાઇ જાય, એટલે એમને જેમની સાથે કામ છે તેમની વૃત્તિ એની મેળે બદલાઇ જશે. જૂના ઇતિહાસ પર નવી નજર ફેરવવાથી જરૂર છે. ઓગણિસની લખાણ એ વીસમી સદીના ભયંકર ચેપી ચાઠાં છે. એ લખાણ તો આગળ પ્રમાણે ચાલ્યા જ કરે. રાજવંશી પુરૂષોએ, કાઠિયાવાડી ઘોડા પર, હોલ્કર જશવંતરાવ કહેતા તેમ, પોતાનું સિંહાસન સાચવી રાખવું હોય તો જૂના અને નવા ઉદાહરણો જોઇ, પોતાની રાજનીતિમાં સ્વમાનના અંશ રોપવાઃ રોપવા એટલું જ નહિ, પણ સોએ ભાઇઓની માફક એટલા સુત્રને તો ચોંટી જવું.

સાધુ માણસ નોકરી કરતો નથી; કરે છે તો ધણી માટે કુરે છે. રાજવંશીઓએ અબુધાને યોગ્ય ન માનવા, ને ધરૈલાનો મોહ ન રાખવો; સંસ્કાર પ્રથમ જોવો. કોઇ સુંદરજી કે ફતેહમહમ્મદ કે સર હરી તો રાજમહેલના પાયામાંજ સુરંગ મૂકશે. ને આજ

રથળસ્થળમાં આમાશા નથી કે રમેશદત્ત નથી, માટે રૂપાના કકડા ધરમાં મૂકે ને સોનાના ટુકડા પારકા ધરમાં મૂકે એવા પુરુષોને, મોહિત બની, વિશ્વાસુ રાજ્યતંત્રમાં પેસવા નહિ. રાજવંશીઓએ સમજવું કે એમની કોઇ સ્થિતિ હમ્મેશાની નથી. અધિકારીઓ એક જવાબ લખી કાઢે એટલે કાંઇ રાજ બચતું પણ નથી કે પડતું પણ નથી. બધી અવસ્થા પોતાનામાંથી જન્મે છે. જે સમયનો રંગ જોઇ શકે તેમણે પોતાની મજબુત દિવાલ પ્રજાકીય તંત્રમાં ચણવી. એક એક માણસ એમ જવાબદારી સમજતો થાય કે રાજા જાય છે, પણ રાજ્યતંત્ર રહે છે. માટે રાજ્યતંત્ર જાળવવું જ જોઇએ. શું ખેડુત કે શું મજૂર, શું વ્યાપારી કે શું અધિકારી સૌના બાટકતા સ્વાર્થો વચ્ચે રાજ્યતંત્રના એકીકરણની ભાવના પ્રગટાવવી. દેશી રાજ્યોના બચાવની જો કોઇ પણ મજબૂત દિવાલ હોય તો તે આ, ને આ એક જ છે. સત્તાના મોહમાં જે ભૂલશે તે ચોક્કસ જ ઝાંસીમાં ગંગાધરરાવ રોયા—મરતી વખતે રોયા—તેમ પોતાના પ્યારા કુટુંબીઓને પરદેશી હાથમાં સોંપતાં હૈયાફાટ રોશે, ને જોશે કે પ્રજાકીય તંત્રને જેટલું વધારે મજબુત કરીએ તેટલી પોતાની વધારે મજબુતી છે. પણ એમાં એક નબળાઇ છે તે યાદ રાખવું. કાઠિયાવાડના લોક, હિન્દુસ્થાનમાં સર્વત્ર છે તેમ, અનંગપાળ ને અનંગપાળના હાથી માટે લડે છે, મહમ્મદ ગિઝની સામે લડતા નથી; દારા માટે લડે છે ખરા, પણ દિલ્હીના સિંહાસન માટે લડતા નથી; આ નબળાઇ ધાર્મિક છે. રાજાઓને જે ધાર્મિક સ્વરૂપ મળ્યું છે, તેમાંથી એ જન્મી છે. એ નબળાઇ છે, જ્યારે પરદેશીઓ સામે લડવાનો પ્રસંગ આવે ત્યારે. એ ધાર્મિક વેગમાં અત્યંત સામર્થ્ય છે, જ્યારે રાજા ને રાજભક્તિના પ્રસંગો દર્શાવવા હોય ત્યારે. એમાંથી ચિત્તોડના કાંગરા સહિસલામત રાખવા પન્ના જેવી પન્ના પુનેમના ચંદ્ર જેવું સંતાન હોમી દે. ને દેવાયતના વાથી વાસણનું માથું ઉડી જાય. પણ એજ કારણને લીધે બંગાળામાં લક્ષ્મણસેન નાસે એટલે, પાછળ કોઇ ચસીયું પણ પરદેશી સામે આંગળી ન ચીંધે; કારણકે રાજા માટે લડવાનું જે શૌર્ય દેશીઓમાં છે તે રાજ્યતંત્ર માટે લડવાનું નથી. રાજ્યતંત્ર એ ધાર્મિક મંદિર છે, ને ત્યાં સૌના ધર્મ સચવાય છે, કારણકે ત્યાં સૌના ધાર્મિક ભેદ

જુદાય છે એ વાત પ્રજાકીય ભાવનાઓ નથી; કારણ કે કાઠિયાવાડી પ્રજામાં હિંદના બીજા પ્રાંતોની જેમ ધાર્મિક અને ખાનગી વિરોધમાં સર્વસ્વ હોમી દેવાની અત્યંત દુષ્ટ નબળાઇ ઘર કરી રહી છે. પ્રજાને આ એક પડકારો છે કે તમે આ તમારું ધર્મમંદિર સંભાળો, અથવા તે લુંટાઇ જશે તો તમારું એક પણ બચ્ચું શુદ્ધ હવા કે ચોખ્ખું પાણી, નિર્દોષ દુધ કે નવું અનાજ કોઇ નહિ પામે. પછી ધુમાડાના ગોટા મુસલમાન મસ્જીદ કે હિન્દુના મંદિર પાસે છુટે, ને ઠાકોરની આરતી કે તાજીઆની ઉંચાઇથી ત્યાંની શાંતિમાં ભંગ થવાને બદલે, ભુંગળાંના અવાજથી શાંતિ તુટી પડે તે જોયા કરજો! સડીગયેલ રાજ્યતંત્રમાં ગામડાં ને ગામડાંનું ગૌરવ હોમાઇ જશે, ત્યારે અત્યારસુધી અચેતન પણ જીવતી કહેવાતી પ્રજાનું મૂડદું છેલ્લા રામરામ સાથે ફુંકાઇ જશે! પછી એની હયાતી દર્શાવવા એક મુડી જડ રાખ રહેશે. જે પ્રજા પ્રજાકીય ભાવના ન કેળવી શકે તેનો વિનાશ કરવો, એ ઇશ્વરનો પ્યારામાં પ્યારો ધર્મ છે.

આ બન્ને નબળાઇ પર કાઠિયાવાડનું ભવિષ્ય છે. રાજાઓને પ્રજાકીય તંત્રમાં પોતાની સ્વતંત્રતા ગુમાવવાનું અભિમાન રહે, તો એ અભિમાન પરદેશી શેઠ પાસે નરમ ઘેટું બનીને એં એં કરશે. એ સ્વર કરૂણ લાગશે, પણ અજ્ઞાનની અનાથતા એની જ હોય છે. ને જો કાઠિયાવાડી પ્રજા, રાજ્યતંત્ર માટે પોતાના ખાનગી વિરોધો નહિ ભુલે, તો તેણે પણ લીમડાની છાંય, ને ઢાળેલા ઢોલીઆ, ઢાલેળા દેતી ભેંશો ને ડીલોળા દેતાં પાણી, નીલી નાઘેર જેવા દીંડાપૂર મોલ ને શ્રાવણની છાયા તડકીમાં મોજે ચડેલાં નીલાં ઘાસ-આ બધું છેલ્લી વખત જોઇ લેવું; એ જોવા ન મળે ત્યારે હૈયાફાટ રોવું ને કહેવું કે: અરે! અમારી મા! અમે પરસ્પરના અવિશ્વાસથી તને હોમી દીધી!

અમદાવાદ
૩: ૨: ૧૯૮૦

ધૂમકેતુ



આ વાર્તા કટકે કટકે 'સૌરાષ્ટ્ર' માં છપાઈ છે. અમને તે એટલી બધી પસંદ આવી. અને તેમાં અત્યારનાં દેશી રાજ્યોનાં આંતરૂ રહસ્યં ઉપર એટલો બધો કંઈ પ્રકાશ અમે જોયો, કે તેને પુસ્તકાકારે સ્થાયી સ્વરૂપ આપવાનું અને સાહિત્ય શ્રેણીના ક્રમાંક તારકે તેના ગ્રાહકોને ધરવાનુ અમને ઉચિત લાગ્યું. અમોને આશા છે કે અમારી આ પસંદગીનો શ્રેણીના ગ્રાહકો સત્કાર કરશે.

રાણપુર

૨૫ : ૧ : ૨૪ પ્રકાશક.

# રાજ મુગટ



## પ્રકરણ ૧ લું.

### રંગમહેલમાં ખટપટ

સૂર્ય અને ચંદ્રવંશી રાજપૂતોનો ઇતિહાસ એ સ્નેહ અને શૌર્યની પવિત્રમાં પવિત્ર ગીતા જેવો છે. આ જ્વલંત ઇતિહાસ પર આજે અજ્ઞાનનાં અંધકારનાં અને લોહીવિકારનાં પડ ઉપર પડ જામ્યાં છે. એમાંથી હવે છેલ્લા છેલ્લા તણખા ખુટી પડે છે. રાજપૂતના લોહીમાં સ્વમાનનું જે ઊંચું ખમીર ભર્યું હતું તે કોઇ અજબ રીતે આજે ઉતરી ગયું છે. લોહીના વિકારથી આજે સ્નેહ અને શૌર્ય વંશપરંપરા જાળવનારા રાજકુટુંબો ભ્રષ્ટ બન્યાં છે. રક્ષકશક્તિ ગુમાવીને, એમનામાં ગુલામના જેવી ક્રૂરતા આવી છે. એમને સ્વતંત્ર સત્તાધીશ બનવાનું મિથ્યા ગુમાન રહ્યું છે, અને તે ગુમાનને ટકાવવા જેટલું હૃદયબળ નથી, એટલે તેઓ પ્રસંગોપાત ગુલામ જેવા, ક્યારેક જુલ્મી જેવા વખતે અભિમાની જેવા અને ઘણું ખરૂં મૂર્ખ જેવા રહે છે. કોઇ રામદાસ સ્વામી, ઇતિહાસની જ્વલંત પવિત્ર મૂર્તિઓ તરફ, એમનું ધ્યાન નહિ ખેંચે ત્યાં સુધી આ શૌર્યના ચમકારા—હવે તો મિથ્યા ચમકારા—પોતે બળશે ને બીજાને બાળશે. સ્વાભિમાન ઉત્પન્ન ન થાય ત્યાં સુધી રાજના વૈભવમાં રાજનું તેજ નહિ આવે. તેજોવધ સહન કરી કરીને સૂર્ય અને ચંદ્રવંશી રાજપુત્રોને પોતાનું ઓજસ્ ગુમાવ્યું છે, અને આજે જે ગેરવ્યવસ્થા, ગુલામી મનોદશા ને મૂર્ખાઇ દેખાય છે, તે આ તેજોવધનું પરિણામ છે.

* * *

સંવંત...ના ચૈત્ર માસની સંધ્યા આછા ઉજાસથી માલણ નદીના જળપ્રવાહ પર ગુલાબી રંગની પીંછી ફેરવી રહી હતી. ઉનાળો હતો છતાં આ નદીના તીરપ્રાંતમાં શિયાળા ને ઉનાળાની રમ્ય સંધિ લાગતી હતી. થોડે છેટે નંદગ્રામના સુંદર મકાનોની પરંપરામાં અનેક ઝાડો ડોકીઆં કરી જોઇ રહ્યાં હતાં. માલણ નદીના કિનારા પર આ વખતે બે જણ બેઠા બેઠા પાણીમાં કાંકરા ફેંકી જલતરંગની મજા અનુભવતા હતા. દુનિયામાં આનાથી વધારે ઉપયોગી કામ અત્યારે ન હોય તેમ બન્ને જણા પોતપોતાના જલતરંગને ઠેઠ સામે કિનારે પહોંચી પાછો ફરે ત્યાંસુધી એકી ટશે જોઇ રાખતા હતા. બન્નેના જુવાન ચ્હેરામાં તેજના ચમકારા હતા. એકના મોં પર ચંદ્રના જેવી આછી રોશની હતી; જ્યારે બીજા ચ્હેરા પર વિજળીના ઝગઝગાટ જેવી તેજસ્વી આકરી રેખા હતી; અણીદાર વિશાળ આંખોમાં પાણી હતું; જુસ્સાભરી નસમાં જીવન્ત લોહીના ધબકારા હતા. અંધકાર પથરાતો જોઇ બન્નેએ છેલ્લો કાંકરો હાથમાંથી ફેંકી દીધો. થોડીક આડી અવળી વાત કરી, ઉઠવાની તૈયારી કરે છે, તેટલામાં વેગભરી આવતી ઘોડાગાડીનો સ્વર તેમના કાન પર અથડાયો.

'કોણ હશે ?'' બન્નેના મોંમાથી અચાનક એકજ સવાલ નીકળ્યો. તેજ વખતે ગાડી પણ માલણ નદીના કિનારા પર ઉભી. આ જગ્યાએ નદીમાં પાણી ઉંડું હતું, ને સામેથી આવનારને થોડોક ચકરાવો લઇ નદી પર બાંધેલા પુલ પર જવું પડતું ને ત્યાંથી નંદગ્રામમાં આવી શકાતું. ઘોડાગાડીનાં આગલા ભાગમાં બેઠેલ કોચમેને જરા ધ્યાનથી જોયું, લગામ ખેંચીને મોટેથી રાડ પાડીઃ

" એલા કોણ છે સામે કાંઠે ? "

" કેમ ? "

" ગામમાં કયાંથી જવાય છે ?—આ રસ્તો જશે કે ? "

" હા. નદીના કિનારા પર થોડેક ચાલ્યા જાઓ; પછી... ...જાહેર માર્ગ આવશે. તે સામેના પુલ સુધી જાય છે. તમારે ક્યાં રહેવું ?"

" રાજપુર. ગામમા સારી વીશી ધર્મશાળા છે કે ? "

"હા, સામે ધજા દેખાય ત્યાં નંદીશ્વરની જગ્યા છે. ત્યાં રહેવાની સગવડ છે."

કોચમેને ઘોડાને છુટા મુકયા, બન્ને તરૂણ પુરુષોએ જિજ્ઞાસાથી ડોક લંબાવી, પણ ગાડી તદ્દન બંધ હતી. ને પડદા પાડેલા હતા. ગાડી દેખાય ત્યાં સુધી નજર લંબાવી બન્નેએ એકબીજા સામું જોયું.

"કોણ હશે ? ગાડી બંધ હતી. રાજપુરનો આ માર્ગ પણ નથી. બોલનાર તો જમાદાર હતો કે નહિ "

"હા, સ્વર તો એવો જ છે. જાણતા છતાં રસ્તો પુછયો—અજાણ્યા પરદેશી થવાનો ડોળ કર્યો દેખાય છે ! "

"કાંઇક પણ દાળમાં કાળું છે !"

આકાશમાં એક એક તારો ફુટી નીકળતા હતા; ઘણું મોડું થયેલું જોઇ બન્ને ઉઠયા, ને વચાર કરતા શાંત પગલે ઘર તરફ વળ્યા;

જાહેર રસ્તા પર થઇ તેઓ જતા હતા, ત્યાં રસ્તાથી થોડે દૂર પડખે જૂના ખંડિયેરનાં જીર્ણ નિશાનો હતાં, ઝાડની ઘટા વચ્ચે એટલો ભાગ ઢંકાઇ રહેતો, ને લોકવાયકા હતી કે ત્યાં ભૂત થાય છે. બન્ને જણા વિચારમાં મશગુલ આગળ વધતા હતા, એટલામાં અચાનક ખંડિએરમાં ભડકો થયો. તે તરત બુઝાઇ ગયો. આગળ ચાલ્યા જતા જુવાનનો પગ ખંચાયો. તેણે ગભરાટમાં રાડ પાડી. "ભૂત"

પાછળ ચાલનારના ચ્હેરા ઉપર ધિક્કારભર્યું હાસ્ય છવાયું; "બ્રાહ્મણ કે !" અને તેની કમ્મરમાંથી તિક્ષ્ણ ખંજરનો ચળકાટ આવ્યો. ખંડિયેરમાં જરાક ખખડાટ થયો ને તરતજ ત્યાં શાન્તિ છવાઇ ગઇ. ખંજરવાળા જુવાને એકદમ બ્રાહ્મણનો હાથ પકડયો.

"દિનેશ !—" તે બહુજ ધીમેથી બોલ્યો—"તું આ ઝાડ પાસે છાનો ઉભો હું આ આવ્યો."

"પણ—પણ—આપણે એવી શી પંચાત ?"

રાજપૂતના કાન પર આ શબ્દ ન પડયા ત્યાં તો તે ખંડિયેર તરફ ચાલતો થઇ ગયો, તે બહુજ ધીમેથી અને સંભાળથી આગળ વધતો હતો. ખંડિયેર પાસે આવતાં જાનવરની માફક ચાર પગે ધીમે ધીમે પડેલી ભીંતની નજદીક પહોંચ્યો. અંદરથી વારંવાર ઉજાસ આવતો હતો ને મંદ પડતો હતો.

"પણ એ વાત ક્યારે બની ?" અંદરથી સ્વર આવ્યો. રાજપૂતે જરાક ઉભા થઇ ઉંચે જોયું. અંદર એક માણસ બીડી ફુંકતો હતો ને તેને ઠરતી જોઇ ફરી જગવવા દીવાસળી સળગાવતો હતો. તેના ભિજાસથી એનો ચ્હેરો અર્ધ–સ્પષ્ટ દેખાતો હતો. જુવાને જે દૃશ્ય જોયું તે માનતો ન હોય તેમ તેણે ફરી ફરીને અંદર નજર કરી. પછી જમીન પર જોઇ રહ્યો. અંદરથી પહેલા પૂછેલા સવાલનો જવાબ આવ્યો. સ્વર ઝીનો–દેખીતો કોમળ ને મધુર હતો;

"આજે હમણાં ગંગા સમાચાર લાવી, પછી તરતજ હું આંહી આવી."

"અને અત્યારે દરબાર ક્યાં છે ?"

"ત્યાંજ નવો ચ્હેરો જોયો એટલે એ ગાંડા ગાંડા !"

રાજપૂતે પોતાના મોંમાં આંગળા મૂક્યાં, તે બહુજ ધીમેથી પોતાને સંબોધીને બોલ્યો: "રાધા !"

"આ કામ કોનું છે તમે જાણો છો ?"

"ના"

"મદનલાલ અને ગોવિન્દનું. મદનલાલ દિવાન બનવાની આશામાં ગાંડો બન્યો છે. ગોવિન્દને તો જરાક જેટલો ટુકડો મળે તો પણ બસ.

"પણ એ કોણ છે ? ક્યાંની છે ?"

"કોણ હશે ? તમે શું ધારો છો ? એક ખવાસણ !"

"હેં !"

"હેં શું ? નંદરાજને પટાવવો એ સૌથી સ્હેલી વાત છે."

"પણ શેઠની દીકરી છે !"

"નંદીશ્વર કાંઇ દૂર છે ? જાઓ ને ન માનતા હો તો જૂઓ. હજી હમણાં જ કોચમેને ગાડી છોડી છે. મારા સાહેબ ! તમને પણ ઠગી જાય એવા બહાદૂર પડ્યા છે. તમે શું પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટપણું કરવાના હતા ?"

"પણ શેઠની દીકરી છે એમ બ્રહ્મચારી બોલ્યા." પહેલેથી પોતાને કાંઇ ખબર નથી, એમ કહેનાર આટલી હકીકત જાણે છે, એ વાત પર રાધાનું લક્ષ્ય ન રહ્યું. તેનામાં સ્ત્રીત્વ પ્રથમ હતું ને રાજદ્વારી ખટપટ પછી.

"બ્રહ્મચારીને કનક કામિની કયાં વ્હાલા નથી ? એવું છે, કે આ કોચમેન, ગાડી બધું જ ખોટું ઉત્પન્ન કર્યું છે. આંહીથી જ ત્રણ ગાઉ દૂર લીલાપુરના ખવાસની છોકરી છે. એને શેઠની દીકરી બનાવી છે. ગોવિન્દ ને મદનલાલ નંદરાજને એમ સમજાવે છે કે શેઠની દીકરી જેવીને–આબરૂદાર કહેવાતી સ્ત્રીને–પણ માત્ર તમારી સેવા માટે ગમે તે ભોગે હાજર કરી દેવાના ! એટલા માટે આ ખોટો કોચમેન, ખોટી ગાડી, ખોટી સ્ત્રી ને ખોટું નામ !"

એટલામાં ખંડિયેરમાંથી રાધા અને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ બહાર નીકળ્યાં. રાજપૂત ભીંત સમો જડ થઇ ગયો.

"કાલે મળશો કે નહિ ?"

"હા, હા." પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે જવાબ વાળ્યો, "પણ માથું મૂકીને સૂઉં છું હો !"

"એમ કે ?" રાધાએ કરડાકમાં જવાબ વાળ્યો, "અને બીજા તો અમરપટો રાખે છે કાં ?"

"ના. એવું–એમ તો નહિ પણ—"

"હવે પણ ને બણ." રાધાએ બોલો હલાવ્યો, "કાલે આવજો, કાંઇક નવીન મળશે. કહ'—તે છેક એની પાસે ગઇ. એના કાનમાં કાંઇક કહ્યું. સુપ્રિન્ટેન્ડેન્ટ બે ડગલાં પાછો હઠી ગયો.

"અરે ! અરે !–રાધા આ રાજ તમારે જ હાંકવું છે કે શું ?"

રાધા હસી પડી; "ત્યારે બીજું કોણ હાંકે ? આને કોઇ જીત્યું છે ?"

બન્ને ચાલ્યાં ગયાં ને થોડીવારમાં અંધકારમાં એમના પગરવ ઘસાતા બંધ થયા. જુવાન રાજપૂત હવે પાછો વળ્યો. દિનેશ તો હજી ઝાડ પાસે લપાઇને ઉભો હતો.

"આંહીથી કોઇ નીકળ્યું ? દિનેશ !"

"હા, એક સ્ત્રી એક પુરુષ"

"તને જોયો ?"

"ના, બે વાતોમાં મશગુલ હતાં."

"શું વાત હતી ? કંઇ સાંભળ્યું ?"

"એના છેલ્લા શબ્દો સંભળાયા;—એને ઉડાવતાં શી વાર ? ઝેર ક્યાં નથી ?—"

"હું ! એ કોણ હતાં, તું ઓળખે છે? રાધા અને દેવીસિંહ !"

"હેં ! રાધારાણી ? નંદરાજની વ્હાલી રખાયત ને હવે બનેલી રાણી ! સાચું કહો છો ?"

"આખો રંગમહેલ ખટપટથી સળગી ઉઠયો છે. પેલા કોચમેને આપણને રસ્તો પૂછ્યો તે આપણને ભૂલાવામાં નાખવા; એવું સમજાવવા કે આવનાર પરદેશી મુસાફર છે ! આપણને એણે જરૂર જાણ્યા હશે."

"હા, એવું લાગે છે !"

"એ ગાડીમાં મદનલાલે કોઇ નવું મોહનાસ્ત્ર ફેંકવાની યોજના ઘડી છે. અને આ રાધાના શબ્દોથી જણાય છે કે કોઇકના પર વિષની લહરી ઉડવાની છે ! આ રાંધા ! કેટલી હિમ્મતવાન ? નંદરાજને સાચવે છે ને દેવીસિંહ સાથે પ્યાર છે !"

"હરિ ! હરિ ! રાજપુતના લોહીમાં આજે વિકારી બીજ વવાયાં છે ને તેથી વિલાસમાં રાજલક્ષ્મી હોમી રહ્યા છે."

નંદગ્રામની ઘડીઆળમાં બાર થયા ને બન્ને જણા ધીમે પગલે શહેર તરફ ચાલ્યાં.

## પ્રકરણ ૨ જું.

### બલિદાન

રાધાના શબ્દો ને દેવીસિંહનું આશ્ચર્ય—એ વસ્તુસ્થિતિ પર જુવાન રાજપૂત વિચાર કરતો ઘર ભણી વળ્યો. નંદગ્રામનું વાતાવરણ એવું ભારેખમ હતું કે તેમા શું નહિ બને તે કહેવાય નહિ. નંદરાજના પૂર્વજો સૂર્ય ને ચંદ્રવંશની દેવાંશી ભૂમિમાં ભળી જતા હતા. સુરતથી ચપળ વેપારીઓએ સારા હિંદુસ્તાનમાં હાકલ બેસારી, ત્યાર પછી નંદરાજના બાપદાદા તલવારની ધાર પર તસુ તસુ જમીન માટે લોહીની શેડ કાઢી ન્હાતા ને ન્હેવરાવતા. રણયજ્ઞની પવિત્રતા ને શુદ્ધ ક્ષાત્રસ્વભાવનું તેજ એમની નસેનસમાંથી ટપકતાં. નંદરાજના દાદાએ જ, કહેવાતું કે, એક અતડા અંગ્રેજ અધિકારીને પરચો દેખાડયો હતો તંબુના ન્હાના બાર—

ણામાંથી અંદર પેસતાં આ પૂરા પાંચ હાથ કાઠિયાવાડીને નીચે નમવું પડે તેવું હતું. નંદરાજના દાદાએ પોતાની કટારથી તંબુનું બારણું ચીરી એક અડગની હિમ્મતથી પ્રવેશ કર્યો હતો! નંદરાજના પિતાના સમયથી દિવાને આવા અધિકારીમંડળનું ગૌરવ વધાર્યું; રાજાએ પૂજ્યું; અને અત્યારે નંદરાજ ગોરા મિત્રને પૂછ્યા વિના પાણી પીતો નહિ. નંદરાજે આ બાજુ સાધી પોતાનું ગૌરવ વધારવાનો મનસુબો કર્યો હતો. હમ્મેશનાં મિષ્ટાન્નથી તૃપ્ત થયેલાં અભારી ગોરાં વદન નંદરાજને નમકાવવાનું તો ભૂલતાં જ નહિ. અને એક વખત દર્શાવેલી નબળાઇ આજે વર્ષો થયાં ચાલી આવતી હતી.

પરંતુ એ ઉપરાંત નંદગ્રામનું વાતાવરણ અસ્થિર હતું. મૂળ રાજધાની માલણ નદીના કિનારા પર કલ્યાણીમાં હતી. નંદરાજે કલ્યાણીથી થોડે દૂર નંદગ્રામ વસાવી તેને નવી ઢબમાં સજાવ્યું હતું. રાજા ભોળો, અભિમાની ને સત્તાનો શોખીન હતો. નંદગ્રામમાં અત્યારે ત્રણ જણા નિષ્કંટક સત્તા ભોગવવા પોતપોતાની શેતરંજ ખેલતા હતા. સૌથી બળવાન એક પક્ષ નાયબ દિવાન મદનલાલની સરદારી નીચે ઝઝુમતો હતો.

રેવન્યુ ઓફીસર વિશ્વનાથ, ગોવિંદ હજુરી ને જનાનાની થોડીક સ્ત્રીઓ આ પક્ષમાં હતી. બીજા પક્ષનો નેતા બાબુરાવ દિવાન હજી હમણાં જ આવ્યા હતે; અને ત્રીજો પક્ષ સેનાધ્યક્ષ દેવીસંહનો હતો. રાજા ઉપર આમ ત્રણે બાજુથી હુમલા હતા; તે કઇ બાજુમાં ઢળશે એ ખબર ન હતી. પરંતુ અત્યારે રંગ-મહેલમાં પણ આ ખટપટનીજ ચર્ચા હતી. અને રાણી તેમાં સામેલ હતી. રંગમહેલમાં જથ્થાબંધ સ્ત્રીઓ હતી. પણ તેમાં ચંદ્રલેખા—રાજાની પરણેલ રાણી—અને રંભા તથા જમના બે રખાયત અને પાછળથી પરણેલ, એ મુખ્ય હતાં. એને સૌને પોતાનો કે પોતાનાનો છોકરો ગાદી પર લાવવો હતો. આ વાતની ધૂનમાં લાગતાવળગતા સૌ પર લોહીનાં છાંટણાં કે ઝેરના છાંટા ઉડવાના એ ચોક્કસ હતું. અત્યારે નંદરાજની પ્રૌઢાવસ્થામાં, એ પડે તરત ગાદી પર આવે એવો એક પુરૂષ સૌની આંખે ચડયો હતો. તે નંદરાજનો

ન્હાનો ભાઇ અર્જુનદેવ હતો. કલ્યાણીની પ્રજામાં પણ આ પુરૂષનું સ્થાન સૌથી ઉંચું હતું. એની ધાકથી સહુ ધ્રુજતા; અને છતાં એનામાં એવી રસભરી રીતભાત હતી કે સૌ એને ચાહતા. એની અસ્પૃશ્ય મનઃશક્તિ ભેદવા કદી કોઇ પ્રયાસ કરતું જ નહિ. એ જ્યાં જતો ત્યાં સહજ જ નેતા થતો. જે એને મળતું તે એના ઉચ્ચ કલ્પનામય તરંગમાં પૃથ્વીને જ અડતું નહિ. સૌની શ્રદ્ધા અને સ્નેહનો પોતાને હક્ક હોય તેમ એ હંમેશાં વિજય મળશેજ એમ ધારી કાર્ય શરૂ કરતો. અર્જુનદેવ અત્યારે સૌથી વધારે જોખમમાં હતો.

જુવાન રાજપુત એની ડેલીએ પહોંચ્યો.

એને આવતો જોઇ ડેલીમાં જે ચાર પાંચ જણા તાપણું કરી બેઠા હતા તે છાના થઇ ગયા. ડેલીની એક તરફની પરસાળમાં ઢોલીઆ પર એક જુવાન જેવો માણસ હુક્કો ગગડાવતો બેઠો હતો, બીજા બે તાપણા પાસે બેસી વાતોએ ચડયા હતા. ને એક જણો આમથી તેમ હેરા ફેરા કરતો હતો.

* * *

"કોણ?" જુવાન રાજપૂતે બારી ખખડાવી તેના જવાબમાં ડેલીના દરવાને પૂછ્યું.

"હું! બારણું ઉઘાડ, લક્ષ્મણ!"

લક્ષ્મણ બારણું ઉઘાડવા ગયો, ને જે જુવાન ઢોલીઆ પર હુક્કો ગગડાવતો હતો તે એકદમ નીચે કૂદી પડયો; લક્ષ્મણે બારણું ઉઘાડયું, ને જેવો રાજપૂતે પ્રવેશ કર્યો કે તરતજ તે બોલી ઉઠયો; "ખમા! કલ્યાણીના ધણીને ઘણીખમા! અરૂણરાજને ઘણીખમા!"

"ઓહો! કોણ જગાભાઇ? અત્યારે કાંઇ--કયાંથી?"

"બાપુ! અમારો પડાવ તો માનસરમાં જ હોય; સાગરની છોળ વિના કાંઇ નદી નાળાનું ગજું છે? કીધું મળ્યો નથી તે આજ મળી આવું!"

"બહુ સારૂં કર્યું, સવારે મળજો હો!"

જગો બારોટ ગપ્પાં સારાં જાણતો. નંદરાજ કયારેક એમાં રસ લેતો. જગો એટલા માટે વારંવાર કલ્યાણી આવતો. ને ત્યારે અહીં ઉતરતો. તેણે કલ્યાણીનો ધણી કહ્યો, પણ ખરી રીતે અરૂણ કલ્યાણીનો જામાત હતો. નંદરાજની વૃત્તિમાં ક્ષાત્ર-

તેજની ખામી જોઇ, ને વધતા જતા નવા નવા હક્કને નમતું આપવાની એની રાજનીતિ જોઇ અરૂણરાજે થોડાંક માસ થયાં તદ્દન તટસ્થવૃત્તિ ધારણ કરી હતી, પણ આજે એના રસિક ને સાહસિક સ્વભાવને થોડો ઘણો ખોરાક મળ્યો હતો. તે પોતાના દિવાનખંડમાં ગયો, લાકડી નીચે મૂકી ને બેસવાની તૈયારી કરી, એટલામાં અઢાર—વીસ વર્ષનો એક જુવાને બારણું ખોલી પ્રવેશ કર્યો. આવનાર જુવાનનો હસમુખો ચ્હેરો ને કુમળા ભાવથી ભરેલું સુંદર મ્હોં જોનારને વશ કરે તેવાં હતાં. તેણે બેદરકાર રીતે પણ છેલ્લામાં છેલ્લી ઢબ પ્રમાણે સાફો માથા પર બાંધ્યો હતો, ને તેમાંથી બે ચાર બાલ બંડ કરી એના વિશાળ ભલમનસાઇ-ભર્યા કપાલ પર થઇ નિર્દોષ આંખને અડતા હતા. બ્રીજીસ, કોટ ને સાફાથી એનું ઘાટીલું શરીર શોભતું હતું.

તેણે છટાથી સલામ કરી.

" અરે ! આ કોણ ? રઘુનાથ ! "

" જી ! "

" અત્યારે કેમ આવ્યો ? શું નવીન કાંઇ ? "

અરૂણરાજે પોતાના ખાનગી ને ખાસ કામ માટે રઘુનાથને પસંદ કર્યો હતો. એને ગમે ત્યારે આવવાની છૂટ હતી; એના શબ્દમાં અરૂણે વારંવાર સચોટ દૂરદેશીપણું જોયું હતું.

" મહારાજ નંદરાજના વિલાસયજ્ઞમાં તો બળી હોમાઇ ચુક્યો. " અરૂણ હસ્યો; " રઘુનાથ ! તું આવોને આવો રહેશે ? એ વાત સાથે આપણે થોડીક નિસ્બત છે ? "

" કેમ નહિ ? નંદરાજ નવો ઓને જોઇ ઘેલો બન્યો છે, એ એક ખવાસણ છે કે પછી હલકા રજપૂત હોય. કાલે એના માનમાં શેઠ જગમોહન પાર્ટી આપવાના છે ! "

" કોણ ? નગરશેઠ જગમોહન ? "

" હા, કેમ આશ્ચર્ય લાગે છે ? જો મનુષ્યના શૌર્યની હદ નથી, તો મનુષ્યની ગુલામીની પણ હદ નથી. "

" ઠીક પછી ? "

" અને કદાચ ત્યાંજ... "

" શું ? અરૂણે અધીરાઇથી પૂછ્યું. "

" કુમાર અર્જુનદેવનો મોઘો બંલ... "

"હું !" અરૂણનો સાદ ફાટી ગયો.

"મોંઘો બલિ" રઘુનાથ શબ્દ પર ભાર મૂકીને બોલ્યો, "આ વિલાસયજ્ઞની વેદી પર ને ભ્રષ્ટ રાજતંત્રના અગ્નિમાં હોમાશે."

"તું શું કહે છે રઘુનાથ?" અરૂણે કચવાતા કહ્યું.

"કે કાલે અર્જુનદેવ ઝેરનો પ્યાલો આપશે."

"કોણ ?"

"પાર્ટી નંદરાજના માનમાં છે, માટે પોતે !"

"પોતે ? શું પોતે?-પોતાના ભાઈને ?" અરૂણ વેગથી બોલતો હતો.

"હા, હા, હા. પોતે. પોતાને હાથે. પોતાના સગા ભાઈને. રાજાને આંધળો કરવો એ દુનિયામાં સૌથી રહેલું કામ છે! જ્ઞાન વિનાની સત્તા અંધાપો લાવે જ !"

રાધાના શબ્દોનો મર્મ હવે અરૂણના મનમાં ખડો થયો. તેને કપાળે પરસેવો વળી ગયો પણ દેખાતી સ્વસ્થતાથી તેણે પૂછ્યું. "પાર્ટી ક્યાં છે? ક્યારે છે? હમણાંની છેલ્લી ખબર છે?

"રાત્રે સાડા નવે, કાલે, લાલબાગમાં."

"ઠીક, તું જા, મને કાલે સવારે વ્હેલો મળજે!" રઘુનાથ ધીમેથી દ્વાર વાસી ચાલ્યો ગયો. અત્યાર સુધી પોતે જે કાબુ રાખ્યો હતો તે ઉડી ગયો, ને અરૂણ—એકદમ જોસમાં ચિંતામાં કાંઈક નિશ્ચય પર આવવા આમથી તેમ આંટા મારવા લાગ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### એક સાહસ

શાંત રાત્રિમાં બેના ટકોરા વાગ્યા; અને અરૂણના મનમાં જાણે તે કલ્યાણીના મૃત્યુઘંટનો અવાજ હોય તેમ પેસી ગયા.

તે ચોક્કસ નિશ્ચય પર આવ્યો હોય તેમ લાગ્યું. પોતાની તલવાર ખીંટી પર લટકતી હતી તે હાથમાં લીધી ને બુકાની વાળી લીધી. અવાજ ન થાય માટે પગરખા કાઢી નાખ્યાં. એક ન્હાનો રાઇફલ કેડમાં ખેસી લીધી. એક વાર દર્પણમાં જોઇ

લીધું કે પોતે ઓળખાય તેમ નથી. તે ઝપાટાબંધ મેડીના પાછલા દ્વાર પાસે આવી પહોંચ્યો. વખતે કવખતે કામ લાગે માટે એના ગત બાપદાદાએ મહેલના પાછળના ભાગમાં ગુપ્ત બારી રાખી હતી; અરૂણુરાજ વારંવાર એનો ઉપયોગ કરતો, જો કે એવી શંકા કોઇને પડી ન હતી.

અરૂણુરાજ દ્વાર પાસે ઉભો; કાન દીધા તે કોઇકનો પગરવ સંભળાયો. એણે ચાવી ફેરવવા લાંબો કરેલો હાથ વાર્યો. ઘડીવારમાં તદ્દન શાંત થઇ ગયું. અરૂણુરાજ એકદમ બહાર કૂદી પડયો. પોતાને કોઇએ જોયેલ નથી, એની ખાત્રી કરવા થોડી વાર ભીંતના પડછાયામાં છાનો ઉભો રહ્યો. શેરીમાં સામેથી કોઇ ફાનસ લઇ આવતું હતું. અરૂણુરાજની સામે થઇ આવનાર બીજે રસ્તે ચાલ્યો ગયો. તેની પાછળ બે સ્ત્રીઓ દેખાણી.

અરૂણુરાજ હવે ઝપાટાબંધ ગામના રસ્તા વટાવી એક તુટેલ દરવાજા પાસે આવી પહોંચ્યો. આ દરવાજો હમ્મેશને માટે ખુલ્લો જ રહેતો. ધીમે ધીમે આગળ વધતાં તે મંદિર પાસે આવી પહોંચ્યો, મંદિર પાસે આવી તેણે દરવાજા પર કાન ધર્યો. અંદર ચોકીદાર ઘસઘસાટ ઉંઘતો હતો. દરવાજાને ઠેલી જોયો પણ અંદરથી મજબુત રીતે બંધ કરેલો હતો; આસપાસ દૃષ્ટિ ફેરવી. વંડી ઉપરથી ઠેકવું ઠીક લાગ્યું એ છલંગમાં તે વંડી ઉપર ચડયો થોડુંક વંડી ઉપર ચાલ્યો ને આસ્તેથી અંદર કૂદી પડયો.

એકવાર અંદર ગયો એટલે એનું હૃદય ધડકવા લાગ્યું; ભયથી નહિ પણ વિચારથી, પોતે કલ્યાણીનો આબરૂદાર ભાયાત આમ ચોરની માફક આવે એ વિચારથી શરમ આવી પણ બીજી જ ક્ષણે લોક કલ્યાણનો વિચાર કરતાં પોતાના કાર્યમાં નીતિ લાગી. તેના સામે મોટું ફળી હતું. તે ફળીને બીજે છેડે મંદિર દેખાતું હતું. અત્યારે રાત્રીના પવનમાં માત્ર ધજા ફફડતી હતી. તે ઝપાટાબંધ આગળ જ વધ્યો. મંદિરની પાસેના એક રૂપાળા ન્હાનાં ઘરમાંથી પ્રકાશ આવતો હતો અરૂણુરાજ તે તરફ ગયો. તેણે હર્ષનો છાનો પોકાર કર્યો; ને તેની છાતી ઉલ્લાસથી ઉછળવા લાગી, ઘરનું દ્વાર તદ્દન ખુલ્લું જ હતું. પોતાનું ઘર હોય તેમ તેણે પ્રવેશ કર્યો. હવે શંકા કે શરમ કાંઇ

હતી નહિ; એને લાગ્યું કે ઘરમાં પ્રવેશ કરવાનો એને કલ્યાણીના ભાયાત તરીકે હક્ક છે!

ઓશરી વટાવી અંદર જતાં ત્યાં પલંગ પર એક ચાલીસ-પચાસ વર્ષનો આધેડ માણસ સૂતો હતો. તેની ધોળી લાંબી દાઢીના વાળ કયારેક પવનમાં હાલતા હતા, પણ તે પોતે ઘસ-ઘસાટ ઉંઘતો હતો, ને તેનાથી થોડે દૂર નીચે પથારી પર કોઇ સ્ત્રી સૂતી હતી. તેનાં અસ્તવ્યસ્ત વસ્ત્રોમાંથી એની દેહલતાનો નાજુક ઘાટ તરી આવતો હતો. તેના ન્હાના ચિબુક પર અભિમાન ભર્યું ગૌરવ સ્પષ્ટ દેખાતું હતું. વિલાસી રીતે હોળેલા વાળમાંથી બે ચાર આડા ઉતરી કપાળપર ને ગાલ પર નાચતા હતા. અરુણ ઘડીભર જોઇ રહ્યો. એટલામાં પુરૂષે પડખું ફેરવ્યું. હવે વખત ગુમાવવો એ ભયંકર હતું. તે એકદમ પલંગ પર કુદ્યો. પેલો પુરૂષ સફાળો બેઠો થઇ ગયો પણ બીજી જ ક્ષણે એની છાતી પર અરુણરાજની તલવાર લટકી રહી.

" એક પણ શબ્દ બોલ્યો તો તારો પ્રાણ નહિ રહે. "

આજ વખતે પેલી સ્ત્રી એબાકળી બેઠી થઇ ગઇ. અરુણ-રાજે તરત જ કમ્મરમાંથી ન્હાની રિવોલ્વર કાઢી એની સામે ધરી.

" બાઇ ? ખબરદાર ! એક ડગલું ભર્યું કે રાડ પાડી તો ! "

હુબત પામી તે નીચે બેસી ગઇ—પડી ગઇ. પડતાં પડતાં " ઓય !" એટલુંજ બોલી શકી

નીચે પડેલ પુરૂષે આ તકનો લાભ લઇ જોસમાં ઉછાળો માર્યો. પણ એની છાતીમાં તલવારની અણી ભોંકાવા લાગી. તલવાર ભોંકાવાના ભયથી એ પાછો છાનો પડયો રહ્યો.

" ભાઇ ! તમારે પૈસા જોતા હોય તો લ્યો, પણ બ્રહ્મચારી મહારાજને નાહક શા માટે મારો છો ? એમાં તમારૂં શું વળશે ?" પેલી બાઇએ હિમ્મત લાવીને કહ્યું.

" બ્રહ્મચારી ! " અરૂણે હાસ્ય કરીને જવાબ વાળ્યો. "વાહ ! વાહ ! "

બ્રહ્મચારીને હિમ્મત આવી, " તમે કોણ છો ? "

" એ પછી બોલ, આજે જે બાઇ આવેલ છે તે આ કે બીજી ? "

બ્રહ્મચારી ઘડીભર એની સામે જોઈ રહ્યો. એણે અરુણરાજનું મન માપવા યત્ન કર્યો. પેલી બાઈ કાંઈ સમજી નહિ.

"કઈ બાઇ ?" બ્રહ્મચારીને હવે ધીરજ આવી હતી કે આવનાર લૂંટારો નથી.

"આજે આવી છે તે. જેને કહે છે દરબાર......"

"હા ! હા ! હા !" બ્રહ્મચારી સાંભર્યું હોય તેમ અવાજ કરીને બોલ્યો: "એ આ નહિ !"

"હેં !" અરુણરાજે પાસો ફરતો જોઈ ગભરાટથી કહ્યું. એને હવે સાંભર્યું કે પોતે રઘુનાથને આ વિષે કાંઈ ન પૂછ્યું તે ભૂલ થઈ.

"ત્યારે કઈ ? કોણ ? ક્યાં ?"

"એ બાઈને નાયબહિવાનનું માણસ તેડી ગયું !"

"સાચું બોલે છે ? કોણ આવ્યું હતું ? કોઈ ફાનસવાળો હતો ?"

"ખોટું શું કામ બોલું ? ફાન્સ લઈને એક માણસ આવ્યો સાથે બે બાઈઓ હતી !"

અરુણરાજને સાંભર્યું કે પોતાને શેરીમાં મળેલ તેજ માણસ હશે. બ્રહ્મચારીની વાત સાચી લગી તે એકદમ નીચે ઉતર્યો. પેલી બાઈ ગભરાટમાં રડી પડી.

"ઠીક; ત્યારે તમે છૂટ્યા પણ જો ખબર પડી કે ખોટું છે, તો કાલે ધડ પર માથું નહિ રહે હો !"

બ્રહ્મચારીએ સ્વર ઓળખ્યો., તેણે અટકળ કરી. એકદમ ખ્યાલ આવ્યો. તે મોટેથી બોલ્યો: "અરુણરાજ ?"

"હા એજ." અરુણે ગભરાયા વિના જવાબ વાળ્યો, "પણ જો વાત બહાર પડી તો તમારું માથું નથી !"

"અરે ! એ શું બોલ્યા, બાપુ ! પણ આમ અચાનક આવ્યા, તે કરતાં અમને પુછાવ્યું હત ! આ મંદિર આપનુંજ છે !"

બ્રહ્મચારીને બોલતો બંધ કરવા અરુણે પેલી સ્ત્રી તરફ દ્રષ્ટિ કરી.

"અને આ...?"

"એ તો—એ તો—બ—બ—બાપુ !"

"આ તમને બ્રહ્મચારીને શું કહેવું ?—નફટાઈ નહિ ?"

"પણ—પણ—બ—બ—બાપુ ! અમને કહો તે ધ—ધ—ધણી છો. બાકી—બાકી ચોખ્ખું કોણ છે ? અમ—અમારો જીવતો જીવ છે !"

" ત્યારે અહીં તો નથી ને ? ચોક્કસ ? "

" ચોક્કસ નથી. "

" ઠીક, રામ રામ. " એટલું બોલી અરૂણ ઝપાટાબંધ બહાર નીકળ્યો. બ્રહ્મચારીએ તેને અટકાવ્યો, " બાપુ ! આમ આવો આ તરફ, પાછળના બારણેથી. "

બ્રહ્મચારી સાથે અરૂણ ગયો, ને થોડી વારમાં પાછળના બારણેથી બહાર કુદી પડયો.

" ઠીક, બ્રહ્મચારી મહારાજ ! " અરૂણે અર્થસૂચક દ્રષ્ટિપાત નાખીને કહ્યું.

" બાપુ, રામ રામ—પણ મારો રોટલો ! "

" હા, વાંધો નહિ "

" મારી આબરૂ, બાપુ ! "

" જા યે વાંધો નહિ. પણ હવે આવા ધંધા છોડી દેજો ! "

" હવે તે હોય, બાપુ ! એક ભૂલ–જીવતો જીવ– "

અરણુ બહાર નીકળી ચાલ્યો ગયો હતો. પોતે નવી આવેલી સ્રીને ઉપાડી લેવા આવ્યો હતો. એને કાલે થનાર પાર્ટીનું મૂળ તોડી પાડવું હતું; પણ એમાં નિષ્ફળતા મળી. તે કચવાતો મૂંઝાતો ખીજાતો ઘર તરફ ચાલ્યો. તે ઘેર આવ્યો ત્યારે લગભગ પાંચ થવા આવ્યા હતા. એણે જેવો પોતાના દિવાનખાનામાં પ્રવેશ કર્યો કે તરતજ સામેથી રઘુનાથે પોતાની હમ્મેશની છટાથી સલામ કરી.

અરૂણ પોતા પર વધારે ખીજાયો, રઘુનાથે એ જોયું. પણ એવી દરકાર કરનાર એ જુવાન ન હતો. " અત્યારમાં, રઘુનાથ !" નફ્ફટકે અરૂણે કહ્યું.

'હા.' રઘુનાથે ટુંકો જવાબ વાળ્યો. આ મૌનથી અરૂણરાજને બમણી ઝાંઝ ચડી. રઘુનાથ જરાક મનમાં હસ્યો.

" અત્યારે ;રઘુનાથ ! " અરૂણે ફરી સ્પષ્ટ શબ્દોમાં—ભાર દઇને કહ્યું.

એટલો જ અડગ શાંત ને ટુંકો જવાબ આવ્યો; " હા ! "

" કેમ ? " અરૂણે તપીને કહ્યું, " કેમ આવ્યો છું ? "

" કારણ કે નાયબ દિવાનને બદલે બ્રહ્મચારીને ભેટયા !"

"તારે શું કહેવું છે, રઘુનાથ ?"

"એને તો રાત્રેજ નાયબદિવાને દરબારગઢમાં પધરાવ્યાં !"

અરૂણ શાંત પડયો: "કોને ? હું ! શું કહે છે ?"

"હા. લક્ષ્મીને. એનું નામ લક્ષ્મી છે."

"અને નિકા—વિવાહ."

"હુવા તો વિવાહ !" રઘુનાથે હસતાં હસતાં કહ્યું.

"ત્યારે આજે જગમોહનની પાર્ટી—અર્જૂનદેવ......"

"હા. એ વાત ચોક્કસજ બનશે. અર્જૂનદેવને ચેતાવું ?"

અરૂણે અભિમાનમાં માથું ઉંચું કર્યું: "રઘુનાથ તને એજ ખબર નથી, જો જગતમાં મૃત્યુછે, તો મૃત્યુને સામે મોએ ઝીલનાર પણ પડયા છે. જગતમાં ઝેર દેનાર છે તો સામે મોએ માગી લેનારા પણ છે. અર્જૂનદેવની આ પ્રકૃતિ છે માટે જ........"

"ત્યારે મારા પર વિશ્વાસ મુકો. હું સાંજ પહેલાં તમને મળીશ."

"ઠીક." અરૂણને ચણચણાટ.સમી ગયો હતો. તેને રઘુનાથની સલાહ ન લેવામાં કરેલી ભૂલ સાલતી હતી. રઘુનાથ ચાલ્યો ગયો. એ ગયો ત્યાં સુધી, અરૂણે જોયું ને પથારી તરફ જતાં બોલ્યો, "આ છોકરો ગજબ છે !"

---

## પ્રકરણ ૪ થું.

---

### નાયબ દિવાન

સવારના નવ વાગે કલ્યાણીના એક ભભકાબંધ ને રોનકદાર મકાનમાં પુરૂષો છાના કાંઇ વાત કરતા હતા. તેમાંનો એક ટુંકા ને સાંકડા કપાળથી, ઝીણી આંખો લાંબુ નાક ને લાંબી મૂછોથી, સ્વાર્થની મૂર્તિના આબેહુબ નમૂના જેવો દેખાતો હતો. તે બહુ જાડો નહિ, ને બહુ પાતળો નહિ, પણ મધ્યમ કાઠીનો આદમી હતો. દેશી રાજ્યોમાં વારંવાર બને છે તેમ દેખાવ વિનાના સાધારણ માણસો પણ મોટા હોદ્દા પર રહી, થોડાક કાળ કમાકથી રહી, પોતાનો પ્રભાવ બેસાડવા પ્રયત્ન કરે

છે. આ પુરૂષ પણ કાંઈક એવાજ સ્થિતિનો લાગે. એના સામે વિનયથી બેસીને એક જાડો ધંગધરા વિનાનો–ક્યાંક વધારે જાડો તો ક્યાંક થોડો પાતળો–માણસ વાત કરતો હતો.

" શેઠજી તમે શું નિશ્ચય—પર આવ્યા છો ? "

" રાણી સાહેબનો હુકમ અમારે મન તો સોળ વલ ને એક રતી. પણ એનું પૂંછડું સંભાળવાનું તમારે રહ્યું." પેલા જાડા માણસે જવાબ વાળ્યો.

" એવાં તો કંઈક જોઈ નાખ્યાં છે, જગમોહન શેઠ ? આ વાતમાં તો છે પણ શું ? "

જગમોહન શેઠે અરધું ખોટું અરધું સાચું–હી–હી–હી–હી હસીને જવાબ આપ્યો, ' જી હા ! આપે તો–આપ તો–પણ બાપુ ! અમારા જેવાનું મન હિમ્મત ન કરે. જેનાં જે કામ. " સામે બેઠેલા અધિકારીને આ મીઠાશભર્યાં વચનનો નશો આવ્યો. તે તે જરા વધારે સતેજ થયો.

"આ તો શું છે, શેઠ ! ગણ હું મદનપુરમાં એક વખત હતો, આશરે બાર—પંદર વરસ પહેલાં પછી ભાઈ તમે જૂઓ તો, આખું મંડળ વિરૂદ્ધ—આખું મંડળ હો ! મેં પણ જબ્બરો અડંગો જમાવ્યો. માત્ર ઉપરી અધિકારીને બરાબર સાચવ્યા. રાણી સાહેબને મહીના જાહેર કર્યા, ને ભાયાતમાંથી બે ચાર જણ સાહેબ પાસે પહોંચી ગયા.

" પછી ભાઈ તમે જુઓ તો નર્સ ને ડોકટરની દેખરેખ થઈ. ચારે તરફ ચોકી. મેં તો છેવટની ઘડી સાચવી, સાહેબ પણ બેઠા રહ્યા ને નર્સ ડોકટરના ખીસ્સામાં–કોના બાપના ? હેં ? શું કહો છો ! "

" જી હા આપ તો—"

" આ પછી રાણી સાહેબને પુત્ર જ આવ્યો. બીજું શું આવે ? હેં ! પૈસા કેમ થાય છે ? "

" જી હા, જી હા." શેઠ જગમોહન પણ 'જી હા'નો મંત્ર ભણતા ગયા.

" અને આજ અમારો–અરે ! એ કુંવર સૌથી સારૂં કામ કરે છે ! આ જોને બીજું કાંઈ ન–બને તો આડી પણ છેવટે એ ! "

" તે હા જી, આપની હા. બહોળો અનુભવ-લાયકાત-એ ચાર રજવાડા જોયા-જી શું ન થાય ? "

" હા ! હા. પછી આપણે તો વાત ભૂલી ગયા. શું બંદોબસ્ત કર્યો ? બોલો ! "

" જી હા. "

" માણસ વિશ્વાસુ છે ? "

" સોળ વાલ ને એક રતી, ટંચન જેવો. "

" કોણ છે? શું નામ ? કેવો છે ? ક્યાં રહે છે ? "

" જી. રઘુનાથ, બ્રાહ્મણ છે, તે આંહી જ રહે છે ! "

" હા હા. અરે બોલ્યો રખડુ ! ઠીક, પણ કામ તમે હાથે જ ધ્યાન રાખીને કરજો ! "

એ જ વખતે બહારથી પટાવાળો આવ્યો " સાહેબ ! વિશ્વનાથભાઈ આવે છે ! '

" હેં ! ઠીક. બીજું કોણ છે ? "

" જી એકલા છે. "

" ઠીક, શેઠ સાહેબ ! તમે જરા આ બારણેથી જાઓ તો ! "

શેઠ જગમોહન બીજે બારણેથી ચાલ્યા ગયા. તરત જ એક આધેડ જેવા જણાતા માણસે પ્રવેશ કર્યો. એણે જૂની ઢબનું અંગરખું પહેર્યું હતું, હાથમાં લાકડી રાખી હતી. ને માથે નાના ઘાટની જામનગરી પાઘડી મૂકી હતી. સોનેરી છેડાવાળો દુપટ્ટો એની સાહેબાઈ દર્શાવતો હતો. એણે જેવો પ્રવેશ કર્યો કે તરતજ ચારે તરફ દ્રષ્ટિ ફેરવી લીધી; એને જોઈને મદનલાલે બેઠાં બેઠાં જ પણ માનથી, " આવો ! આવો. " કહ્યું, ને વિશ્વનાથે એક મીઠા સ્મિતથી જવાબ વાળ્યો.

વિશ્વનાથ—દેશી રાજ્યોમાં વારંવાર બને છે તેમ—કલ્યાણીમાં ત્રણ હોદ્દા ભોગવતો હતો. પ્રથમ તો તે મ્યુનિસિપલ પ્રેસિડન્ટ હતો. રેવન્યુ ખાતાનો વડો અધિકારી—રેવન્યુ કમીશનર—પણ એ હતો. ત્રીજો અધિકાર ન્યાયમાં એનો એકડો સાથી મોટો લેખાતો. વિશ્વનાથ કલ્યાણીનો હાકેમ જ લેખાતો. મદનલાલ નાયબ દિવાન છતાં, એની સામે થવાને ડરતો ને તેથી જ એને મિત્ર માની રહ્યાં હતો.

રાજ્યમાં પણ વિશ્વનાથનો ભત્રીજો વહીવટદાર હોય, તો કોઈનો દીકરો મ્યુનિસિપાલિટીમાં હોય; દીકરાનો દીકરો વકીલ હોય, તો ભાઈ ન્યાયાધીશ હોય. એટલે એક વિશ્વનાથ સાધતાં પાંચ સાત ખાતાં સંધાઈ જતાં. વિશ્વનાથ કલ્યાણીની સૌથી અગત્યની વ્યક્તિ હતી. એ બોલતો થોડું—પણ બહુજ મીઠું, જાણે મધ ઝરે છે. દ્વેષી નહિ, પણ સ્વાર્થી ખરો. પોતે સૌને રમાડતો જોકે બીઓ એને ક્યારેક રમાડી જતી. બહુ ઓછાબોલો, મીઠ બોલો સ્વાર્થી ને રાજા એટલે આંધળા એવી દઢ માન્યતામાં અડગ. આ પુરૂષ કારણ વિના આગળ આવતો નહિ. પણ કોઈ કામ એના વિના આગળ થતું નહિ. એનો ગુપ્ત સંચાલક તો એ હોય જ. મદનલાલે, અર્જુનદેવને ઉડાવી દેવાનું જે હાથમાં લીધું હતું. તેમાં પણ એની ગુપ્ત હા હતી. જો કે મદનલાલ એને પછાત રાખી, બધું માન એકલો જ ખાટી જવા માગતો હતો.

રાધારાણીએ શેઠ જગમોહન મારફત બંદોબસ્ત કર્યો હતો, ને તેનાં એ સૌના પક્ષકાર તરીકે આ પ્રસિદ્ધ પુરૂષો ભળ્યા હતા. બીજી પ્રતિપક્ષમંડળીના છતાં બધા પોત પોતાના સ્વાર્થથી આ કામમાં એકઠા બન્યા હતા. આ કામ પુરૂં થાય, તો બીજાં શું કામ છે એ પણ સૌ જાણતા હતા; બીજું કામ રાધારાણીને છોકરૂં ! દેવીસિંહને હંફાવવા માટે પણ વિશ્વનાથ ને મદનલાલ રાધારાણીના પક્ષમાં ઉભા રહેવા તૈયાર થયા હતા ! આ અને આવા અનેક ગુપ્ત હેતુ વ્હેના મગજમાં ભર્યા હતા, ને અત્યારે વિશ્વનાથ કાંઈક એવા જ હેતુથી નાયબ દિવાનને મળવા આવ્યો હતો.

" કાં ? " વિશ્વનાથે બેસતાં જ પ્રશ્ન કર્યો, " શેઠ ગયાને ? " પોતે આમ અચાનક પકડાશે એ મદનલાલને ખબર નહિ; પણ એણે પ્રશ્ન ઉઠાવ્યો.

" તમે દેખ્યા ? અત્યારે તો ઘેર હશે ને ? નાનુ ! " એક પટાવાળો હાજર થયો.

" શેઠ જગમોહનને, જોતો —ઘેરથી—"

" ના, ના, ના, શું કરવા ? ભલેની જાય. " વિશ્વનાથ મદનલાલનું નાટક કળી ગયો. રાધારાણી પાસે પોતે જ બધી

યોજના પ્રગટ કરવી એવી મહત્વાકાંક્ષા સિદ્ધ કરવાનો આ પ્રથમ પ્રવેશ હતો.

"નાનુ! દોડ! દોડ! જાતો. પૂજામાં બેઠા હોય તો કહેજે પાંચ મીનીટનું કામ છે!"

"અત્યારે પૂજામાંજ હશે?"

નાનુ પોતાના સ્વામીનો પાઠ બરાબર શીખી ગયો હતો.

"જી, હા. અત્યારે પૂજામાં હોય છે."

વિશ્વનાથ આ ખેલ જોઇ રહ્યો. પણ શેઠ અત્યારે આહિ જ હતા, એમ કહેવરાવવામાં કાંઇ ખાસ સ્વાર્થ સાધવાનો નથી, એમ વિચારી તેણે મૌન પકડ્યું. તે બન્નેની વાતોમાં ભળી ગયો. •

'એમ કે? અત્યારે પૂજામાં હોય છે કાં?"

"જી,હા."

"ઠીક, તો પછી વાત, કેમ એમજને? મદનલાલભાઇ!"

"જી, હા. તમને ઠીક પડે તેમ. પણ આપે કાંઇક સૂચના કરી હત—"

"હવે સૂચના ને બુચના. તમે મળ્યા એટલે પતી ગયું." વિશ્વનાથે ત્રાસી આંખે મદનલાલ સામે અર્થસૂચક દ્રષ્ટિ ફેરવી પણ એણે નજર ચુકાવી.

"રાધારાણી મળ્યાં હતાં." વિશ્વનાથે તેવુંજ પ્રકરણ ઉપાડ્યું. પ્રથમ વાક્ય બોલતાજ મહત્વાકાંક્ષી દિવાનના ચ્હેરા પર બદલાયલો રંગ એણે જોયો. મદનલાનને દરેક કામ પોતે કર્યું છે એમ કહેવરાવવાનો ભારે શોખ હતો; ને તેથી બીજાએ કાંઇ કર્યું છે એ સાંભળતાં તે ઉંચો નીચો થઇ જતો. વિશ્વનાથે હવે એની સૌથી નબળી બાજુ પર હલ્લો કર્યો તે થોડાક પાસે સર્યો.

"કહ્યું છે કે આ કામ પૂરું કરો કે તરતજ બીજું તૈયાર છે!"

"જી, હા. એજ વાત મ્હારી સાથે—"

"હા જી, તમારી સાથે થઇ હશે, એ પણ કહ્યું અને—"

"હં." મદનલાલ તલપાપડ થઇ રહ્યો.

વિશ્વનાથ મીઠું હસ્યો; "અને જૂઓ છો ને?

"શું?" મદનલાલે ઉતાવળે પુછ્યું.

વિશ્વનાથે ચાવી ચાવી મીઠા શબ્દો બોલવા શરૂ કર્યા: "આજ કાલ કોણુ કોનું છે? રાધારાણી કાલે ફરી બેસે. એમ થાય તો એક દેવીસિંહ તો જાય! મેં રાણીને પણ એજ કહ્યું–"

"હેં?" મદનલાલે ટાપશી પુરાવી.

"કે તમારૂં બીજું કામ પણ મદનલાલભાઈ કરવાના. પણ પછી તમે બે બાજુ ઢોલકડે વગાડો તો વાત વણુશી જાય."

"બરાબર! ઠીક સંભળાવ્યું." મદનલાલનો જીવ હેઠો બેઠો, વિશ્વનાથે એને વધારે ખીલવ્યો.

"એ કીધું અત્યારે એની પાસે માણુસ છે. શેઠ જગમોહન ધણુાને દોરે છે. સાહેબ લોકમાં એનું વજન છે. ને આવી લો કેંક રમત એણે જોઇ નાખી છે!"

"હા બસ શેઠ જગમોહનને મેં એજ વાત કહી–" મદનલાલ ઉલ્લાસમાં આવી ગયો. બોલતાં બોલતાં પસ્તાયો પણ વાત પૂરી કરી.

"મદનલાલભાઈ, હું તો કહું છું કે તમે જબરા છો; આ શેઠને પડખામાં રાખી કેંક ગોટા થાય તેવું છે."

"એટલા માટે–એટલા માટે જ મેં એને પ્રથમ સાધ્યો છે. પ્રજાની દાદ–ફરીઆદ બધું જ બંધ. અવાજ પણ વહેંચી નાખે. કોઇને એક થવા સમય ન આવે."

"બરાબર." વિશ્વનાથ ધીમે ધીમે વિષય પર આવ્યો.

"શેઠે આ કામ તો પાકું કર્યું હશે કે?"

"હા હા. મે પુછ્યું ને હમ–હમ–"મદનલાલ લથડયો.

"હમણાં જ? ઠીક કર્યું." વિશ્વનાથે પૂરૂ કર્યું.

"કોણુ?–કોણે કીધું?" મદનલાલ હવે અસંબદ્ધ બોલવા લાગ્યો. એનું મન બીજા વીચારમાં હતું. રઘુનાથને આ ઓળખતો હશે?"

"કેમ, તમે જ! આપની તબિયત કાંઇ ઠીક નથી?" વિશ્વનાથે મદનલાલનો ફરવાનો માર્ગ બંધ કર્યો "આમ કરશો તો લાભ નહીં થાય ને જાહેર થઇ જાય. જગમોહન શેઠે કોને સોંપ્યું છે? કોણુ છે પાટીમાં રસોયાના ઉપરી તરીકે?"

મદનલાલ હજી પસ્તાવામાં હતો. પોતે જે ઢાંકવા માગતો હતો તે પોતાને જ હાથે ખુલ્લું થઇ ગયું " હવે શું વળિ છે ?" એણે મન વાળ્યું.

" રઘુનાથ ! "

" રઘુનાથ ? એ કોણ ? શેઠનો વિશ્વાસુ છે ? "

" હા "

વિશ્વનાથે વિજયનો પૂરો લાભ લેવા ને મદનલાલને વધારે વ્યગ્ર બનાવવા છેલ્લો શબ્દ સાંભળીને જ હાથમાં લાકડી લીધી. " ઠીક ત્યારે લ્યો ! " તે ઉઠતાં ઉઠતાં બોલ્યો.

" કાં કાં ? હવે બેઠા છો ! "

" ના હવે જઇશ જરાક કામ પણ છે. "

" અરે ! પણ બેસો તો ખરા ! "

" ના હવે બેસીશ નહિ. " વિશ્વનાથ મીઠું હસ્યો; " ને તમને મળીને આજના નવીન જાણ્યા ! " તેણે મીઠાશથી ઉમેર્યું.

નાયબદિવાનના પેટમાં ટાઢો શેરડો પડ્યો " હવે ચોક્કસ આ યોજનાની પહેલી વાત એ કરશે ! જશ એ લેવાનો ! "

મદનલાલને વિચાર કરતો મૂકી. વિશ્વનાથ વિજયના આનંદથી બહાર નીકળ્યો. એનું માથું હમ્મેશ કરતાં જરાક વધારે અક્કડ હતું; ને લાકડી હાથમાં વધારે ઉછળતી હતી.

---

## પ્રકરણ ૫ મું

### રઘુનાથ

વિશ્વનાથ થોડે દૂર ન ગયો ત્યાં નંદરાજનો ખાસ માણસ સીદીક એને સામે મળ્યો, મહારાજસાહેબ દસ બજ્યે સૌ મુખ્ય અધિકારીઓને ખાસ મહેલમાં બોલાવતા હતા; એટલા સમાચાર આપી તે મદનલાલના ઘર તરફ ગયો. વિશ્વનાથ આ સભાનું શું રહસ્ય છે તે ઉકેલવામાં ગુંથાયો, ને એટલામાં એને રઘુનાથનું નામ પણ કોયડા જેવું લાગ્યું. દરબારમાં જવાની તૈયારી કરી લેવા તે ઉતાવળે ઘર ભણી વળ્યો, પણ તેના મગજમાં રઘુનાથનું નામ ભમતું હતું.

રઘુનાથ નંદગ્રામમાં કોયડા જેવો જ હતો. એના જેવો બેદરકાર નંદગ્રામમાં ભાગ્યે,જ મળે. પહેલા એ એ જગમોહનને ત્યાં નોકર હતો. પણ એનો સ્વભાવ આનંદી ને જરાક શોખીન રહ્યો એટલે કલાકના કાંટા પર નોકરીની કિમ્મત માપનાર શેઠને એ આકરો પડયો. ઉત્સાહી, આનંદી, વિશ્વાસુ ને મરી ફીટનાર આવો માણસ એકદર હાથમાં ઉદ્ધત ને સ્વચ્છંદી બને છે.

રઘુનાથનું પણ તેમજ થયું. નંદગ્રામના મોટામાં મોટા લોફર-ની ગણનામાં એ પહેલો આવ્યો; ને એના તંગી જીવનમાં અનેક દોષ પેસવા લાગ્યા. શેઠ જગમોહન ઝવેરાતનો વેપાર કરતો, પણ માણસનું કે એના કામનું જવાહીર માપતી વખતે ઘડીઆળના કાંટા-માં જોતો !—'કેટલા કલાક કામ કર્યું ?'

જગમોહનને ત્યાં એક ખવાસણની છોકરી હતી, એનાં માબાપ ગુજરી ગયેલા ને શેઠે પોષેલી. તે ઘરનું કામકાજ કરતી, આંટા ફેરા મારતી. કન્હૈયા જેવો આનંદી, રૂપાળો ને રમતીઆળ રઘુનાથ એને લાગી ગયો. એની સામે ધીમે ધીમે મીઠી નઝરનો વ્યાપાર થયો. આજ કાલ રાજવંશી વીર્ય ક્યાં વેરાય છે એ ખબર નથી. પણ આ ખવાસની છોકરી મોટી થતાં રાજવંશી રૂપમાં ખીલી નીકળી. એનામાં પણ રાજનું લોહી હશે કે કેમ એ એની માતાને વધારે ખબર, કે પછી હંમેશા રાજમાં રહેનારાં રૂપમાં રાજવંશી બને એ કોઇ વિજ્ઞાન-શાસ્ત્રી જાણે પણ આ છોકરીમાં રાજવંશી લાવણ્યની રેખા ઝળકી ઉઠી. આ પ્રસંગથી રઘુનાથને શેઠે રજા આપી. રઘુનાથ પર એક જણની દષ્ટિ ચોટી હતી, ને ગામના આ રખડતા જુવાનને વિશ્વા-સ અને સ્નેહથી પોતાનો કરી લેવાનું અરુણરાજને સૂઝ્યું. એ એનો ખાનગી માણસ ખાનગીમાં જ રહ્યો ને નંદગ્રામ તો હજી એને રખડુ રઘુનાથ માનતું ! રઘુનાથ કામમાં એકકો હતો. એટલે ધીમે ધીમે કોઇ અમલદારને શેઠને કે ગમે તેને કામ હોય ત્યાં એ સૌથી આગળ પહોંચી જતો આ એનો હક્ક થઇ ચૂકયો હતો, ને તેથી રઘુનાથ હવે પરિચીત ને થોડો ઘણો પ્રિય પણ થઇ પડયો હતો. રાધા પર મહારાજ નંદરાજની દ્રષ્ટિ પડતાં તે રાણી બની ગઇ હતી, ને તેથી શેઠ જગમોહન પણ પોતાના જૂના નોકરને વારં-વાર બોલવી આશ્રયદાતાની માફક કામ સોંપતા. રઘુનાથે એક જ સ્વામીને ખરા પુરૂષ જેવો માની એની નોકરી બજાવતાં મરી

ફીટવાનો મંત્ર લીધો હતો, એટલે સોનાં કામ કરનારો તે બધા-નો માણસ હતો. પણ વિશ્વાસુ તો અરુણરાજનો એકનો જ બની રહ્યો. રાધાનું લાવણ્ય હજી એના મગજમાંથી ખસ્યું ન હતું. જો કે એની નજર દેવીસિંહ પર પડી છે એ વાત પણ રઘુનાથના જાણવામાં આવી ગઈ હતી. રઘુનાથ આ પ્રમાણે જગમોહન શેઠનો વિશ્વાસુ બની, લાલબાગની પાર્ટી ગોઠવવાની ધુનમાં મચ્યો હતો. ત્યારે વિશ્વનાથ પોતાના મગજમાં એનો પ્રતિહાસ સંભારી રહ્યો હતો.

"હા ! હા ! હા !" વિશ્વનાથ પોતાના ઘર પાસે પહોંચતાં એકદમ હસી પડ્યો. પોતાને કોઇએ જોયેલ નથી કે ? એ જોવા પાછી નજર ફેરવી ત્યાં રઘુનાથ જ રસ્તામાં ઉભેલ દીઠો. શેઠ જગમોહનના કામની ધમાલમાં એ કોઇની રાહ જોતો ત્યાં ઉભો હતો. રાધાનો જુનો ઇતિહાસ ને રઘુનાથની વાત સાંભરી આવતાં હવે સ્પષ્ટ થયું કે રાધાનીજ સૂચનાથી આ તેના ઇશ્કમાં પડેલો જુવાન આવું સાહસ ખેડવા તૈયાર થયો છે ! ને રાધારાણી આ મદનલાલ પર નહિ, પણ આ જુવાન પર જ વિશ્વાસ મૂકી રહી છે, એ ખ્યાલમાં આવી ગયું. આ શોધના પરિણામે એ હસ્યો. એને લાગ્યું કે કામ પૂરૂં થતાં આ જુવાનની પણ બે બદામ જેટલી જ કિંમત રહેશે. વિશ્વનાથે રઘુનાથને મોટેથી બોલાવ્યો;

"કાં રઘુનાથ ! કેમ દેખાતો નથી ?" રઘુનાથ પાસે આવતાં જ તેણે પૂછ્યું; "તૈયારી થઇ ગઇ છે ને ?"

રઘુનાથે ઉલ્લાસથી જવાબ વાળ્યો, "જી હા. બધી તૈયારી છે."

"રાધારાણી હવે દયા રાખે ખરાં કે ? કે ભૂલી ગયાં ?" વિશ્વનાથે મીઠાશથી પૂછ્યું.

"જી હા. હજી મદદ કરે છે."

"એમ ! તો બહુ સારૂ. તેં પણ એના માટે શું શું નથી કર્યું ?"

"જી !" રઘુનાથ આ સંદિગ્ધ સવાલથી કચવાયો.

વિશ્વનાથે મનમાં એક ગાંઠ વાળી કે જો આ યોજના નિષ્ફળ જાય, તો મદનલાલ ને દેવીસિંહને એના ભોગ કરી દેવા ! રાધારાણી પોતાના બચાવ ખાતર એટલું કબુલ કરશે જ; ને જો આડી ઉતરે તો રઘુનાથને સાધી પોતાનો ડંડો ને ભવિષ્ય વધારે મજબુત કરવાં.

## પ્રકરણ ૬ ઠું

### દરબાર કચેરી

વિશ્વનાથ રાજભવનમાં આવ્યો ત્યારે લગભગ ઘણા ખરા અધિકારીઓ આવી ગયા હતા; મહારાજ નંદરાજ સાધારણ રીતે કોઇની સલાહમાં વિશ્વાસ રાખતો નહિ; જો કે પોતાનો મત તો કોઇ વાત પર હતોજ નહિ: એટલે રાજનાં બધાં કામ, જ્યારે અધિકારી એમ મનાવી શકે કે મહારાજને સલાહ આપી જ નથી ત્યારે તરત થઇ જતાં ! દેખાવમાં મહારાજનો જ મત પોતે સમજી રહ્યો છે ને પોતે કાંઇ સલાહ આપતોજ નથી એમ થવું જોઇએ. નંદરાજની આ વૃત્તિ સૌથી વધારે સારી વિશ્વનાથ જાણતો, ને તેથી એના શબ્દોની ગોઠવણ હમેશાં એવા સંદિગ્ધ વાક્યોમાં જ થતી.

દરબાર કચેરીમાં આજે ખાસ અધિકારીઓને જ બોલાવવામાં આવ્યા હતા. હજી નંદરાજ આવ્યો ન હતો, તેથી સૌ આમથી તેમ આંટા મારતા હતા.

કચેરીના વિશાળ હોલની ફરસબંધી આરસપાણની કરી હતી: કાચના દ્વારમાં મનુષ્ય જતો હોય ત્યારે એનું પ્રતિબિંબ પડતું. ચારે તરફ આવાં અનેક દ્વાર ગોઠવ્યાં હતાં ઉપરની છતમાં થોડાંક નગ્ન ને થોડાંક કલ્પિત ચિત્રો આછા આછા અનેક રંગમાં શોભી રહેતાં ! આ રંગાટકામ યુરોપના કોઇ પ્રખ્યાત ચિત્રકારે દરરોજના રૂપિઆ દોઢસો લઇ કરી આપ્યું હતુ. એકલા ચિત્રકામનો જ અડસટ્ટો આશરે લાખ રૂપિયા થઇ ગયો. નંદરાજના પિતાએ આ વિશાળ રાજભવનની કલ્પના ગોઠવી હતી; ને નંદરાજે તે વીસ–બાવીસ લાખના ખર્ચે પૂરી કરાવી હતી. રાજભવનથી જરાક જુદો પણ એનો જ ભાગ હોય તેમ કચેરી હોલ ગોઠવવામાં આવ્યો હતો. નીચલા માળે પાણી ઉનું થાય ને એના ધુમાડા ત્રણ માળ વીંધીને નીકળી જાય, એવી ગોઠવણ કરવામાં પણ નંદરાજે ખુબ પૈસા ખર્ચ્યા હતા. રૂપાના કઠેડા, ઉચું નકશીકામ ને યુરોપનાં અનેક રમકડાંથી મહેલનો ઠઠારો ગોઠવનાર

એક જૂદો જ અધિકારી પાંચસો રૂપિઆ ખાતો ! નંદગ્રામનો ખેડુત પોતાના પરસેવામાંથી બચ્ચાંને થોડી મીઠાઈ અપાવવા પોતે ત્રણ દિવસ જરૂરી ખોરાકમાં કરકસર કરતો, ત્યારે મહેલની એક જાળીમાં ચોરસ બાંકાને બદલે અષ્ટકોણ બાંકા કરવા રૂપિઆ હજાર–બે હજાર સહજ જ વપરાઈ જતા ! રાજાઓના મહેલના રંગ રૈયતના લોહીના છે.

કચેરી હોલમાં અધિકારીઓ હજી આમથી તેમ ફરતા હતા. એક જાળી પાસે વહેતી નદી પર દ્રષ્ટિ રાખી મદનલાલ ને બાબુરાવ, જૂના દોસ્તો ઘણે વખતે મળ્યા હોય તેમ હસી હસીને આનંદથી વાતો કરતા હતા. બીજી બાજુ એક ઉજળા વર્ણનો અર્ધશ્રીમંત જેવો જણાતો ગૃહસ્થ બારી પાસે ઉભી કાનને સરવા રાખી, ચિત્રો જોવા મશગુલ હોય તેમ ઉંચે નજર કરી રહ્યો હતો. તેની પાસે એક ઠીંગણા જેવો જાડો માણસ ઉભો ઉભો ચારે તરફ દ્રષ્ટિ ફેરવતો હતો. વિશ્વનાથ આ બન્ને જણા તરફ વળ્યાં.

" કાં સાહેબ ! હવે તો કચેરી હોલ બરાબર ગોઠવાયો કે નહિ ? " વિશ્વનાથે જેને સંબોધીને આ વાક્ય ઉચ્ચાર્યું હતું. તે ગૃહસ્થે, ચિત્રો જોવાનું મૂકી વિશ્વનાથ તરફ જરાક હસીને સલામ કરી.

" આવો ! આવો ! પધારો."

" કહું છું, હવે તમે બીજા ખાતાને આરામ આપશો કે નહિ ? " તે ગૃહસ્થે ફરીને મોં મલકાવ્યું. એના ગોર લંબગોળ ચહેરામાં નાક જરાક વધારે સીધું ને લાંબુ દેખાતુ હતું. આંખમાં થોડીક ભુરાશ હતી, ને અંધાઈની કે દંભભરી લુચ્ચાઇનાં સ્પષ્ટ ચિન્હ એના હસવામાં દેખાઈ આવતાં હતાં તે જરાક ધીમું મીઠું હસ્યો ને ડોક હલાવી.

"ના રે, સાહેબ ના ! હજી તો અમારે પાંચ લાખ જોઈએ !"

" શું સોનું ઢળાવવું છે ? "

" ના, પણ જેવી છબી બનાવી તેવું બધું હોય તો શોભે. સરકારી બાંધકામખાતાં તો તપાસો ! લાખોની રકમ ને લાખોના ખાડા ! "

સરકારની હરિફાઈ રાજથી થાય ? તમે આવા એન્જીનીયર ક્યાંથી થયા ? " વિશ્વનાથ હસતો હસતો બોલ્યો.

પિનાકીપ્રસાદ—એ એનું નામ હતું—જવાબ હસ્યો.

" પણ અમારે કરવું કેમ ? હજી એક નવા મહેલની 'પ્લેન' ગોઠવાય છે ! "

" હું ! "

" જી હા. "

" અરે પણ રેવાશંકરને પુછ્યું ? ટ્રેઝરીનું તળું દેખાશે હો !"

" તો આશીર્વાદ તમને ! " પેલો ઠીંગણો માણસ અત્યાર સુધી શાંત હતો તેણે ઉમેર્યું, " ધોરી વિના ધરાનો ભાર કોણ વહેશે ? "

" કણબીઓ હવે હાથ જીભ કાઢી ગયા છે, હો ! ને રેવન્યુખાતું હવે એક પાઈ વધારે આપે તેમ નથી !

"જમીન તો સાગર છે; તેમાંથી ભરતાં લેતાં ખુટે જ નહિ." હસતાં હસતાં પિનાકીપ્રસાદે ઉમેર્યું.

" પણ હવે શું બાકી છે ? "

" એ તો તમે ને તમે ગોતવાના. પૂચ્છ વેરા, શીંગડા વેરા, ચુલા વેરા; સુધરેલ થવું હોય તો—Income Tax, જુના જમાનામાં રહેવું હોય તો કુંવર પછેડા, નવા જમાનામાં આવવું હોય તો 'મ્યુનિસિપલ ટેક્સ' જ્યાં સુધી એનું છે ત્યાં સુધી પૈસામાં શું કરો છો, મ્હારા સાહેબ ? "

વિશ્વનાથ હસી પડયોઃ " શાબાશ ! શાબાશ ! "

પેલો ઠીંગણો માણસ વાત ઉપાડવાની રાહ જોતો હતો તેને ઠીક તક મળી. એનું પહોળું ગોળ મોં, મોટી બિલાડા જેવી માંજરી આંખો, ઠીંગણો ઘાટ, પહોળું નાક, બધાં ઉલ્લાસમાં આવી ગયાં. તે ધીમેથી પણ ચાવી ચાવીને બોલ્યો.

"આજ હવે તમારા કર વેરા શું છે ? હાથે કરીને હક્ક ગુમાવ્યા, છે એટલુંજ. બાકી અમારી જ સાંભરણમાં ને હજી દેખતું છે ત્યાં ખેડુત ઉપર જ ગામ નભી જાય એવી ગોઠવણ કરી હતી; હવાલદારી, માંડવી, સુખડી ખરાજાત, ઘાંચીવેરા, ખેડુખરાજાત, કામદારી, મુંઢીચપટી, ખોળો, કુંવર સુખડી, આટલી બાબત કાઢયા પછી રાજભાગ લેવાતો ! ધીમે ધીમે સુધારાને નામે લોકોને છુટ

આપી; હવે મોટું ખર્ચ કરવું હોય તો રાજ મોં વકાસીને બેસે. અરે ! મારા સાહેબ ! આતે રાજ કે રમ્મત ? "

વિશ્વનાથ જવાબમાં માત્ર મીઠું મીઠું હસ્યો.

વિશ્વનાથ બહુ વિચિત્ર માણસ હતો. એનું તળીયું બહુ ઉંડું હતું; બીજાને માપવા માટે એ ક્યારેક પોતાનો વિચાર પોતા પાસે જ રાખી, સામાને ઉત્સાહ આવે એવું હસ્યા કરતો. પેલો ઠીંગણો માણસ હજુ આગળ વધ્યો.

"આ તમારૂં આવું ખર્ચ મસવાડી વેરા, (રબારી ઉપર ચારા માટે લેવાતો કર) પેડાં વેરા, ને ઉબરા વેરા [ ઘરના ઉંબરા દીઠ ] નાખો, એમાં નીકળી જાય; એમ કરતાં ઘટે તો છેવટ તાલુકદારને મોટું ખર્ચ કરવું પડે ત્યારે લોક મદદ આપતા–તે ઘુબાક વેરા. બોલો, શું કહો છો, સાહેબ ? રાજને પૈસો નથી એમ કહેવાય જ નહિ ! જન્મ મરણ ને લગ્નની હકસાઇ તમે કાઢી દીધી, એમાં લોકે તમને શું નવાજી નાખ્યા ? વસવાયાને જેટલો ચડાવશો એટલી રાજની પ્રતિષ્ઠા મોળી પડશે. "

" એ વાત તો સાચી છે, હો ગોવીંદ !" વિશ્વનાથ બોલ્યો, " પહેલાં જે રાજની પ્રતિષ્ઠા હતી તે હાલ નથી રહી. આજ તો રાજ પણ પૈસા આપે ત્યારે કામ થાય ! "

"હા, બસ એવું જ થઇ ગયું."

એજ વખતે કચેરી હોલમાં પોતાપોતાની જગાએ બેસવા માટે દોડધામ થઇ રહી. સામેથી એક પચાસ સાઠ વર્ષનો પણ જુવાન જેવો જણાતો માણસ આવતો હતો; એણે અરધો રાજપૂતાઇ ને અરધી યુરોપશાહીનું મિશ્રણ કરી વેષ સજ્યો હતો. 'બીજીસ' પર કોટ, ને માથા પર સાફો માર્યો હતે; મુછોને રંગી રંગી ભુખરી કાળી બનાવી હતી; તે તેને વળ ચડાવી પડતી ક્ષત્રીવટ જાળવી રાખી હતી ! એનો ચહેરો રૂપાળો પણ કાંઇક શિથિલ ને કડક હતો; ન્હાના પાતળા લાંબા હોઠ, અણીવાળું નાક ને મોટી આંખ એટલા રાજવંશી ચિન્હ પર, એની જરાક રાતી ચંચળ આંખથી વિષયીપણાની છાપ ઉઠતી હતી. જેવો તે આવ્યો કે તરતજ સૌએ ઝુકીને સલામ લીધી. નંદરાજે ગાદી તકીયા પર બેસી પગ લાંબા કર્યા, ને મંગળાચરણમાં જ કંટાળ્યા જેવું કસાણું મોં

કરી બાણુરાવ સામે જોયું: "બાણુરાવ! વળી પેલી બાબત આવી કે શું?"

બાણુરાવે અધિરાઇથી કહ્યું કે "જી, હા"

ગોવિંદે પિનાકીપ્રસાદનો કાન કરડયો, "લક્ષ્મીરાણીની મીઠી સોડમ થી આવતાં બહુ વસમું લાગ્યું હશે હો!"

પિનાકીપ્રસાદે મોં પર આડો હાથ રાખી પૂછ્યું, "લક્ષ્મી કોણ? કોઇ નવી વળી?"

"કયા ગામમાં વસો છો?" ગોવિંદે કહ્યું.

પિનાકી કાંઇ બોલે તે પહેલાં બાણુરાવ તરફ સૌનું ધ્યાન ખેંચાયું; "એવું છે કે આપણને એક 'એડવાઇઝર' રાખવાની સલાહ મળી છે! બીજું પ્રજાને કેળવણી આપ્યા પહેલાં, પ્રજા-કીય સંસ્થા જેવી ઢીલચાલ મજબુત રીતે દાબી દેવા ભલામણ કરે છે; ત્રીજું આપણા રત્નપુર બંદરને સારી સ્થિતિમાં મૂકવા કેટલોક વહિવટ પોતાના હાથમાં મુકવાની શિખામણ આપે છે!"

પિનાકીને આમાં કાંઇ રસ પડયો નહિ. એને પોતાના હાથમાં પૈસા સોંપવાની વાત ન હોય એવી કોઇ વાતમાં ભાગ લેવાની પ્રતિજ્ઞા હતી. તેણે ચિત્રો તરફ દ્રષ્ટિ ફેરવવી શરૂ કરી.

વિશ્વનાથ ધ્યાનથી સાંભળી રહ્યા મદનલાલે બાણુરાવ તરફ જોયું. બાણુરાવ મૂળ દક્ષિણ તરફનો હતો; પણ ઘણા દક્ષિણીઓ ગુજરાતમાં આવીને ગુજરાતી બની જાય છે. તેમ હળવા મળવામાં ગુજરાતી બની ગયો હતો. સ્વભાવે જરાક તીખો ને સીધો લેખાતો; મહારાજને એના પર ખાસ પ્રીતિ ન હતી, પણ અટપટા પ્રશ્નમાં એ આડો ઉભો રહેતો, એટલે એને જાળવતા. એણે હજી દક્ષિણી પાઘડી ને દક્ષિણી જોડા છોડયા નહિ હતા; ને કોઇ કોઇ અધિકારી ક્યારેક એનું અનુકરણ કરતો, ત્યારે રાવસાહેબ એને મીઠાશથી ઠપકો આપતા. હજી એના કપાળમાં ચંદન દેખાતું, ને કપાળ ઉપર ઝુલતાં ઝુલ્ફાંને બદલે સીધો સપાટ બ્રહ્મરંધ્ર સુધીનો પ્રદેશ ચળકાટ મારતો. રાવસાહેબે આંખે ચશ્મા ચડાવ્યા ને દરબાર સામે જોયું.

"એડવાઇઝર? શું કામ" દરબારે પૂછ્યું.

"કારણકે આપણને સલાહ નહિ મળે, તો આપણે ઉડાઉ

થઇ જઇએ ! આપણે એમ પૈસા ખર્ચીએ તો મોટા ખાડા—પેટના કોણ પૂરશે ? પણ આપે શું ધાર્યું ? ”

“ શું ધારવું’તું ! આજ રાજ તલવાર ઉપર નથી ચાલતું; કલમની અણી ઉપર ચાલે છે. આવો બાપા ‘ એડવાઇઝર ’ ! તમારા નશીબનું તમે ખાઓ ને અમારા નશીબનું અમને ખાવા દો. ”

“ આમ ક્યાં સુધી ચાલશે ? ” બાબુરાવે પૂછ્યું.

એજ વખતે બારણામાં એક પચીશ–ત્રીસ વર્ષનો યુવાન દેખાયો. એની મોટી વિશાળ આંખ ને પ્રતિભાસપન્ન ચહેરો જોતાં જ સૌનામાં ધાક પડી ગઇ. તે જેવો પાસે આવ્યો કે નંદરાજ સિવાય સૌ ઉભા થઇ ગયા.

“ ને વધારે તપાસ કરવી હોય તો પૂછો અર્જૂનદેવને ! ”

“ શું ?” અર્જૂનદેવ નંદરાજ પાસે બેઠો. નંદરાજે તેના સામે હેતથી જોયું.

“ તમારે એક એડવાઇઝર હોય તો સારૂં કે નહિ ? ”

“ એડવાઇઝર શું કરવા ? ” અર્જૂનદેવનો ધીમો પણ દઢ શબ્દ આવતાં સભાના વાતાવરણમાં નવચેતન આવ્યું.

“ એ વખત ગયો બાપુ ! ” મદનલાલે મીઠાશથી ઉમેર્યું. એની મીઠાશ હેતુસર હતી. અર્જૂનદેવને છંછેડી પોતા પર હમ્મેશ લટકતી તલવાર દૂર કરવા એણે શરૂઆત કરી.

“ શું વખત ગયો ? મદનલાલ ! राजा कालस्य कारणम् કાંઇ સમય સમયમૂર્તિ બનાવતો નથી; સમયમૂર્તિ સમય બનાવે છે. દસ–દસ બાર–બાર વર્ષ બબ્બે હજારના પગારદાર ગુરૂમંડળમાં રાખ્યા પછી, ને ખાસ યુરોપીઅન શિક્ષકથી તાલીમ આપ્યા પછી, જો હજી રાજાને ‘ એડવાઇઝર ’ જોઇએ, તો રાજા શું ન્હાની છોકરી છે ? બ્હેતર છે કે એવું પૂતળું રાજ કરે, એ કરતાં વનવાસ ભોગવે ! ”

“ તે એની ક્યાં ના છે ? વનવાસ ભોગવે ભલે ! ”

“ શું ? ” અર્જૂનદેવ જરા બેઠો થઇ ગયો, “ ખબર છે કે આ જમીન પર સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓએ લોહીનાં છાંટણાં કર્યાં છે; વનવાસ તે કેમ ભોગવે ? જમીન અમારા બાપની છે. પચાસ પચાસ પેઢીના પિતૃઓ જુએ છે કે અમે એમની સમૃદ્ધિ કેમ જાળવીએ છીએ ”

"બધું સાચું," મદનલાલે વધારે ને વધારે મીઠાશથી હંડી વાત કરી, "પણ તમારે રાજ ભોગવવું છે? મુગટ જાળવવો છે?"

"હા, પણ મુગટનું તેજ હોય તો!"

"જે છે તે છે; તમારામાં શું સામર્થ્ય છે?"

"આ ભૂમિમાં બીજ છે હો! આફ્રીકાનાં મેદાન, એમ સો સો વર્ષ સુધી વાંઝીયા રહી જાય; આ જમીન નહિ! આંહી હજી દેવાયત ને નાગબાઇ જન્મે એવાં બીજ ભર્યાં છે"

"ભલે હશે, પણ........."

"પણ શું?.........કુંભોજી કણબીને ભારા ચાડાવે ને પાછી ખળાચોરીની શિક્ષા પણ નહિ! એવા બે ચાર કુંભોજી થાય એટલે જુઓ શું થાય છે તે. આંહીની પ્રજામાં 'રાજા રામનો મહિમા હજી ગાજે છે. ખબર છે કે આ યુરોપ ન હોય! આંહી તો રાજા રાખેંગારની લીલીછમ, પ્રજાનાં છોકરાં રમે તેવી વાડી થાય."

"રૈયત તમને જાળવી દેશે એમ?"

"મલ્હારરાવ જેવાના યે રાસડા હજી તો ચાલે છે! નવઘણ માટે દેવાયતે સગો દીકરો માર્યો; ને એ જ વંશમાં મંડળીકને નાગબાઇએ શાપ્યો! જેવો રાજા"

"ઠીક! ઠીક!" મહારાજા બોલ્યા, "એ વાત તો ઇતિહાસની—ભૂતકાળની—માસ્તર છોકરાં ભણાવે છે તેવી. આપણે શું કરવું? જેનું છે તેનું નક્કી કરો!"

"આપણે?" અર્જુનદેવ હસ્યો, "બનો પૂતળાં ને કરો મજા."

મહારાજાના ચ્હેરા પર ગુસ્સાના સ્પષ્ટ ચિન્હ આવ્યાં; એ કોણ, ખબર છે?"

"મહારાજ, માણસ એટલે જ અજેય; તમારામાં જેટલું હૃદયબળ એટલું જ તમારૂં માપ. બાકી થોથાં."

"હજાર શસ્ત્રધારીઓની વચ્ચે હસતો ચ્હેરો જોયો છે? આપ મ્હારા મુરબ્બી છો પણ હું સિદ્ધાંતમાં નમતું નહિ આપું; ઉપરી સત્તાના આપણે મિત્ર, પણ હક્ક માટે તો આપણે આપણા હક્ક

જાળવ્યે જ છુટકો. ભલે એની સત્તા મોટી હોય; સત્ય પણ એટલું જ મોટું છે. ”

“ ઠીક ઠીક, એ પછી...” નંદરાજે દેખીતી અધીરાઇથી કહ્યું. તે બેઠો થયો ને સૌ સાથે બેઠા થયા; “ હવે આપણે આ વિષે ફરી વિચાર કરવો પડશે. ” બાબુરાવ તરફ ફરીને તેણે કહ્યું. નંદરાજ અંદરના ઓરડામાં ચાલ્યો. “ મદનલાલ ! ” એણે બુમ પાડી.

મદનલાલ દેખીતી અક્કડાઇમાં ને સવારે વિશ્વનાથે માથું ઉંચું કર્યું હતુ તેથી જરાક વધારે માથું ઉંચું કરીને અંદર ચાલ્યો. વિશ્વનાથ મનમાં હસતો ઘર તરફ વળ્યો; ને આવી રીતે દરબાર કચેરી તો પૂરી થઇ—ન થઇ.

---

## પ્રકરણ ૭ મું.

---

### ગુપ્ત મંત્ર

“ મદનલાલ ! આ શું છોકરવેડા ? ”

“ જી ! કુમારનું શિક્ષણ જરા ગાંડુ છે ! એને ખબર નથી કે સત્તા શું કરી શકે ? ”

“ ઘેલછા ! બીજું શું ? મને ખાત્રી જ હતી. એને પવન છે, પવન ! ”

“ હા, જી ! ”

“ આ બાબતમાં તમે શું ધાર્યું છે ? ”

“ જી ! આપનો મત પડે તેમ જવાબ વાળવો. ” મદનલાલે માથેથી કાઢી નાખ્યું.

“ પણ આવી વાતમાં જીદ પકડતાં કારણ વિનાની ઉપાધિ થાય ! એડવાઇઝરને બદલે ‘ સુપરવાઇઝર ’ આવે ! ”

“ હા, હા...એ તો જોઇ લેવાશે. લખી વાળજો. બાબુરાવને પૂછવાનું શું કામ ? એ પણ હઠીલો છે. સમજ્યાને ? ”

“ જી હા ! પણ આપની તબીયત...” એકાંતમાં નાયબ-દિવાન આટલી છુટ લેતા, કારણ કે નંદરાજની ઇચ્છા પૂરી પાડતા, તેથી આટલો આટલો હક્ક પ્રાપ્ત થયો હતો.

" બહુ સારી છે ! પેલા વૈદ કેમ દેખાતા નથી ! "

" મુંબાઇ ગયેલ છે. શેઠીઆમાં ફરનાર માણસ છે. માત્રા ને ભસ્મનો તો ખાસ સ્પેશ્યાલીસ્ટ છે. "

" એમ કે ? "

" જી. હા, આપને વસંતમાલતીથી કાંઇ ફાયદો ન લાગ્યો ? "

નંદરાજની પ્રૌઢાવસ્થામાં કબજે ન રાખેલી ઇંદ્રિયો એને અર્ધપાશવ અવસ્થામાં ગબડાવી રહી હતી, ને રાજાને લાગ્યું કે વસંતમાલતી એના ઇચ્છા સમુદ્રમાં ઓટ લાવશે ! અરે ! કોણે કહ્યુ ?—એના જ દૂર દૂરના પેલા વડીલ પુરૂરવાએ—કે કામના ઉપભોગથી કામ તૃપ્ત ન થાય ! એ ખોટું માની રાજાએ તો વસંતમાલતી–ચંદ્રોદયને એવું કેક રસાયન પીધું !

" ફાયદો તો છે જ, હાસ્તો. " રાજાએ મલકાઇને કહ્યું. " કાલે લક્ષ્મીદેવી... "

" હા. એ કોણ શેઠ છે ? વેપારીમાં આવું રૂપ સાંભળ્યું ન હતું. "

" જી હા. કોઇક જગમોહનની દૂરની સગી છે. આગળ પાછળ કાંઇ છે નહિ "

એજ વખતે સીદીકે પ્રવેશ કર્યો. નંદરાજે તેની સામે જોયું, " કેમ ? "

" શહેરમાં એક નવું ધતીંગ ઉભું થયું છે ! "

" શું ? "

" કોઇ દિનેશ છે. એણે રાજાને પ્રજાનો સંબંધ દર્શાવવાની નવી નિશાળ કહાડી છે ! "

" એટલે ? "

" રાત્રે હમ્મેશાં આઠથી દશ મજૂરોને ભેગા કરે છે, ને સમજાવે છે. "

" શું ? "

" શું હશે, બીજું ? " મદનલાલે કહ્યું; " એમ કે રાજાએ મોટર ન રાખવી, રાજાએ ખાવું નહિ ને રૈયતને બધું આપી દેવું. જાણે રૈયત કેમ રાજા હોય ! "

"ઠીક, આ જમાનાની ચેલણ ! એમાં કાંઇ નહિ ! પછી ?" નિરંતે સવાલ કરવા શરૂ કર્યા.

"બાવાવેતને અરણુકુમાર ભડકાવવા તૈયાર થયા છે !"

"હા, હા, એ અર્જુનદેવની હારનો છે ! મદનલાલ, ત્યાં —એના ગામની નદી પર પુલ બાંધવા વિષે પિનાકીએ શું કર્યું?"

"જી. નકશો તૈયાર છે; મંજૂરી બાકી છે."

"તે આવું કરવા માંડે તો મંજૂર કરી દેજો; એને પાંચ દસ વર્ષની નિરાંત થાય ! ઠીક, હં: પછી ?"

"પછી; કલ્યાણ પટેલે પોખ મોકલાવ્યો છે."

"એને સો રૂપિઆ આપી દેજો, મદનલાલ."

નંદરાજમાં નવાબશાહી "ચલતી હૈ" નાં લક્ષણ પણ હતાં. આજે વળી એમ સૂઝયું.

"પછી ?"

"જી, પછી." સીદીક અચકાયો...મદનલાલ જાણે સમજી ગયો હોય તેમ તરત બેઠો થયો.

"કાં ?" નંદરાજે પુછ્યું, "કેમ ?"

"જી ! પાછો પાર્ટીનો બંદોબસ્ત."

"હા. હા. ઠીક."

નંદરાજ ને સીદીક બન્નેને એકલા મૂકીને તે બહાર નીકળ્યા

"કેમ શું છે ?" નંદરાજે અધીરાઇથી પૂછ્યું.

"દેવીસિંહ વીષે લોકમાં ચર્ચા થાય છે."

"કે ?" નંદરાજે કડકાઇથી પુછ્યું.

સીદીક ધ્રૂજ્યો. એણે ફેરવી તોળ્યું. એને રાધારાણીની વાત કરવી હતી, પણ એ ફર્યો. "લોકો પાસે ઘાસ મફત વઢાવે છે, ભાણું મફત થપાવે છે, દુધ મફત લે છે, ને કયારેક બરવાડ રખાવીને બતાવે છે."

"ઠીક, એ તો લોક બાયલા ! ચાલો, બીજું કાંઇ ?"

"નવીન નથી."

"ઠીક"

સીદીક નંદરાજને એકલો મૂકી બહાર નીકળી ગયો.

# પ્રકરણ ૮ મું

## શેઠ જગમોહનની ઉદારતા

કુલ્યાણીના એક ખુણામાં જાહેર રસ્તા પર પડતી બારીમાંથી એક જુવાન વારંવાર ડોકીઆં કાઢતો હતો. એના રૂપાળા રજપૂતના જેવા ચહેરામાં અધીરાઇનાં સ્પષ્ટ ચિન્હો હતાં.

"આઠ થયા!" તે મનમાં બોલ્યો; પાછળ અદબ વાળી બે ચાર મોટી મોટી ફલાંગ મારી ઓરડાને બીજે ખુણે પહોંચ્યો; "કેમ આવ્યો નહિ? એને ખબર નહીં હોય..."

એજ વખતે ઓરડાનું બારણું ઉઘડયું. ધોતીયું પહેરેલ ને ખભે પંચીયુ નાખેલ એક બ્રાહ્મણે પ્રવેશ કર્યો..

"અરે રઘુનાથ!" અરૂણ એકદમ કુદ્યો "તને ખબર છે કે સાડા આઠે મારે જવાનું છે."

"કયાં?"

"બીજે કયાં? શેઠ જગમોહનની પાર્ટીમાં!"

"અને શું કરવું છે?"

"હજામત," અરૂણે ઉતાવળમાં કહ્યું. "તારા જેવો માણસ કોઇ નહીં હોય. હવે જલ્દી જવાબ દે; નહિતર તૈયાર રહું!"

"તૈયાર!" રઘુનાથ બે ડગલાં પાછળ હઠયો.

"હા, હું રજપુત છું. બીજી આડી અવળી વાત તમને સોંપી; એક ઘા ને બે કટકા. કાં અર્જુનદેવ બચે છે, કાં હું નથી; બોલ શું છે?"

"મારા સરદાર! તમે કઇ સદીમાં રહો છો? આ વખત તલવાર ખેલવાનો......"

"ઠીક, પણ તું શું કહે છે? બોલ જલ્દી કર."

"શેઠ જગમોહને જબરી પાર્ટી ગોઠવી છે. મહારાજ નંદરાજે બે યુરોપીયન મિજબાન પણ નોતર્યા છે. એમાંથી એક તો એનો ભવિષ્યનો "એડવાઇઝર" છે."

અરૂણે ઘડીઆળમાં જોયું; "આઠ ને પચીસ!"

"ફિકર કરતા નહીં. મહારાજાએ સાડા આઠ કહ્યા છે માટે સાડા નવ 'સ્હેજે' સમજવાના. દસ ન થાય તો સારૂં. હું બધા કામનો મુખ્ય સંચાલક છું."

અરૂણકુમાર આશ્ચર્યમાં ચઢી ગયો. "હેં! તું ત્યાં મુખ્ય કામ કરનાર?"

રઘુનાથે સલામ ભરી: "જી હા! અર્જુનદેવનો નિકાલ કરવા દુધનો કઢો તૈયાર કરવામાં આવ્યો છે."

અરૂણના હોઠ સખ્તાઈમાં બીડાયા: "હં પછી?"

"આ તૈયારી મારી ખાસ દેખરખ નીચે થઈ છે. શેઠ જગમોહન ને મહાલક્ષ્મીએ સગે હાથે, રાધારાણીનું મોકલેલું કાંઈક મેળવી તૈયાર કર્યું છે. હું દુધના પ્યાલા ધરતી વખતે તમારી પાસેના ટેબલ પર થાળ મુકીશ. હું બીજો થાળ લેવા જાઉં કે તરતજ તમે સૌના પાસે માન આપવાની ખાતર—ખુશામત કરવાની ખાતર. પ્યાલા મુકજો. પ્યાલા લેતાં પહેલાં મારી સામે જોજો. મારી જેટલી આંગળી કપાળ પર ફરે તેટલામો પ્યાલો ઉતાવળમાં ઢોળી દેજો; ફોડી દેજો." અરૂણના કપાળ પર પરસેવો આવ્યો, તે ધીમેથી બોલ્યો: "સાંભળ તું મૂકી જા; પછી હું થાળમાંથી પ્યાલા ઉઠાવી મૂકવા મંડું?"

"જી હા!"

"પછી એમાંથી એક ઢોળી નાખું? પ્યાલા ગોઠવ્યા છે?"

"જી હા." ચોરસ રકાબીમાં ત્રણ ત્રણ ગોઠવ્યા છે. પહેલાં થાળમાં બનતા સુધી છ પ્યાલા આવશે.

"ઠીક, બીજું કાંઇ રહી જાય છે?

"ના" ઘડીઆળમાં સાડા આઠનો ટકોરો પડ્યો ને રઘુનાથ એકદમ પગથીઆં ઉતરવા મંડ્યો; "હું જાઉં છું! ભૂલતા નહીં" એની પાછળ દેખીતા ગભરાટમાં અરૂણ ઉતરતો હતો; તે મનમાં જ કચવાતો હતો; "ચોરસ રકાબી. છ પ્યાલા હશે. એમાંથી એક ફોડવાનો" એને આ મુશ્કેલ થઇ પડયું; "સાલું આટલી પંચાત તે શી! એના મનમાં ગણીતનો હિસાબ ખુંચતો હતો." "લાવ; 'હાજર સો હથીઆર' પાસે રાખું. એટલું કહી તે પાછો વળ્યો ને પોતાની પ્યારી તલવાર પાસે રાખી વિશ્વાસમાં આગળ વધ્યો. રઘુનાથે તેને પાછા ફરતાં જોયો. તે જરાક હસીને ચાલ્યો ગયો.

લાલબાગમાં આજે ધામધુમ થઇ રહી હતી; આઠ ન થયા, ત્યાં મોટર ઘોડાગાડી, ને ટપ્પાનો જબરો ઠઠારો જામવા મંડ્યો.

રાજાઓનાં પાર્ટીમાં ખુશામતની પ્યાલી છલોછલ ભરાય છે; શેઠ જગમોહન કલ્યાણીની જાણવા જેવી વ્યક્તિ હતા. એના વેપારમાં શું પોલાણુ છે, એ કોઈને ખબર ન હતી. પણ કહેવાતું કે શેઠ ત્રણ ચાર લાખ ગુમાવી બેઠા હતા. પહેલેથી નગરશેઠની શાખ પડી ગયેલી, એટલે આજ પણ એને નામે પો ફાટતો; પણ દંભની મૂર્તિનું પ્યાલું હવે છલોછલ થઈ ચુક્યું હતું. શેઠ જગમોહન પર નંદરાજના ચારે હાથ હતા. પહેલાં નંદરાજને વેપારમાં રસ ચખાડવાનું કર્યું, ત્યારથી પ્રતિષ્ઠા જામી ને નંદરાજની પ્રીતી વધી. ધીમે ધીમે રાધાના નામે શેઠનું વજન વધ્યું; પછી આ લક્ષ્મીના વિષયમાં પણ શેઠે મદનલાલ તથા ગોવિંદને બાંધી પોતાનું નામ રખાવ્યું. પ્રજાના નામે એ ઘણું કરી જતા, ને કોઈ માથાનો ફરેલ મળ્યો નહી, એટલે શેઠનું ધતીંગ સહીસલામત વધતું ગયું!

શેઠ જગમોહન દરબારી માણસ જેવા મનાતા; કલ્યાણીના લોકમાં નંદરાજ સામે ખુલ્લી વાત કરવા જેવું સંઘબળ ન હતું પણ એના આવા કામમાં સહાય આપવા કોઈ ખુશી ન હતા. શેઠ જગમોહન તો આવા કામની પાર્ટી આપી રાજભક્તિનો વેશ ભજવતા. વળી રાધા પોતાની તો નોકર હતી. જો અર્જુનદેવ ઉઠી જાય ને રાધાનું વજન વધે, તો શેઠ રાજની તીજોરીમાંથી બધું દેણું વસુલ કરવાના વિચારમાં હતા. દેવીસિંહ શેઠની આંખમાં ખુંચતો હતો. તેને પછાત પાડવા માટે પણ શેઠ જગમોહન આ ભભકાબંધ ખર્ચ કરી બેઠા હતા. શેઠ જગમોહનની આ રાજભક્તિ નંદરાજ જાણતો; પણ બીજુ કોઈ પોતાને મદદ નથી કરતું, જ્યારે આ આટલું તો કરે છે, એમ ધારી એ રાજભક્તિના દંભને ક્યારેક ઇનામથી વધાવી લેતો.

લાલબાગમાં શેઠ જગમોહન ચારે તરફ ફરી રહ્યા હતા. પાર્ટીની બધી ગોઠવણ થઈ ચુકી હતી, ને એક પછી એક અધિકારીઓ આવવા લાગ્યા હતા.

સૌથી પહેલાં પિનાકીપ્રસાદ એન્જીનીઅર સાહેબ આવી પહોંચ્યા; એ આવ વાતમાં બહુ રસ ન લેતા; કારણ કે એમનું ખાતું બધું ઓર્યાં કરી જવાની તૈયારીમાં હતું. નવા મહેલની પ્લેન આદિ પણ એના મગજમાં ઘુમતી,

પછી ફીંગણો ગોવિંદ હજુરી, રેવન્યુ કમીશનર, નાયબ દીવાન ને ગેઝેટ સુપરિન્ટેન્ડેન્ટ આવ્યા. સૌ આવી આવીને બેઠા. વળી ચમકાવતા ને ખુશામત કરતા ગીરાસીઆ આવ્યા. ચિકચારતા, કરતા, ને રોફ પામતા વેપારી આવ્યા ને કચેરી સંપૂર્ણ બની. તેજ વખતે લાલ બાગનો દરવાજો ખુલ્યો, ને મોટરમાંથી અર્જુનદેવ, અરૂણકુમાર, ને દિનેશ ઉતર્યા. થોડીવારમાં વળી દૃષ્ટિ ખેંચાણી, ને નંદરાજને આવતો દેખી આખું મંડળ એક પગે એને સલામ કરવા બેઠું થયું.

---

## પ્રકરણ ૯ મું

---

## ત્રીજો કે ચોથો?

નંદરાજની સાથે બે યુરોપીયન "ગેસ્ટ" હતા. લક્ષાધિપતિ જન્મેલા, હુકમ કરવા, સજા કરવા, સલામો લેવા ટેવાયેલો રાજા પોતાનો ટેકીલો સ્વભાવ ભૂલી જઇ, દરેકે દરેક ધોળી ચામડીને અઘટિત માન આપી પોતે વધારે ને વધારે હલકો બનતો હતો! પણ નંદરાજ ન્હાનપણથીજ યુરોપીઅન કમ્પેનીઅન પાસે રહ્યાં હતો. કુમળા સ્વભાવ પર પડેલી છાપ ભુંસાતી નથી. એક વખત એક વીસ વર્ષના જુવાન કોલેજીઅનને કરોળીઆથી ડરતો જોયો હતો; એક ઉંચા રાજવંશીને દેડગરોળીથી ભાગતા જોએલ છે. ગુજરાત તરફના એક દેશી રાજા બિલાડીથી બહુજ ડરતા. આ બધા દાખવામાં મૂળ તપાસશો તો ન્હાનપણમાં પડેલી બીક કારણરૂપ જણાશે. નંદરાજ પર ન્હાનપણથીજ યુરોપીઅનના તીખા સ્વભાવની શેહ એવી તો બેઠી હતી કે હજી આજે પણ ક્યારેક એ પોતાના ગેસ્ટ પાસે સાધારણ મનુષ્યની જેમ વિનયથી–ખુશામતથી–વાત કરવા મંડતો! એક વખત એક ચાલીસ હજારના એક કાઠી ગીરાસીઆને સાહેબના પટાવાળા પાસે બહુજ વીવેકથી ને ખુશામતથી વાત કરતાં સાંભળ્યો હતો. બીકા કે લેસે એવી અગમ્ય ભીતિ નંદરાજના હૃદયમાં જડ કરી બેઠી હતી. ન્હાનપણમાં શેઠ પણ ખુબ લાગેલી; એટલે સુધી કે રાજ મળ્યા પછી ગણુ

—વર્ષ સુધી નંદરાજ પનાના શિક્ષક યુરોપીઅન શિક્ષકથી રાંક પાડતે અને ત્હેના લખેલા શબ્દો પર નંદરાજની તો માત્ર સહી જ થાતી. જૂના મિત્રો, ભાવાતો ને દેશી કારભારીઓ વિંટાયા ન હત તો કદાચ નંદરાજ કાર્યભાર પણ એના પર જ નાખી દેત. આટલું કરવા છતાં પણ, છેટ બે વર્ષના અગાઉથી પગાર લઈને જ આ ગુરૂદેવ સીધા ! ગુરૂદક્ષિણા આપીને નંદરાજ છૂટયા, પણ હજી એના [illegible] જોઈને નાં ગાત્ર ઢીલાં ઢીલાં થઈ જતાં ! ઇક્ષ્વાકુના વં[illegible] [illegible]માતાને વનમાં ચરવતા એના કથા છે. હવે ગુરૂમંત્ર આપ[illegible] ગોપાલ કરતાં શુનઃશેપના અનેક ગુણ [illegible] છે [illegible] જે ત્યાંથી આ નવા પશુનું આરાધન કરી એને રાજપદ આપ્યુ [illegible]. અત્યારે પણ એના મિત્રો પાસે શ્વેત—ચંદ્રશાલાક જેવા—(કપ[illegible] [illegible] "માતા" ને પૃથ્વીનું સ્વરૂપ આપ્યું છે, તો આ [illegible] પ્રજાના માનીતા પશુને કાંઈક તો અલંકાર આપવો !) બે શ્વાન બંધુ હતા. નંદરાજ આવ્યો ને દેખાતી પ્રસન્નતાથી સૌને નિહાળ્યા. દિનેશ ને અરૂણદેવ પર કાંઈક નજર સ્થિર થઈ. એટલામાં એના યુરોપીઅન "ગેસ્ટ" ને આ હિન્દી સંસ્કૃતમાં કાંઈક અસ્થાને લાગ્યું, તેની શંકાનું સમાધાન કરવા ત્વરાથી તે તરફ ફર્યો.

હવે એક પછી એક મીઠાઈના થાળ આવવા લાગ્યા; રઘુ[illegible] દેખીતી [illegible] ગભરાટમાં ચારે તરફ હરી ફરી રહ્યો હતો; શેઠ જગમોહન પણ એના સાથે જ હરતા ફરતા હતા. ને પાછા પોતાની ખુરશી સંભાળી લેતા હતા.

આખી સભામાં સૌ પોતપોતાના કામમાં મશગુલ હતા. નંદરાજ યુરોપિયન [illegible] રીઝવવા એની સાથે વાતોએ વળગ્યો હતો. વારંવાર રઘુનાથ તરફ દ્રષ્ટિ કરતાં જગમોહન શેઠ પોતાની યુક્તિ સાંગોપાંગ પાર [illegible]રવાની ચિંતામાં હતા. તે ઉપરથી મીઠું મીઠું હસીને સૌને રીઝવતા હતા. મદનલાલ રઘુનાથના દરેકે દરેક પગલાં પર ધ્યાન રાખી વિશ્વનાથ સાથે વાતોમાં પડયો હતો. આ બધા ઉપર એક દયાભરી દ્રષ્ટિ નાંખતો દિનેશ પોતાની અનોખી જ ધુનમાં ચઢયો હતો. થાળ મુકાયો કે તરત અરૂણ ધીમેથી ઉઠયો; તેણે શેઠ જગમોહન સામે જોઈ મીઠું હાસ્ય કર્યું.

"આપ આટલી સેવા કરી રહ્યા છો, હું કંઈક તો કરું ને!" એટલું બોલી તે ઝપાટાબંધ જે ટેબલ પર દૂધના પ્યાલા ભરીને ખુમચા મૂકયા હતા, તે તરફ ચાલ્યો.

શેઠ જગમોહન ગભરાટમાં ઉતાવળમાં એકદમ બોલ્યા. "આ—આ—આપ શા માટે તસ્દી લ્યો છો ? અરે ! રઘુનાથ !" રઘુનાથ એકદમ આવતો દેખાયો. અરૂણે તેની સામે જોયું. તેના કપાળ પર એકદમ ત્રણ આંગળી ફરી ગઈ.

અરૂણે બે પ્યાલા લઈ એક નંદરાજ પાસે મૂકયો. નંદરાજે જરાક હસીને તેની સામે જોયું. "અરૂણ આ શું ? તું ?"

"જી ! અમે પણ રાજભક્ત છીએ; એ દેખાડવાનો આ મોકો છે." નંદરાજે મીઠા હાસ્યથી એને ઉત્તેજન આપ્યું; તે મનમાં બોલ્યો. કદાચ પીનાકીપ્રસાદે ચમત્કાર દેખાડયો હશે, એણે પિનાકીની આંખો શોધી; તે નંદરાજને અનુકુળ ચ્હેરો રાખી આંખમાં હસતો હતો ! એવું બતાવવા કે અરૂણને વિનયનો પાઠ મેં શીખવ્યો છે. એક બીજાને ઠગવાની, અને સૌએ સામટા મળીને રાજાને ઠગવાની રાજનીતિ એ આ જમાનામાં હંમેશનો ભોજન કરવા જેવો નિત્ય વ્યવહાર છે.

એજ વખતે રાજાએ મોટેથી હાસ્ય કર્યું; "હા, હા, હા, બાપુ તમારાથી થાય કે ? આ ાં- કસુંબની પ્યાલી છે ?"

"અરે રઘુનાથ !" નંદરાજના હાસ્ય વચ્ચે શેઠ જગમોહનનો સ્વર સંભળાયો; રઘુનાથ ત્વરાથી દોડતો આવ્યો.

રઘુનાથની કપાળપર ફરેલી આંગળીઓ તો અરૂણે જોઈ; પહેલાં બે પ્યાલા તો મૂકી પણ દીધા. પણ પછી અચાનક એના મગજમાં ગણિતની મુશ્કેલી ઉભી થઇ ત્રણ હતી કે ચાર ?—કેટલી આંગળી હતી ? વધારે સંખ્યા જન્મી; પાંચ તો નહિ હોય ? કેટલામો પ્યાલો ફેરવે ? એના ગુંચવાડામાં નંદરાજના સવાલથી ઉમેરો થયો. રજપૂતને કાંઈ સુઝયું નહીં: એણે તો બે પ્યાલા હેઠે ઢોળ્યા—અચાનક પડી ગયા. ને નંદરાજે હાસ્ય કર્યું ત્યારે ગભરાટમાં હોય તેમ ત્રીજો પ્યાલો ખુમચામાં ઢોળ્યો !

રઘુનાથે ખુમચો લઈ લીધો; "બાપુ, આપનું કામ નહીં!"

સૌ હસી પડ્યા ને હર્ષમાં—ઉલાળમાં—ગભરાટમાં અરૂણે પોતાની જગ્યા લીધી, પણ આજે નંદરાજની આંખો આ ભક્તિભાવ જોતાં હસી રહી હતી.

શેઠ જગમોહન ગભરાટમાં ઉભા થયા; રઘુનાથ પાસે પહોંચી ગયા. "રઘુનાથ! તેં આ શું કર્યું? ખાસ ખાલા ટોળ્યા કે શું?"

"ના, બાપુ, ના. હજી તો એ તાસક આવાજ નથી." એણે એક બીજી તાસક ઉપાડી લીધી, ને શેઠને કહ્યું; "વિજય જ સમજી લ્યોને!"

* * * *

પાર્ટી તો પૂરી થઇ; નંદરાજે હેતાળ ને મીઠા શબ્દોમાં એક ભાષણ કર્યું. "સરકાર અમારી ઇજ્જતની માબાપની જેમ જાળવણુ કરી રહી છે." નંદરાજે કહ્યું—"જમાનાનો આ પવન ચોક્કસ પ્રશંસાપાત્ર નથી કે બે ચાર જવાબદારી વિનાના રખડુ ભેગા થઇ રાજકાર્ય પર અસંગત ટીકા કરે. અમે હંમેશા રૈયતને લાયકાત પ્રમાણે યોગ્ય સ્વતંત્રતા આપવાની તરફેણમાં છીએ; પરંતુ દરેક મનુષ્યે સમજવું જોઇએ કે યોગ્યતા વિના પ્રાપ્ત થયેલી સ્વતંત્રતા શાપ છે; એવી શાપિત સ્થિતિમાં અમારી વ્હાલી પ્રજા ગબડી ન પડે એ જોવાનું અમારૂં એક મુખ્ય કર્તવ્ય છે."

"અહીં મારે તમને એક યાદ આપવી જોઇએ કે, કર ભરનારા કરની સામે બબડાટ કરે એ સ્વતંત્રતા નથી; સ્વતંત્રતાની યોગ્યતા મેળવવા માટે પ્રથમ તો યુરોપની જેમ દરેક કર ભરનારે, પોતે જે ભરે છે તે રાજતંત્ર સંગીન કરવા માટે ઉપયોગી છે એમ જાણીને, કાંઇ પણ બડબડાટ વિના પોતાનો હિસ્સો ભર્યા કરવાનો છે. તમે રાજતંત્રમાં જગ્યા માગો છો, પણ કેળવણીનું ખર્ચ એક ખાસ કરથી ઉપાડવાની સમજણ કેટલામાં છે? હંમેશાં નવાની ઇચ્છા કરતાં પહેલાં જુનામાં શું ફાયદો છે તે તપાસો. અમારી ઉપલી સત્તાની સામેની અખંડ રાજભક્તિમાં અડચણ ન આવે તેમ વર્તવાનો જેમ અમારો ધર્મ છે, તેમ રૈયતના બીનજવાબદાર લોકો એવી મોટી ધડમથલથી શાંતિમાં ખલેલ પહોંચાડે તેને દાબી દેવા એ પણ અમારી ફરજ છે.

અમારી ફરજનું સ્પષ્ટ ભાન જ્યારે અમને હોય, ત્યારે લોકો જેને સખ્તાઇ માને છે તે ખરી રીતે કર્ત્તવ્યજ હોય છે.''

" તમારે વેઠ નાબૂદ કરવી છે ? ભલે ! વેઠના બદલામાં જે કાંઇ મૂકવામાં આવશે તે તમે સહન કરી શકશો ? યુરોપની પ્રજા જેવા સંસ્કૃત કરો ભરે છે તેવા ભરવા તૈયાર બનો, તે પછી તમારું કર્ત્તવ્ય સ્પષ્ટ થશે. "

નંદરાજનું ભાષણ પૂરું થયું. સૌ ઉઠયા, ભીડંભીડમાં થઇ રઘુનાથ અરજુન મળવા સૌથી પ્રથમ દોડયો રસ્તા પર એક જગોએ એની રાહ જોતો ઉભો રહ્યો, એટલામાં પાછળથી કોઇએ લાકડી અડાડી. તેણે પાછળ જોયું.

" કાલે સવારે દસ બજ્યે મને મળજે. '' વિશ્વનાથે કહ્યું.

રઘુનાથે એના સામે જોઇ હેતુ માપવા યત્ન કર્યો. પણ વિશ્વનાથનો ચહેરો હમ્મેશના જેવો હસતો ને મીઠાશભર્યો હતો.

" ભલે ! '' તેણે કહ્યું ને તેજ વખતે અરજુની ગાડી આવતી જોઇ તે જરાક આગળ ચાલ્યો

## પ્રકરણ ૧૦ મું.

### રઘુનાથ પાછળ પડયો

અરજુણ પોતાને ઘેર પહોંચ્યો બારણું ખોલી રઘુનાથે એની પાછળ જ પ્રવેશ કર્યો. એના મ્હોં પર અસંતોષના સ્પષ્ટ ચિહ્નો હતાં અરજુ અનો મમ કાંઇ સમજ્યો નહીં. તે રઘુનાથ તરફ ફર્યો

" કેમ રઘુનાથ ! શું સમાચાર છે ?"

" તમે ભૂલ ન કરી હત તો સૌ સારા સમાચાર હતા. "

અરજુણે ફત વળી તલવાર પર હાથ મૂકયો. " એટલે ? બોલ શું છે, હજુ ? મારી ભૂલથી કલ્યાણીનું તિલક ભુંસાઇ જાય છે ?"

" ના ? "

" ત્યારે ''

" તમારી ભૂલથી એક કલંક રહી જાય છે. "

" કોણ ? "

" કલ્યાણી [illegible] રઘુનાથે સ્પષ્ટ શબ્દોમાં ભાર મૂકીને વાત [illegible] " [illegible] જવાનું કોણે કીધું ?"

" અરે ! એ તો હું [illegible] તો પછી બધાજ ઢોળ્યા. એમ ન કહ્યું [illegible]"

" તો [illegible] ની તૈયારી હોત "

અરૂણ [illegible] રઘુનાથની સામે સ્થિર દ્રષ્ટિથી જોતાં [illegible] સત્તાવાહી અવાજમાં જરાક ગૌરવમાં [illegible] રજપુત છું હો ! મ્હારો હિસાબ [illegible] છું, વિશ્વાસઘાત અને ખૂ [illegible] છે. ?"

' હું ? [illegible] શિવ ! શિવ ! રાધા-રાણી અણીશુદ્ધ [illegible] ! "

" હેં ? [illegible]

" એક [illegible] રાજા ને રાણી રાજમ[illegible]. આ [illegible] સૂ [illegible] થી. "

' આ વાત [illegible] ત્રીજોજ પ્યાલો ઢોળ્યો હત તો શું [illegible] "

રઘુનાથ ટટ્ટા[illegible] સાહેબ [illegible] માં ધીરજ ને વિવેક વારંવાર મળતા [illegible] ગભરાટમાં [illegible] ઢોળવાના એ વાત સ્વયંસિદ્ધ હતી. '

અરૂણુ તેની [illegible] " [illegible] તું મને પણ છેતરે છે. કાં ? "

રઘુનાથે અભીમાનમાં માથું ઉંચું કર્યું: " ઠીક, હું જાણું છું અને તમે............"

" અને હું .........શું હું ? "

" દેવિસિંહ ને રાધા પાસેથી વાત સાંભળો ત્યારે માનજો... કારણ કે—"

અરૂણુ એકદમ કુદ્યો; તેણે એકદમ રઘુનાથનો હાથ પકડ્યો. ફાટી ગયેલી આંખે તેના સામે જોઇ રહ્યો: " દેવીસિંહ ને રાધા ? તું શું બોલે છે ? દારૂ પીને [illegible] ગાંડો થઇ ગયો છે?"

ઘડીઆળમાં સાડા [illegible] અગીઆરના ટકોરા થયા.'

રઘુનાથ એક તીવ્ર દ્રષ્ટિથી ઘડીઆળ સામે જોયું: "તમારો વખત થઈ ગયો છે."

"શાનો?"

"શાનો? કહું?......" રઘુનાથે ધીમેથી હાથ સેરવ્યો. એણે ત્વરાથી પણ વિજયભર્યા અભિમાનથી અરૂણ સામે જોયું. તલવારનો સફળ ઘા કરે તેમ એણે શબ્દનો ઘા કર્યો:

"આજ બાર બજ્યે રાધા ને દેવસિંહ ભૂતીઆ ખંડેરમાં મળવાનાં છે ને તમારે ત્યાં જવું છે."

વીજળીના જેવા ઝડપથી રઘુનાથ પાછળ હટી ગયો.

"છોકરા! છોકરા!" અરૂણે બુમ પાડી: "તું કેવો છો? તને આ ખબર ક્યાંથી રઘુનાથ?"

ઓરડામાં અરૂણ સિવાય બીજું કોઈ હતું જ નહીં. તે એકલોજ હતો.

તે માથું ખજવાળતાં બોલ્યો; "આ જુવાન કલ્યાણીના નરેશ પાસે જોઈએ; મ્હારી પાસે—એ શું મળે?"

એણે પોતાની તલવાર સમારી. ધીમેથી દ્વાર વાસ્યુ, ને છાના બારણેથી બહાર નીકળી ગામ બહાર પહોંચી ગયો.

રાત્રી અંધારી હતી ને ભૂતીઆ ખંડેર પાસે દેખાવ ભયાનક હતો; આ ભયાનક જગ્યા એની સાથે જોડાયેલી સાચી ખોટી ને અતિશયોક્તિ પામેલી વાતોથી વધારે ભયાનક બની રહી હતી. ઠંડી લહેરોમાં પાંદડાં તેની પાસે ભડકા થતા હતા, ને ઝાડનાં પાંદડાંમાં તમરાના અવાજ જેવા ચાંચીઆરી બોલતી હતી. રાત્રી વધારે ને વધારે ઘેરાતી હતી. અરૂણ સીધો રસ્તો મૂકી આડે અવળે રસ્તે ચાલ્યો. જે ઝાડના થડના ઓથે તે દિવસે દિનેશને ઉભો રાખ્યો હતો તેના જેવામાં કાન સરવા રાખી ઉભો. ઝાડનાં પાંદડાંમાં જરાક ખખડાટ થયો. તેણે તલવાર સમારી. "કંકા" કરતો એક કાગડો ઉડ્યો; એજ વખતે દૂરનો અવાજ ને કોઈકનાં પગલાં સંભળાયાં. તેણે ત્વરાથી ઝાડની ઓથમાં પોતાની જગ્યા સંભાળી.

થોડીવારમાં બે જણા આવતા જણાયા: બન્નેએ કાંઈક ઓઢ્યું હતું ને તેઓ બહુ જ ધીમેથી વાતો કરતા હતા; પણ શાંત રાત્રીમાં એના શબ્દો સ્પષ્ટ પડતા હતા.

" ત્યારે, કામ ધારેલી રીતે પાર ન પડ્યું ?

અરૂણે બહુ જ ધ્યાનથી જવાબ સાંભળવાની તૈયારી કરી.

"ના ના. કાંઈક ફેરફાર થઈ ગયો." બીજો સ્વર સ્પષ્ટ સ્ત્રીનો હતો. "રાધારાણી !" તે મનમાં બોલ્યો, " ત્યારે પેલો બોલનાર દેવીસિંહ હોવો જોઈએ." •

"જગમોહન શેઠે શું કહ્યું ?"

"એમ જ. ધારેલું ફલ નહીં જ આવે, કાંઈક ઉતાવળ થઈ ગઈ. કોઈ ફૂટ્યું તો નથી ના ?"

"ના ના. મ્હારો જ ખાસ માણસ રોક્યો હતો ને ?"

અરૂણ મનમાં બોલ્યો, " આ છોકરો રઘુનાથ કેટલાનો ખાસ માણસ છે ?"

રાધારાણી અને દેવીસિંહ બન્ને ખંડેર તરફ ચાલ્યાં ગયાં; અરૂણ પાછળ પાછળ ચાલ્યો. એજ વખતે ઝાડ ઉપર ખખડાટ થયો. ઝાડ ઉપર કોઇ છે કે શું? થોડીવારમાં પાછી શાંતિ ફેલાઇ ગઇ. તે ખંડેરની ભીંત પાસે પહોંચી ગયો; અંદર રાધારાણી ને દેવીસિંહ ધીમેથી વાતો કરતાં હતાં.

" ઠીક, ત્યારે આ બાબત શું કરવું ધાર્યું ?"

"ઉતાવળે આંબા ન પાકે; વળી બીજીવાર; નહીંતર અર્જુનદેવની આંખમાં આંજીને એક છોકરૂં લાવતાં શી વાર ? એવો એક છોકરો નજરમાં રાખી લેશું ત્યારે વાત "

"કુન્દનપુરનાં મહારાણી જાત્રાએ સીધાવ્યાં છે ! " રાધાએ કહ્યું, " આજે રંગમહેલમાં જેવી પોલી શેતરંજ ખેલાય છે તેવી ક્યાંય નહીં રમાતી હોય ! "

"મહારાણીએ ચાર કામદાર બદલાવ્યા; સાચું કે ?"

" હા, આ પાંચમો આ જાત્રાનું પણ બહાનું છે. બાકી અમને......સાધારણ રાજપૂતને શરમ લાગે તેવાં કામ જાત્રાના બહાના નીચે કરી રહ્યાં છે ! રાજપૂતનું મુંહ ફર્યું પછી તેજ ફરે તેમાં શી નવાઇ ! "

અરૂણે સમાઇમાં હોઠ બીડ્યા; "સાચું ! સાચું " પણ એ પોતાના કામમાં એટલો તલ્લીન બન્યો હતો કે પાછળ શું થાય છે એની એને ખબર ન હતી; એણે પાછળ જોયું હત તો

એક માણસ પાસે જ પત્થરના એક ઢગલા પાછળ સંતાઈને બેઠો હતો; તે જ્યારે ઝાડ નીચે ઉભો હતો ત્યારે આ માણસ ઝાડ ઉપર બેઠો હતો. પણ અરુણ પોતાના ધ્યાનમાં જ હતો. અરુણ જ્યારે ખંડેર તરફ ગયો ત્યારે તે ઝાડ પરથી નીચે ઉતરી પાછળ આવ્યો ને આંહી સંતાયો.

"લક્ષ્મીનું ઠેકાણું ચાલે છે ?"

રાધાએ તિરસ્કારમાં હોઠથી પુત્કાર કર્યો; "ગમે તેવી પણ અમારી તો ગોલી ને ? ચાલીને બીજું શું ? બિચારી એ માણસને આશ્રય આપે; એટલું જ. અને આ દરબારમાં બીજી તો શી ઉદારતા બળી છે ?"

થોડીવાર પછી બન્ને જણ બહાર નીકળ્યા. રાધારાણીનો હાથ દેવીસિંહના હાથમાં હતો. ઉગતઃ ચંદ્રના આછા ઉજાસમાં તેઓ ગામ તરફ ચાલ્યા.

અરુણનો પિત્તો ઉછળ્યોઃ

"ચંડાળ ! વિશ્વાસઘાતી !" તેણે મ્યાનમાંથી અર્ધી તલવાર બહાર કાઢી. ગમે તેવો પણ તે ખરો રજપૂત હતો ને નંદરાજથી નારાજ હતો છતાં એને સ્વામી માની એના માટે ભક્તિભાવ રાખતો. સાહસિક હતો; શૂરો હતો; હિસાબ ચોખ્ખો રાખતો ને ચોખ્ખો લેતો. રાજાના ભાયાત તરીકેનું અભિમાન રાખતો ને કયારેક અધિકારીઓને દાદા આપતો નહીં. બહુ બહુ સતાવે ત્યારે કહેતો, કે ભાઇ, મ્હારો ગીરાસ જશે પણ ત્હમારાં છોકરાં રખડશે ! સૌ એનાથી ડરતાં; જોકે સૌની આંખ એના પર હતી. અરુણે ઉતાવળે પગલે ચાલતી પકડી.

એ જ વખતે એના ખભા પર હાથ પડયો;

રાજપૂત ભયમાં-જોસમાં ઉછળ્યોઃ તલવાર ખુલ્લી કરી નાખી.

"કોણ ?" એણે ગુસ્સામાં પૂછ્યું, "કોણ છે ? તું ભૂત હો તો હું ભૂતનો દેવ છું !"

"હું ભૂત છું" રઘુનાથે હસતાં હસતાં કહ્યું:

"અરે રઘુનાથ ! છોકરા તું ?"

"હવે ઝાડ પર પાન ખખડે ત્યારે જોતા જજો ! પણ......"

"પણ શું ?"

"તમારો ઇરાદો ખોટો છે; થોડેક જ દૂર દેવીસિંહના ખાસ ત્રણ સિપાઇ ઉભા છે."

"ત્રણસેં કેમ નથી? એ તો બીચારા પેટ ઉપર પાટા વીટે છે."

"ઠીક. પણ એને જવા દ્યો. એનું ભવિષ્ય નજીક છે."

"ભલે એનો ઘડો ભરાવા દ્યો."

રઘુનાથ ને અરૂણ ધીમે ધીમે પાછળ ચાલ્યા. અરૂણનું ઘર આવ્યું; રઘુનાથ છૂટો પડયો.

"હવે સુઇ જવાના કે?" અરૂણે પુછ્યું.

"ના. હજી મંદિરે જવાનો."

"મંદિર? મંદિર એ શું?"

"ચાલો, ત્યાં તમે એક દિવસ આવશો ત્યારે ખબર પડશે." રઘુનાથ પોતાની છટાભરેલી સલામ કરી ચાલતો થયો.

અરૂણથી આ કોયડો ઉકલ્યો નહિ. તે પોતાના દિવાનખંડમાં આંટા મારતો મોટેથી હસી પડયો; "હા! હા! રઘુનાથ વળી પ્રેમમાં પડયો લાગે છે! પણ હું ત્યાં આવીશ એટલે?"

---

## પ્રકરણ ૧૧ મું.

---

### વિશ્વનાથે ત્યાં શું જોયું?

સત્તા મેળવવી એ અઘરી વાત નથી; સત્તા જીરવવી એ અઘરી વાત છે. શક્તિ એ મનુષ્યનો વિકાસ પણ છે ને કેદખાનું પણ છે. સત્તા ને સહાનુભૂતિનું સમાન ક્ષેત્ર ખીલવે તે ક્ષત્રી, ખરો રાજપૂત, સાચો અધિકારી. અધિકાર એ મનુષ્યનું માપ છે; એની ઉંચાઇની પરિક્ષા છે. અધિકાર કે અધિકારી ખરાબ નથી; એ વખતે જે વાતાવરણ ઉત્પન્ન થાય છે, મનોદશા બદલાય છે, તે ખરાબ છે.

વિશ્વનાથ—કલ્યાણીનો રેવન્યુ કમીશ્નર ને મ્યુનીસિપાલ પ્રેસીડેન્ટ—પોતાના હિંચકા પર બેસીને ઝુલતો હતો આછા

મલમલનું ધોતીયું ને ઉપર કાશ્મીરી શાલ ઓઢી ઉઘાડે માથે દરવાજા તરફ દ્રષ્ટિ રાખી બેઠો હતો. એના મનમાં અનેક ગડ-મથલ ચાલતી હશે તે વાત એના ચહેરા પરથી સ્પષ્ટ થઇ હતી.

વિશ્વનાથ પાક્કા મુસદ્દી કહેવાય તે પ્રકારનો માણસ હતો; મીઠાશ એટલી બધી કે લોઢાની મૂઠી પણ ગળી જાય ! જગત આજ જેને લીંબુનું પાણી કહે છે તેવા મનુષ્યો સ્પષ્ટ વ્યક્તિત્વ વિનાના ને ગોળ દડા જેવા છે. એ કઇ બાજુ દડશે તે કહેવાય નહિ. વિશ્વનાથ વળી ધાર્મિક સ્તંભ પણ મનાતો; ને રાજદ્વારી કુનેહમાં ખુન કરવું પડે તે સિવાય જબરદસ્ત અહિંસાવાદી હતો. એને ધર્મ કરતાં ઘણાએ જોયો હતો; પાંજરાપોળમાં ખડ નાખતાં, કુતરાને રોટલો નાખતાં, અગીઆરસ ને અમાસનો મહિમા ભજવતાં; પણ એનો અધર્મ છાનો છાનો એટલે જ શેરવાળે પહોંચી જતો.

થોડીવારમાં દરવાજામાં એક ઠીંગણો આધેડ માણસ દેખાયો. એના ચ્હેરામાં જરાક આગળ પડતી માંજરી આંખ એના જીવનનો અરધો ઇતિહાસ કહી આપતી. એણે આવતા વેંતજ બહુ નમ્રતાથી સલામ ભરી, વિશ્વનાથની સામે નીચે જ ઝુકાવ્યું.

"અરે ! અહો ! ગોવિન્દભાઇ ! શું કરવા ? આવો, આવો ઉપર."

"ના સાહેબ ! આંહી ઠીક છે." કહી ગોવિન્દ નીચે બેસી ગયો. હવે એ અસલ સ્વાર્થમૂર્તિઓ સામસામે બેસી પોતપોતાનું કામ કાઢવા શબ્દાસ્ત્રની તૈયારી કરવા લાગી.

અર્જુનદેવને ઉડાવવામાં વિશ્વનાથે અપરોક્ષ રહી મદદ કરી હતી; ને તે યુક્તિ સફળ થઇ હોત, તો એ બીજીજ બાજી ખેલત. એ યુક્તિ અફળ ગઇ; તેથી બાહોશ પદાર્થશાસ્ત્રી જેમ ખરા-બમાં ખરાબ કુચા જેવા નકામા પદાર્થનો ઉપયોગ શોધી કાઢે તેમ વિશ્વનાથે આ અફળ યુક્તિમાં પોતાનો વિજય જોયો. એનો એક સ્વભાવ એવો હતો કે ગમે તે માણસ ગમે તે રીતે એની મદદે આવે તો પોતાનો હિસ્સો હમેશાં એમાં છે એમ માની લેતો. એણે

આ અફળ યુક્તિના લાંબા પૂંછડામાં મદનલાલને વીંટી ફેંકી દેવાનો નિશ્ચય કર્યો હતો. જો યુક્તિ સફળ થઇ હોત તો રાધારાણી પાસે પોતે યશ ખાટી દેવીસિંહને ફેંકી દેવો હતો. હવે યુક્તિ અફળ થઇ તો મદનલાલને હોમી દેવો. વિશ્વનાથે જરાક વિજયથી—ગર્વથી ગોવિંદ સામે જોયું; "કાં ગોવિંદ, શું સમાચાર છે?"

હંમેશની પ્રકૃતિ થઇ રહેલ મનુષ્યને લુચ્ચાઇનાં બીજ એકદમ ભાવે છે; ગોવિંદ એની આખી મનોદશા કળી ગયો.

"જી ! લક્ષ્મીરાણી આવ્યાં; પણ મદનલાલ પકડ્યા."

"કેમ ?"

"આ વાત ઉડ્યા વિના રહે ? મદનલાલે પાછા હલકટ નોકરોમાં દુશ્મનો જ રાખ્યા છે."

"અમે પહેલેથી નથી કીધું કે આનું પરીણામ સારૂં નહીં આવે. હવે કોણ ? રાધારાણી આડે હાથ દેવાનાં કે ?"

"ના, રે. જી ના." વિશ્વનાથ જરાક અભીમાનમાં છે એ જોઇ ગોવિંદે સુંવાળી જીભને વધારે સુંવાળી બનાવી. વિશ્વનાથે એ ફેરફાર જોયો; પણ એને તો છેતરણ કોઇ વાતમાં નથી, એ મંત્ર જ મોંએ ચડી ચુકયો હતો.

"અને આ દુશ્મનો કોણ જાગ્યા છે ? હશે કોઇ હજુરીઆ !"

"જગો બારોટ, સીદીક ને દેશળ હજુરી !"

વિશ્વનાથની આંખમાં ઉંડો સંતોષ ને છાનો આનંદ દેખાયા.

"ને શું વાત ફુટી ગઇ ? અને તો તો તું પણ લેવાયો !" એણે લાગ જોઇ ચપળ ચોખ્ખો ખુલ્લા ભાગપર ઘા કરે તેમ પ્રહાર કર્યો; ગોવિન્દના ચ્હેરામાં ન દેખાય તેવો છાનો ગભરાટ ફેલાયો. વિશ્વનાથ એની સામે જોઇ રક્ષકના જેવું મીઠું હાસ્ય હસ્યો. "ગોવિન્દ સાચું કે ? મેં નહોતું કહ્યું ?"

ગોવિન્દ પરાજય કરતાં સ્વાર્થથી નરમ બન્યો હતો; પણ એણે ઢીલે મોંએ પરાજય સ્વીકારી વિશ્વનાથને વિજયના આનંદની ખુમારી આવવા દીધી; કારણ કે એ જે કામે આવ્યો હતો, તે હવે પ્રગટ કરવાની તક એ શોધતો હતો.

"જી, હા ! આપની દીર્ઘદ્રષ્ટિથી હું બચી ગયો હોત !"

"છોકરાથી છાશ પીવાય નહિ. મદનલાલને અનુભવ હશે, પણ આતો ખાંડાની ધાર છે !"

"જી હા ! અને હવે એ વાત બહુ મોડી ફૂટશેજ."

"હાસ્તો, પણ હવે આપણે પાણી પહેલાં પાળ બાંધવી રહી, સમજ્યો કે ?"

"જી હા, હું તો હવે આપના કહેવા પ્રમાણેજ વર્તવાનો; એક ટોકર બસ છે !"

"ત્યારે આ વાત બીજું કોઇ પૂછે તે પહેલાં પૂછો."

ગોવિન્દ ભડકયો, વિશ્વનાથની જીભ મીઠાશ ધારી રહી હતી. થોડીવાર પહેલાં આવેલો વિજયનો નશો ઉતરી ગયો હતો, ને તેથી હવે વધારે ભયંકર હતો.

"તારે ભડકવાનું નથી. આ કાવત્રામાં મદનલાલ ને દેવીસિંહ બન્નેને હોમી દેવા. રાધારાણીને કહેવું કે દેવીસિંહનો ભોગ આપો, નહીંતર તમારી વાત પ્રગટ થઇ જશેઃ મદનલાલ જાય એટલે પછી જોઇ લેવાશે."

"જી હા."

"અને આ ત્રણે જણાનો ઉપયોગ કરી લેવો. તું જા ત્યારે, એમને મોકલાવજે તો !"

"બસ, આ યુક્તિ સરસ છે. અને........"

"અને........શું ?" વિશ્વનાથે ઉતાવળે પૂછ્યું.

"મારૂં એક ગરીબનું કામ છે."

વિશ્વનાથે કાન માંડ્યા.

રઘુનાથનો આવવાનો વખત હતો પણ હજી આવ્યો ન હતો. ગોવિંદ આવ્યો ત્યારે દરવાજાની બારી બંધ કરતો આવ્યો હતો, ને ઓશરીની જાળી અર્ધબંધ જેવી હતી, તેમજ તે તરફ પોતાની પીઠ રાખીને વિશ્વનાથ બેસી ગયો હતો; એટલે જો કોઇ ગુપચુપ પાસેની ઓરડીમાં જઇ ઊભી જાય, તો બે જણની વાત નિશ્ચિંતપણે સાંભળે. ઓરડીનું બારણું બહાર પડતું હતું, એટલે ઓશરીમાંથી પસાર થવાની જરૂર ન હતી. પટાવાળા પાછળના ભાગમાં કાયમ રોકાયા હતા. વિશ્વનાથને એક બે વખત શંકા પડી ને તેણે ઓરડી તરફ દૃષ્ટિ કરી, પણ ધીમે ધીમે વાતમાં ડૂબતા તે ભૂલી ગયો.

"શું કામ છે ?" એણે ઠંડીતી અધીરાઇથી પૂછ્યું.

"સાહેબ, મારો એક ભત્રીજો છે."

"હું" વિશ્વનાથે હવે અવાજ બદલ્યો. પણ ગોવિંદ આગળ વધ્યો.

"આપના હાથ નીચે એને ક્યાંક તળાટી રખાવી દ્યો. એનું કામ થઇ જાય."

વિશ્વનાથ ઘડીભર કાંઇ બોલ્યો નહિ; પાછો એનો મૂળ સિદ્ધાંત—ગમે તેમ આપણો સ્વાર્થ સાધવો જોઇએ—એ વિજય પામતો દેખાયો.

"ઠીક છે, છોકરો કાંઇ ભણેલ છે ? ચાલાક છે. ?"

"જી હા. ઠીક છે, ને ભણેલ તો શું ? આજ કાલ ભણેલા ભૂખે મરે છે. ચાલાકી છે તો બધું છે."

"ગોવિન્દ ! તને ખબર છે કે નહિ ? હું કોઇના પર ખોટો ઉપકાર કરતો નથી ને કોઇની ખોટી શરમ રાખતો નથી. મે તને કાવત્રામાંથી બચવાનો માર્ગ કરી આપ્યો; પછી ખોટી શરમ ઠીક નહીં."

ગોવિન્દે ત્રાંસી આંખે તેની સામે જોયું. તે મનમાં બોલ્યો, એને ખરીદી કરવી છે ! ઠીક છે. પડશે તેવા દેવાશે. એ લૂટશે, તો આપણને ક્યાં નથી આવડતું ?"

"જી હા. આપના સ્વભાવની મને ખબર છે છોકરો ગરીબ છે, પણ આપની પાસે ખાલી હાથે ન અવાય માટે......" તે મોટેથી બોલ્યો.

ગોવિન્દે એક હજારની નોટની થોકડી ધીમેથી વિશ્વનાથ પાસે મૂકી દીધી. વિશ્વનાથની આંખમાં તેજ આવ્યું.

"આ તમે છો એટલે હો કે ! નહિતર બે..."

"જી હા. મને ક્યાં ખબર નથી ? વળી આપે મારા પર આજે બીજો કેટલોક આભાર કર્યો છે."

"ઠીક, છોકરાને મારી પાસે મોકલજો. એને તેજપુર મહાલમાં મોકલશું; કહેજો કે જરા હુશીઆર રહે. ત્યાં જરા કણબી વાયડા છે !"

"એમાં વાંધો નહીં આવે. એવા કેંક જોઇ નાખ્યા છે."

ગોવિન્દ રજા લઇ બેઠો થયો. વિશ્વનાથ પણ બેઠો થયો. એને મનમાં ચટપટી હતી કે રઘુનાથ હજી કેમ આવ્યો નહીં.

પટાવાળાને બોલાવવા તે અંદર ગયો ને ગોવિન્દ બહાર ગયો; ઓરડીમાંથી તે જ વખતે ઉતાવળો એક જુવાન બહાર

નીકળી આવ્યો, ને વિશ્વનાથનો પટાવાળો તપાસ કરવા આવે તે પહેલાં ઓશરીના બે પગથીઆં ચડી, જાણે હમણાંજ આવ્યો હોય તેવો દેખાવ કરી ઉભો. વિશ્વનાથે બહાર આવી રઘુનાથને જોતાં એને આશ્ચર્ય થયું. પણ એણે ઉતાવળમાં જ પૂછ્યું, “ કોઈ સામું મળ્યું ? ”

રઘુનાથ એને માપી ગયો હતો. “ જી હા ! પાની ડોશી. ”

પાની ડોશી વિશ્વનાથને ત્યાં કામ કરવા આવતી ને તેને હમણાં જ, પોતે ઓરડીમાંથી નીકળતો હતો તે પહેલાં થોડીવારે બહાર જતાં જોઈ હતી ગોવિન્દનું નામ ખાસ મૂકી દીધું. રઘુનાથ જે તરફથી આવે તે તરફ સાધારણ રીતે ગોવિંદનો રસ્તો નહીં હતો, ને પાની ડોશી એ તરફ જ ચાલવાની. આ માપ ઉપર રઘુનાથે તીર ફેંક્યું. જો પોતે ગોવિન્દનું નામ લે તો વિશ્વનાથને શંકા થાય માટે એ નામજ મૂક્યું; ને પોતે ઘેરથી આવે છે તેવો દેખાવ કર્યો. વિશ્વનાથની શંકા ઉડી ગઈ, તે મીઠાશથી હસ્યો.

“ કેમ મોડો, રઘુનાથ ? ”

“ હું વહેલો આવત; પણ વચ્ચે દેશળ હજુરીએ રોકી રાખ્યો. ” વિશ્વનાથે ભયથી—આશ્ચર્યથી—શંકાથી રઘુનાથ સામે જોયું.

રઘુનાથ મનમાં હસ્યો. એના મો પર ગંભીર શાંતિ જ હતી. “ જી, એવું છે કે દેશળ હજુરીના પગારમાં મદનલાલે કાંઈ કાપકુપ કરી હશે. આજ હવે તક આવી છે, માટે તે એનું પૂરેપૂરું વેર લેવા માગે છે. ! ”

“ ગાંડા ! ગાંડા ! હજી ગાંડા રહ્યો કે ? ” વિશ્વનાથ મીઠી નજર કરીને હસતાં હસતાં બોલ્યો, “ મેં તને શું કહ્યું છે ? વને હોમી દેશે ! ”

“ પણ મદનલાલે દેશળને તેડવા મોકલેલ, એટલે એ સાક્ષી ને શેઠ જગમોહન તથા રાધા પણ જો વાત ફુટે તો મદનલાલને હોમવા માગે છે. સીતક ને જગા બારોટે વાત ઉપાડવાનું માથે લીધું છે. આપ મદદ કરો તો ? ” વિશ્વનાથની આંખ ચમકી.

“છોકરો વાત સાંભળી તો બોલતો નથી ને ? ” તેણે તીણી આંખે રઘુનાથ તરફ જોયા કર્યું.

"પણ લક્ષ્મી—હમણાં એનો સીતારો ચડતો છે, તે ખબર છે ને?"

"એનો બ્રહ્માસ્ત્ર થઈ રહેશે. લક્ષ્મીનો બાપ થોડા દિવસમાં અહીં આવનાર છે. ગોવિંદ એ કપટ મદનલાલ પર ઢોળી દેશે. લક્ષ્મીનો બાપ એમાં મદદ કરશે. બોલો હવે?"

"તને બચાવવા માટે જ મેં બોલાવ્યો હતો. બોલ, તું શું કહે છે?"

"હું કહીશ કે દેવીસિંહે ધમકી મારી ને મદનલાલે લાલચ આપી."

"હં.........બસ એમજ. પણ રાધા?—એનું કેમ?"

"કહેવું કે તારે બચવું હોય તો આ એકજ માર્ગ છે."

વિશ્વનાથના ચ્હેરા પર સંતોષનાં ચિન્હ પ્રગટ્યાં. રઘુનાથે તે જોયાં. રઘુનાથ ઉઠ્યો, ને રજા લઈ રસ્તે પડ્યો.

વિશ્વનાથનો હીંચકો આનંદમાં જરાક વધારે ચડયો હતો. મદનલાલ ને દેવીસિંહ બન્નેને હોમી દીધા પછી એની એકહથ્થુ સત્તા જમાવવાના હર્ષમાં એણે ઘડીઆળમાં દશ થયા તે પણ સાંભળ્યાં નહિ. પાછળથી ચાકરે કહ્યું ત્યારે જ તે આ આનંદમાંથી ઉઠ્યો ને નહાવા માટે અંદર ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

### ત્રિપુટી સામે ત્રિપુટી.

કુલ્યાણીના મંદિરનો ઘંટારવ થઈ રહ્યો હતો. ચોકમાં એક આધેડ જેવો માણસ પગ પર પગ ચડાવીને નિરાંતે બેઠો હતો, ને વારંવાર "શિવ! શિવ!" ના મંત્ર ભણતો હતો. કઢંગા ચ્હેરા પર ભભૂતીની ત્રણ રેખાથી એ શિવના ભૂત જેવો દેખાતો હતો જાડી બરડ ધોળી દાઢી ટુંકા વાળ વળી ગયેલ રાખોડી નિમાળા ને ઢંગધડા વિનાનું શરીર; આથી એનો દેખાવ અસામાન્ય લાગતો, હતો. ઘંટારવ પૂરો થયો કે તરતજ તે ઉઠવાની તૈયારી કરતો હતો એટલામાં એક જુવાન ચપળ છોકરો તેની સામે આવી ઉભો રહ્યો. બ્રહ્મચારીએ ઉંઘમાંથી જાગતો હોય તેમ બગાસું ખાધું.

" બ્રહ્મચારીજી પુર્ણાનંદ આપનું નામ ? "

" હા, કેમ ? "

" રેવન્યુ કમીશનર સાહેબ બોલાવે છે ! "

બ્રહ્મચારી વિચારમાં પડી ગયો. નંદીશ્વરની જગ્યા નીચે મૂળ બે ગામ હતાં. તેમાં એક ગામ તો નંદરાજે ખાલસા કર્યું હતું; બીજા ઉપર સૌનો ડોળો હતો, પણ બ્રહ્મચારીએ વારંવાર પ્રસાદની ઉદાર હાથે વ્હેંચણી કરીને અને દરેકે દરેક 'સાહેબ' ને નમતા રહીને બીજું ગામ માંડ માંડ બચાવ્યું હતું. રેવન્યુ ખાતાના તો નાનામાં નાના નોકરના છોકરાને પણ બ્રહ્મચારી ભૂલ્યા ન હતા. પણ આજ વળી નવું ધતિંગ જાગ્યું જાણી બ્રહ્મચારી વિચારમાં પડી ગયો.

" અત્યારે બોલાવે છે ? "

" હા, હમણાં જ. "

બ્રહ્મચારી મહારાજ આવનારની સાથે ચાલ્યા; કાંઇક વિચાર આવતાં પૂછ્યું

" તમારૂં નામ ! "

" રઘુનાથ ! "

" રઘુનાથજી ! સાહેબ પાસે કોઇ બેઠું છે ? કેમ બોલાવતા હશે ? "

" બ્રહ્મચારી મહારાજ ! " રઘુનાથે કડકાઇથી કહ્યું. " કઇ દુનિયામાં વસો છો ? કાંઇ ખબર છે કે મદનલાલભાઇનું ત્રાજવું હેઠે બેસે છે, ને એની સાથે તમે. તમારે એટલી બધી—લક્ષ્મીને—રાખવાની જરૂર શી હતી ?"

બ્રહ્મચારી તો વીજળી પડે તેમ અવાક થઇ રહ્યો. તે પોતાને હવે આટ—આટલા ભોગ પછી સ્થિર માનતો હતો.

"અરે ! પણ ભાઇ સાહેબ ! નાયબ દિવાનનું કામ ન કરીએ તો જગ્યામાં ગેરવ્યવસ્થાની ધમકી મળે છે; જો કરીએ તો આ પરિણામ આવે છે. હશે, ભાઈ ! કલિયુગ છે. આજે સોંઘી હળવું લોહી હવાલદારનું નહિ—પણ ધર્મસ્થાનનું છે ! "

" પણ મહારાજજી ! જેમ દરેક વરસે નવો ફાલ આવે છે, તેમ દરેક વરસે નવી વ્યવસ્થા થાય છે ! "

" હા, ભાઇ ! સાચું કહ્યું. "

" ત્યારે તમારૂં કામ સારા—નરસા અધિકારી જોવાનું

નથી, કોનો સિતારો ચડતો છે એ જોવાનું છે. નહિતર હેરાન થશો, બ્રહ્મચારીજી ! "

" પણ હવે કોઈ ઉપાય ખરો ? "

" કંચન અને કામિની કોને પ્રિય નથી ? કોને શું આપવું તે તમને ક્યાં ખબર નથી ? "

" પણ આ તારા સાહેબથી તોબા ! હજી ગઇ સાલમાં જ પ્રસાદ ધર્યો છે. ત્યાં આ સાલ નવી વાત કહી ! "

" તમે આ સાલ જમો છો ને આવતી સાલ જમતા નથી ? કેમ પેટ હંમેશનું હંમેશ હજમ ન કરી શકે ? કાંઈ અજીર્ણ થાય ? નહિતર અમારા રાજવૈદ—તમે તો સુવર્ણ વસંત-માલતી વાપરો છો ! "

" અરે રઘુનાથજી શું બોલે છે ? હું બ્રહ્મચારી ! "

" જી મહારાજ ? " રઘુનાથ ટીખર કરીને બોલ્યો, " કાનને દોષ છે !......પણ આ સાહેબનું ઘર ! "

સામે વિશ્વનાથનું ઘર હતું, તે તરફ રઘુનાથે આંગળી કરી બતાવ્યું. બ્રહ્મચારી તથા રઘુનાથ બન્ને અંદર ગયા. વિશ્વનાથ રિવાજ મુજબ હીંચકતો હતો.

" કાં છોકરા ! " એણે રઘુનાથને જોઈ પૂછ્યું.

" જી આવ્યા ! "

" આવો ! બ્રહ્મચારીજી ! " વિશ્વનાથે હસીને કહ્યું; પણ એમાં રહેલો વ્યંગ જોઇને બ્રહ્મચારી પ્રજી ઉઠ્યો. વિશ્વનાથે ચ્હેરો વધારે હસતો રાખીને પૂછ્યું;

" તમારે ત્યાંથી નાયબદિવાનનું માણસ કોઈ બાઈને તેડવા આવેલ ? "

બ્રહ્મચારીએ જોયું કે ખોટું બોલવામાં માલ નથી; " જી હા, લક્ષ્મીરાણીને ! "

" બરાબર. માણસ પણ પોતે બચવા બીજાને કેવા હેરાન કરે છે. બ્રહ્મચારીજી ! જુઓ તો ખરા ! આપને કેવા હેરાન થવું પડે છે ? "

બ્રહ્મચારીની રગેરગમાં આ ધાસ્તી પેસી ગઈ; વિશ્વનાથે એ જોયું: તે આગળ વધ્યો;

"એવું છે કે આ લક્ષ્મીબાઇને નામે મદનલાલે—મદનલાલનું વાંકુ આવશે તો તમને માઠું નહીં લાગે કે ?" વિશ્વનાથે રંગભૂમી પર ઉતર્યો હોય તેવો અસલ વેષ કર્યો.

"જી ના. મારે શું ? મારે તો આપની પણ સેવા બજાવવી છે."

"હાં, હવે, મદનલાલે ધતીંગ હાંક્યું. લક્ષ્મીબાઇને શેઠની દીકરી બનાવ્યાં ને મહારાજાને કહ્યું, એને લાવતા બહુ મહેનત પડી છે; ઘણો ખર્ચ થયો છે. જૂઓ તો ખરા ! હવે આજે એ વાત મહારાજા પાસે નીકળનાર છે. તમને શું ખબર છે ?"

"એટલું જ: લક્ષ્મીબાઇને ત્યાં ઉતારવાં, ને સગવડતા કરી આપવી, આવો મહારાજાનો હુકમ છે. મેં તે પ્રમાણે કર્યું."

"હા, બરાબર તમને શું ખબર ? રઘુનાથ ! બ્રહ્મચારીજીને નાહક હેરાન કર્યા, જો તો ખરો !"

રઘુનાથ મનમાં હસ્યો. "જી, હા !"

"ઠીક બસ એટલુંજ કામ હતું, તમને અત્યારે નાહક હેરાન કર્યા" વિશ્વનાથ એક પછી એક મીઠા શબ્દો બોલવા લાગ્યો.

બ્રહ્મચારી ઉઠ્યો ને રજા લીધી.

થોડે દૂર ન ગયો ત્યાં રઘુનાથ પાછળ દોડયો; 'બ્રહ્મચારીજી !'

બ્રહ્મચારી ચેતી ગયો, આવા તો ઘણી વખત દાખલા બનેલા. મદનલાલનો પક્ષ લેવા માટે પૂરી શિક્ષા મળશે. એણે ફરી બેસવાનો નિશ્ચય કર્યો.

"અરે ! હા હા ! બ્રહ્મચારીજી ! " વિશ્વનાથે મીઠું હાસ્ય કરતાં કહ્યું, 'હું ભૂલી ગયો. કાલે તમારે નકામો ધક્કો થાત ને ? તમારા ઉપર ટ્રેઝરી ઓફીસથી દેણું નીકળે છે; હશે કાંઇક જુનુ પાંચ હજાર નવસો છત્રીસ રૂપીઆ છે, લગભગ બરાબર ખબર નથી."

બ્રહ્મચારીના પગ ઢીલા પડી ગયા. છુટવાનો રસ્તો ન દેખાયો.

"હા, બાપુ હશે. ગોવિન્દ હજુરી તો કહે કે લક્ષ્મીરાણી ખવાસણ છે !"

"એમ કે ?" વિશ્વનાથ હસ્યો, "ત્યારે તમને એની પૂરી ખબર હશે !"

"હા, રાજપુરના રાઘવ ખવાસની દીકરી. બધાએ ભેગાં થઈ વાણીઆણું કે બ્રાહ્મણી ઠરાવી."

"એ વાત ક્યાં બની ?"

"મંદિરના ઓટલા પાસે જ. એ વાત પૂરી કરીને પછી મને બોલાવ્યો !"

'ઠીક, મહારાજા તપાસ કરે તો જવાબ આપજો. તમારા ભેણા વિષે હું કાલે રેવાશંકરને કહીશ."

"જી, હાં હવે પહેલાં જેવું નથી."

"ફિકર નહિ."

બ્રહ્મચારી ગયો કે તરતજ વિશ્વનાથ દરબારગઢ તરફ વળ્યો. રઘુનાથ સાથે આવ્યો. દરબારગઢમાં એક વિશાળ ઓરડામાં કલ્યાણીના આઠ–દસ લાખ માણસોના ભાગ્યનો વિધાતા નિશ્ચિંત અવસ્થામાં હુક્કો ગગડાવતો હતો. નંદરાજ ખાનગીમાં બહુ સાદા વેષમાં રહેતો, ને તેથી માત્ર સુરવાળ ને પહેરણ પહેરી, માથે સાદી ટોપી ઓઢીને શેતરંજી પર બીછાવેલા રેશમી ગાલીચા પર બેસી હુક્કો ગગડાવતો હતો, ને વચ્ચે વચ્ચે સામે બેઠેલા સામે જોઈ વાતો કરતો હતો.

સામે બેઠેલામાં બે જાતનાં માણસો હતાં; એક તરફ જગો બારોટ, સોદીક ને દેશળ હજુરી બેઠા હતા. બીજી તરફ મદનલાલ, બાણુરાવ ને દેવીસિંહ હતા. એટલામાં વિશ્વનાથે પ્રવેશ કર્યો. રંગ પરથી લાગ્યું કે હજી મદનલાલનું સ્થાન અજીત છે. એટલામાં નંદરાજ અચાનક બેઠો થયો, સૌ સાથે જ ઉભાં થયા.

"વિશ્વનાથ ! આવો તો" તે એટલું બોલી અંદરના ઓરડામાં ગયો. વિશ્વનાથ બેઠેલા પર એક અર્થસૂચક દ્રષ્ટિ નાખી અંદર ગયો.

"લોકોમાં વાત ફેલાણી છે કે અર્જુનદેવને ઝેર અપાયું !" નંદરાજે પુછ્યું.

"જી ! લોકો !" વિશ્વનાથ ન માનતો હોય તેમ બોલ્યો; "પણ અર્જુનદેવ તો મહેલમાં છે !"

" બચી ગયા—એમ વાત થાય છે. "

" કહેવાય નહીં. આપ શું ધારો છો ? એટલા મળેલા સમાચાર પરથી શું અનુમાન કાઢ્યું ? "

" હોય. વખત છે. રાજ્યલોભ બુરી ચીજ છે ! "

" મદનલાલ ! દેવીસિંહ ! બાબુરાવ ! " નંદરાજે એકી સાથે બધાને બોલાવ્યા. નંદરાજે એક ખુરસી પર શરીર લાંબુ કર્યું. બીજા પણ સૌ બેઠા. વિશ્વનાથ ગંભીર દ્રષ્ટિ રાખી સ્થિર ઉભો.

" કાં ? બોલો, શું છે મદનલાલ ? તમે જવાબ લખી વાળ્યો ? "

" જી હા ! "

" શું ? " બાબુરાવે વચ્ચે પૂછ્યું. મહેતાજી મારે નહીં ને ભણાવે નહીં, એવા છતાં રાવસાહેબ ક્યારેક સ્વમાન વિષે બહુ કાળજી રાખતા.

" કે કબૂલ છે ? "

" અરે ! પણ— "

" હવે પણને બણ, બાબુરાવ ! એમ ક્યાં સુંદરી છે ? ઠીક રેવાશંકર શું કહે છે ? "

" જી, બજેટ પ્રમાણે આપણે દસ લાખ વધારવા રહ્યા ! "

" દસ લાખ ક્યાંથી લાવશો ? ને પિનાકીપ્રસાદ પાંચ લાખ માગે છે. " વિશ્વનાથે કહ્યું.

" ને આ વખતે મારા ખાનગી ખર્ચ ખાતે એક લાખ વધારે લેવાના છે. "

" જી હા. આપને મેં ત્યારે જ કહ્યું હતું કે આપને લોભ ન હોય ! ને નવા બંગલાના ' પ્લેન ' તૈયાર છે, પિનાકિપ્રસાદ કહેતા હતા. "

" હા, લ્યો ત્યારે દસ એ, પાંચ બીજા, એક ને દસ—આ લગભગ વીસથી પચીસ લાખનું ધ્યાન રાખવું. " નંદરાજે હિસાબ કર્યો.

" એમાંથી નવી સ્થિતિ પ્રમાણે આપણે વીસ લાખ તો વધ્યા છે. સાતનું કરવું રહ્યું. "

" આપણે ત્યાં લોકો પર સરકાર જેટલા ટેક્સ નથી. ગવર્નમેન્ટમાં ઘરવેરો છે. આપણે એ શા માટે ન રાખવો ? બીજું આપણે ત્યાં એક નવો કર નાખી શકાય. "

" શું ? " નંદરાજે આતુરતાથી પૂછ્યું.

" રોડ ટેક્સ—રસ્તા વેરો. એનો ઉપયોગ રસ્તાના સમારકામ માટે થાય."

" તો એ બે ટેક્સથી પૂરું થાય તો ભલે નહિતર પછી ચુલા વેરો કે ઘર વેરો નાખવાની ગોઠવણ થઈ શકે." વિશ્વનાથે કહ્યું.

" કેમ ખબર પડી કે આપણા બજેટમાં આ છેલ્લી ખોટ છે. માટે બધા વેરા એક સાથે નાખ્યા હોય તો વખત આવે ત્યાં લોકો ટેવાઇ જાય."

" બરાબર;" નંદરાજે કહ્યું " અને તમે શું કહેતા હતા? દેવીસિંહ પ્રજામંડળ કે એવુ કાંઇક નામ આપ્યુ."

" આંહીના જુવાનીઆ ભેગા થઇ હોહા કરતા હતા. આજે તો કીધું છે કે ભેગા થાય એટલે જેલના બારણા સમજી લેવા".

" એને કહી દ્યો કે રાજ નંદરાજના બાપનું છે. ને તમને ભીખારાને રાજ કરતાં આવડે નહિ. ન માને તો ચૌદમું રત્ન !"

" જી હા." દેવીસિંહ હસ્યો.

મોટી ચિંતામાંથી મુક્ત થયો હોય તેમ નંદરાજ બેઠો થયો. સૌ ઉઠયા ને દિવાનખંડમાં આવ્યા, ત્યાં હજી જગો બારોટ-રસીદીક, દેશળ ને રઘુનાથ ગપ્પાં મારતા બેઠા હતા. સૌ અધિકારીઓ સલામ લઇ ચાલતા થયા. નંદરાજ જોઇ રહ્યો.

" દેવીસિંહ !" એવું દેવીસિંહને પાછો બોલાવ્યો.

દેવીસિંહ પાછો આવ્યો. નંદરાજે એના કાન કરડ્યા. દેવીસિંહ મનમાં મલકાતો ચાલ્યો ગયો.

હવે માત્ર ખાનગી માણસો રહ્યા. વિશ્વનાથની અર્થસૂચક દૃષ્ટિનો દેશળ ખવાસે જવાબ વાળ્યો હતો. સૌ બહાર નીકળ્યા ત્યારે વિશ્વનાથે કહ્યું.

" મદનલાલ ! હવે બજેટના ખાડા નહિ પૂરાય હો !"

" અરે ! મારા સાહેબ ? આ શું બોલ્યા ? આપણે ત્યાં ખાડા ક્યારે હતા જે નહિ પૂરાય ?"

દેવીસિંહ પાછળ હતો. તેણે સાદ પૂરાવ્યો, "અને ખોટ કરતાં થાય તો ભલા મારા લોકો ! એને ભરી મારી ધર્મ વાડીઓ !"

વિશ્વનાથે ભયથી પાછળ જોયું. દેવીસિંહ હસતો હસતો ચાલ્યો ગયો. એના હાસ્યમાં કાંઇક ભેદ છે એટલુંજ જાણી શકાયું. વિશ્વનાથે રઘુનાથને શોધ્યો, પણ તેનો પત્તો લાગ્યો નહિ.

# પ્રકરણ ૧૩ મું.

## નંદરાજનો સંકેત.

નંદરાજ એકલો પડ્યો એટલે જગા બારોટ, સીદીક ને દેશળની વાતોમાં પડ્યો.

"પૃથ્વીનાથ! ઘણાં રજવાડાં જોયા, પણ આવાથી હદ. રાજા વિક્રમનો જ અવતાર!"

"અને તોય માણસને હજી સુખ નથી. દેશળની ટાપશી આવી."

"અરે ગાંડા! એ તો એ દિ'ની હવા છે, ને આપણું શું લઈ જાય છે? આપણે બ્હાને સૌને બેચારી લોને!"

"હા એ સાચું!"

"સીદીક હમણાં શું સમાચાર છે?" છેલ્લો બોલનાર સીદીક હતો, તેની સામે જોઇ નંદરાજે સવાલ કર્યો.

"સાહેબ! હમણાં તો શિરોએ ને બારણે અજૂનદેવની વાત છે. ઇશ્વરે બચાવ્યા!"

"પણ એ વાત સાચી?"

"એમાં તે પૃથ્વીનાથ! ફેર હોય? પંચ બોલે તે પ્રમાણ. રાજલોભ બુરી ચીજ છે. પણ આમ નાયબદિવાન જેવું માણસ ઉઠીને લૂણહરામ બને!"

"રાજખટપટ તો થાય જ, પણ અંદર અમલદારો ભળી જાય તો સત્યાનાશ જાય!"

"હજી તો લક્ષ્મીરાણીનું ઘતીંગ બાકી છે!" દેશળે સમય જોઇ ઘા કર્યો.

"શું?" નંદરાજે હુક્કામાંથી વરાળ કાઢતાં કહ્યું.

"લક્ષ્મી રાણી—રાજપુરના રાઘવ અવાસની દીકરી. એને તેજપુરના શેઠની દીકરી ઠરાવી. એ ફરિયાદી કરે તે માટે રુપિયા વેર્યા છે, એમ કરીને દસ હજારની થેલી ઘરમાં મૂકી દીધી!"

"હેં!" નંદરાજની આંખ ફરી; એના જેવો અભિમાની ને સ્વાર્થી આ સહન કરી શક્યો નહિ.

" હા, બાપુ ! આપ તો રાજા ભોજના અવતાર છો ! આપે દેવામાં પાછું નથી જોયું ને અમલદારોએ ખોળો વાળવામાં. બીજી કેટલીક વાત કરાવી ? "

" શું છે વળી બીજું ? "

" આ બે મહીના પહેલા કોને ધીર્યા ? "

" કલકત્તા. એક કંપનીને. "

" એમાં કહે છે કે રેવાશંકર ને મદનલાલે હકસાઇ ઠરાવી છે. એક લાખ લીધા. "

" અરે ! પણ આવી લૂંટ આ સાચુ છે ? "

" તમે રૈયતને લૂંટે; તમને અમલદારો લૂંટે, અમલદારોને પરદેશીઓ વેપાર કરી લૂંટે "

" ચારે તરફ લૂંટ છે, ખેડુ કેટલીક લૂંટ પુરી પાડશે ? " અર્જુનદેવે પાછળના બારણેથી આવતા કહ્યું. એને જોઇ સૌ બેઠા થઇ ગયા. અર્જુનદેવ બેઠો. રાજાનું મન એની સાથે એક નથી એ સૌ સમજતા, એટલે ઘડીભર મૌન ચાલ્યું.

"ઠીક તમને ખબર પડી કાં ?" અર્જુનદેવ બેઠો થયો "પણ આટલું સાથે સાથે યાદ રાખો, રૈયતને અવાજ કરવાની તક આપો. ત્યારેજ ખબર પડશે. કે ધુળથી માંડીને મોતી સુધીની લૂંટ થાય છે; લાંચ સિવાય કામ બનતું નથી; તળાટીની ત્રીસની જગ્યા ત્રણસોની ગણાય છે; ને તમે આ વાત પર નજર ન કરવામાં અભિમાન લો છો. ખરા દેવની પેઠે જો ક્યાંય તમારી પૂજા થાય, તો તે આ સંસ્કારસિદ્ધ રૈયતમાં; નહિતર યુરોપનો પવન હવે તમને ફૂંકી મારશે. ! જુવાન લોહીમાં શ્રદ્ધાને બદલે સ્વતંત્રતાનું ખુન ઠેકડા મારે છે ! ને તેમને કોણ કહે છે તમે રાજા મટી જાવ ? તમે રાજા બનો, ગંજના ગંજ ખડકી ગુલામ પેઠે નીચી મૂંડીએ શું કરવા સ્વમાન ગુમાવી હાથે કરીને ધરવા જાઓ છો ?—" તે પોતાની હંમેશની ગૌરવપૂર્ણ ચાલમાં ચાલ્યો ગયો.

" આ રાજ ખોશે ! " નંદરાજે એના ગયા પછી કહ્યું.

" બાપુ ! છોકરું છે ને ? "

" ઠીક; એ તો વળી હરિશ્ચન્દ્ર; સીદીક; તારે કાલે ત્રણ કામ કરવાના "

" શું શું ? "

"ગોવિન્દને કહેવું રાઘવને બોલાવે; બ્રહ્મચારીને કહેવું ફરિયાદી કરે; ને બાબુરાવને કહેવું રાજીનામું આપે!"

"બ્રહ્મચારીને ફરિયાદ શું..."

"એ તું કાલે સવારે જોશે."

નંદરાજની કચેરી બરખાસ્ત થઇ. થોડી મીનીટમાં ત્રણ જણાનું નસીબ ઘડાઇ ચુકયું હતું. ઘણું કરીને જ્યાં જ્યાં અનિયંત્રિત સત્તા એક હાથમાં સોંપાય છે ત્યાં ગુલામી મનોદશા પ્રસરે છે, ને માનવ શક્તિની વિજળી નાશ પામે છે; સાહિત્યમાં, વિજ્ઞાનમાં ઉદ્યોગમાં પ્રવૃત્તિમાં દેશી રાજાની રૈયત પાછળ પડી જાય છે, તેનું આ કારણ છે. મનુષ્યની શક્તિની કિંમત કરવાની લાયકાત ન હોય, એવી પ્રજામા લાયક મનુષ્ય ભાગ્યેજ મળે; ને જે થાય તેનું કાર્યક્ષેત્ર બહારના ભાગમાં શરૂ થાય. દયાનંદ સરસ્વતી ને મહાત્મા ગાંધીનું કાર્યક્ષેત્ર આમ બહારથીજ શરૂ થયું.

દેશી રાજ્યોના અસ્તિત્વ પર આ એક ભયંકર શાપ છે.

## પ્રકરણ ૧૪ મું.

### ફરેલી દ્રષ્ટિ

સવારનો સૂર્ય પોતાના બાલકિરણથી કલ્યાણીના ભવ્ય રાજમહેલની ભભકભરેલી નકશીને ન્હવરાવી રહ્યો હતો. જેમ પ્રજાજીવનના બધા વ્યવહારમાં તેમ નકશી અને શિલ્પકળામાં પ્રજાએ પોતાનું પ્રજાકીય તત્ત્વ ગુમાવ્યું છે; તેથી કાંઇક ગ્રીસની, કાંઇક ઇટાલીની, કાંઇક ક્રિશ્ચીયન દેવળની ને કાંઇક મુગલ સમયની શિલ્પકળામાં થીગડાં લગાવી પ્રજા એને પોતાની કળાનો નમૂનો માને છે; અને કયારેક તો શિલ્પકામમાં કળા હોઇ શકે એ ખ્યાલ પણ ભૂલી જવાય છે.

રાજમહેલના દરવાજા પર બે માણસો ઉભા ઉભા એક બીજાના કાનમાં બહુ જ ધીમેથી વાતો કરતા હતા; એમની વાતો કરવાની ઢબથી જણાતું હતું. કે તેઓની વાત ખાનગી હતી. તેમાંનો એક આધેડ ને બીજો જુવાન હતો. આધેડ માણસે પોતાની દાઢીને બન્ને બાજુ વાળીને, રજપૂતાઇનો જૂનો સ્વાંગ સાચવ્યો હતો; જ્યારે પેલો જુવાન નવી ઢબ પ્રમાણે પાટલુન કોટ પહેરીને માથે સાફો બગાવી ઉભો હતો.

"કોણે કહ્યું ? શું સાચી વાત છે ? " પેલા જુવાને દેખીતી અધિરાઇમાં પૂછ્યું.

"હા, હા, શું ખોટું છે ? સીદીકે અબધડી સમાચાર આપ્યા."

"પણ શા માટે ?—એમ કેમ થયું ?"

"પેલા રઘુનાથે વાત ફોડી. રાધારાણી બે દિવસ પહેલાં દેવીસિંહને મળ્યાં, એ ખબર મહારાજાને પડયા. રઘુનાથે સાક્ષી પૂરીઃ ગંગા ફુટી ને અત્યારે દેવીસિંહને બ્રહ્મચારીની મિલ્કત લુંટવા માટે કેદમાં મોકલેલ છે."

"પણ કહેવાય છે કે એમાં નંદરાજની અનુમતિ હતી—"

"ચોક્કસ. પણ રાજા કોનો ગોઠીઓ—હવે ફેરવી તોળ્યું."

"આ કોણ આવ્યા ?"

છેટેથી વિશ્વનાથ અને સીદીક આવતા હતા. તેઓ પાસે આવી પહોંચ્યા. સીદીક આ બન્નેના સાથે વાતોએ ચડયો ને વિશ્વનાથ અંદર ગયો.

પોતાનો વિજય થઇ ચુકયો છે, એ ખાત્રી છતાં આ ચતુર પુરૂષે તદન અજાણ્યો દેખાવ ધર્યો હતો. અંદર દિવાનખંડમાં નંદરાજ એક ઝુલા ખુરસી પર પડયો પડયો સીગાર ફુંકતો હતો; પાંચ છ માણસ એની આસપાસ બેઠા હતા. વિશ્વનાથને જોઇ સૌ બેઠા થયા.

"કાં વિશ્વનાથ ! મેં તમને અત્યારે ખાસ પ્રસંગે બોલાવ્યા છે." દેશી રાજાઓના અમલદારોમાં ઉચ્ચ ભાવના, ઉત્તમ સ્વભાવ ને ઉન્નત ગ્રાહક શક્તિ નથી; રાજાની વૃતિને અનુકૂળ થઇ જવાની ગુલામી મનોદશા એ એના બધા રાજદ્વારી કૌશલ્યનો સરવાળો છે.

"જી !" વિશ્વનાથે બહુ જ અધીનતાથી જવાબ વાળ્યો.

"વિશ્વનાથ ! જૂઓ આ બ્રહ્મચારી—"

વિશ્વનાથે આસપાસ જોયું. બ્રહ્મચારી પુષ્કરાનંદ હાથમાં થોડાક કાગળીઆ લઇ બેઠો હતો. વિશ્વનાથ એકદમ આખી પરિસ્થિતિ સમજી ગયો, પણ એનો વેષ એણે પૂરો ભજવ્યો.

"હા જી, રેવાશંકરને........"

"અરે સાંભળો તો ખરા." નંદરાજે અધીરાઇથી કહ્યું. રઘુનાથે બ્રહ્મચારીની પાછળથી ડોકું ઉંચું કર્યું; વિશ્વનાથ ભડકયો. "આ રઘુનાથ ! એ પણ અહીં ?"

"આ જૂઓ તો ખરા. તમારા પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ દેવીસિંહ

એને પગાર ઓછો પડયો! કે કાલે બ્રહ્મચારીને ત્યાં ધાડ મારી ! રૂપિઆ ચાલીસ હજાર નગદ ઉઠાવ્યા ! ''

"હું !" વિશ્વનાથ દેવીસિંહ અને રાધા પ્રકરણનો પ્રથમાધ્યાય તો શીખ્યો જ હતો, એટલે આ વાત તરત સમજી ગયો.

નંદરાજે ચપળતાથી રઘુનાથ સામે જોયું.

રઘુનાથે જરાક ખોંખારો ખાધો. " એવું થયું, સાહેબ ! કે કાલે હું ભોગજોગે ત્યાં સૂતેલો; એટલે દેવીસિંહ આવ્યા, બ્રહ્મચારીને ધમકાવ્યાં ને બ્રહ્મચારી મહારાજે રૂપિયા કાઢયા, એ બધું નજરો-નજર જોયું; નહિતર તો બ્રહ્મચારી મહારાજનું કોઇ માનત નહિ.

" હાસ્તો, ચાલીસ હજાર રૂપિયા જગ્યામાં છે, એ જ કેમ મનાય ? જગ્યા પર દેવું છે એ ન પૂરે ? રૂપિઆ હોય તો રાજનું કરજ કોણ રાખે ? " વિશ્વનાથે ટાંકો માર માર્યો. રઘુનાથ સામે તે આશ્ચર્યથી જોઇ રહ્યો; " આ છોકરો નક્કી ઉથલપાથલ કરશે ! " તે મનમાં બોલ્યો.

" ઠીક, હવે દેવીસિંહને તો જેલમાં પૂરો !" નંદરાજે કહ્યું.

" જી હા, આપણાથી બીજું ન થાય. બ્રહ્મચારી મહારાજ એનો ઉપકાર થયો છે એ જાણ ન મરી–" વિશ્વનાથે બ્રહ્મચારીને પડતા પક્ષનો સ્તંભ બનાવી બીજો ઘા કર્યો.

" ના, એ કાંઇ ન બને—" નંદરાજ વચ્ચેજ બોલી ઉઠયો.

" અને આ મદનલાલનું રાજીનામું ! " નંદરાજે કાગળ વિશ્વ-નાથ પર ફેંકયો.

જાણે આભમાંથી વિજળી પડી હોય તેમ વિશ્વનાથ ઘડીભર સ્તબ્ધ દેખાવા લાગ્યો; અંદર અંતઃકરણ કૂદતું હતું કે એક ચક્રે સત્તા જામે છે !

" જી ! મદનલાલનું રાજીનામું ? "

" વિશ્વનાથ ! " નંદરાજ જરાક હસ્યો; " નોકરાનાં કાંઇ બંધન છે ? એનું મન દુઃખાયું. "

" અરે ! પણ આ ધર્મરાજ.........અને "

" એની મરજી. તમે આજને આજ એને મુક્ત કરો ! અને આ બાબુરાવ રજા પર જાય છે ! "

ઘણી વખત મોટા અમલદારો રજા પર જાય છે એમ કહે-વાની રાજ્યદ્વારી પ્રથા છે. વસ્તુતઃ એ ભાઇ નોકરી છોડતા હોય

છે ! પણ કોણ જાણે સ્પષ્ટ બોલાતું નથી. હાલિક સ્થિતિનું આ એક નજીવું ઉદાહરણ છે:

"જી હા ! એનો ચૂક ?"

"હમણાં તો તમે સંભાળો."

દેશી અમલદારોનું આખું તંત્ર ગુલામી મનોદશા પર જ લટકે છે; શક્તિ અથવા પ્રતિભાથી કોઇ પણ અધિકારી રૈયત અને રાજા વચ્ચે સુવર્ણ કડી જેવો થયો હોય, તેવો અકસ્માત ધ્યાનમાં નથી. વસ્તુતઃ અત્યંત હલકું રાજ્યદ્વારી કૌશલ્ય ધરાવનાર મનષ્ય સ્હેજે દેશી રાજ્યના દિવાન જેટલું પદ મેળવી શકે છે; અને એનું એ કારણ છે કે કોઇ પણ અમલદારે ઉપલી સત્તા સાથે રાજાનો સંબંધ યોગ્ય મર્યાદા અને સ્વમાનથી જાળવવાનું ધ્યાન પહોંચાડયું કે રૈયત અને રાજાના નૈસર્ગિક પિતા પુત્ર જેવા સંબંધને પોષ્યો હોય, એવું બન્યું નથી. અમલદારોની ઘણીખરી ચતુરાઇ કાણીની કડબમાં ને રાજાના મોતીના હારમાં સમાપ્ત થાય છે. રાજ્યદ્વારી પુરૂષોને એથી વધારે ઉંચું જીવન હોય એમ કોઇ માનતુંજ નથી. દેશી રાજ્યોમાં એટલા માટે એની ઢબ–છબ પી જનાર માણસ ત્રણ, ચાર, પાંચ કે છ જગ્યાનો અધિકાર સાચવતાં જરા પણ આંચકો ખાતો નથી; કારણ કે એમાં છ ગણી સહીના બિલાડાં સિવાય વધારે કરવાનું ભાગ્યેજ હોય છે.

વિશ્વનાથ નીકળ્યો. ત્યારે એના પગમાં જોર જૂદા પ્રકારનું હતું; તે દરબારગઢ બહાર ન પહોંચ્યો, ત્યાં સંખ્યાબંધ સલામો થઇ રહી હતી; ને તે દરેક સલામોનો આજે જુદોજ અર્થ હતો. રઘુનાથ એની સાથેજ હતો. તે પાછળ ચાલ્યો આવતો હતો.

"કાં દેશળ ?" વિશ્વનાથે સીદીક સાથે વાતો કરનાર બે જણમાંથી એકને સંબોધીને કહ્યું; "હજી ઉભા છો ?"

દેશળ ને બીજો માણસ બન્ને નજીક આવ્યા;

"પૃથ્વીરાજને ઘણી ખમ્મા ! હવે જગો બારોટ લુચ્ચો ન જાણ હો ! રાજ તો સમુદ્ર છે. એની લહેરમાં કંઇક તરી જાય !"

વિશ્વનાથ મીઠું હસ્યો; એનું હાસ્ય સજેલા શત્રુને ઉતારવાને બસ હતું.

"આ તો ધડાકો વ્હેલો થઇ ગયો !" દેશળ બોલ્યો, "આવું નહોતું ધાર્યું. પણ સાહેબ બાબુરાવ જાય છે ?"

"હા."

"એ કેમ ?"

"એ તો અમસ્તા; એનું આ કામ નહિ. જોવા આવેલ. જોઇ ગયા."

"ત્યારે નવ દિવાન ?"

"હવે થાય તે ખરૂં."

"છોટાલાલ !" રઘુનાથ પાછળથી બોલ્યો.

વિશ્વનાથ ચકિત આંખે એની સામે જોઇ રહ્યો.

"હું, સાહેબ ! સાચું ?"

"થાય તે ખરૂં......"

વિશ્વનાથે છેટેથી મદનલાલ ને બાબુરાવને આવતા જોયા. ચપળ યોદ્ધાની ઝડપથી તે આગળ વધ્યો.

"કાં વિશ્વનાથભાઇ !" મદનલાલે બધી લાગણી દબાવીને પૂછ્યું; "જઇ આવ્યા ? હજુર છે ને ?"

"જી હા, પધારો છો ને ?"

વિશ્વનાથ તે શબ્દનો વ્યંગ કળી ગયો.

"હા, જરા જઇ આવું. વહેલો નીકળ્યો. પછી વખતે પાછું આવવું પડે !" મદનલાલે દ્દઢ અવાજમાં જવાબ વાળ્યો; બાબુરાવના મોં પર આછું સ્મિત પસાર થઇ ગયું. વિશ્વનાથ ભડક્યો, "હું ! હજી આના શબ્દમાં પરાજયની નિરાશાને બદલે ભવિષ્યના યુદ્ધની આગાહી છે !"

તે એકદમ સ્થિર થયો: "હા, હા, મળી આવો. આવો સમય ન પણ મળે !"

"હં, એટલા જ માટે !" મદનલાલ હસ્યો.

બન્ને જણાએ સામસામા હસ્તધુનન કરી; હાસ્યની પાછળ અનેક ધુરકતી આંખ રાખીને ફરી હસ્યા.

"વિશ્વનાથ, મારે તમારો આભાર માનવો જોઇએ. તમે જવાબદારી ન લીધી હત તો છુટવાને અડચણ આવત."

"જી મારી તો ફરજ હતી ને !" વિશ્વનાથે ધા કર્યો. ગાડી પસાર થઇ ગઇ ને બન્ને જણાં જૂદા પડ્યા. વિશ્વનાથ ઘર પાસે પહોંચતા પાછો ફર્યો.

"રઘુનાથ ! તું કાલે મંદિરમાં ગયો હતો ?"

"હા."

"કેમ ?"

"કારણુ કે કાલે નંદરાજે દેવીસિંહના કાન કરડ્યા—ખાનગી વાત કરી, ત્યારે જ દેવીસિંહનો પાસો નંખાઇ ગયો હતો. એણે નંદરાજે કહ્યું તેમ બ્રહ્મચારીને લુંટાયો—અને એ બહાના નીચે—એનું પતન છે, એ કપટ તેણે કળ્યું નહિ"

"તેં કેમ જાણ્યું ?"

"કારણુ કે રાજાનો સ્વભાવનો મેં અભ્યાસ કર્યો છે !"

"હું ! ત્યારે મેં આજે ભૂલ કરી ?"

"હા. એક જ્યારે ચાલીસ હજારની વાત નીકળી ત્યારે એ રૂપિયા હવે તો રાજની ટ્રેઝરીમાં રાખવા કે બ્રહ્મચારીને આવું ન થાય..." "એ વાક્ય બોલતાં તમે ભૂલ્યા."

"છોકરા ! તું ગજબ છો !"

રઘુનાથે ચાલતી પકડી.

તે દેખાતો બંધ થયો ત્યાં સુધી વિશ્વનાથ ઉભો; પછી પોતાના ઘરના દરવાજામાં પેઠો. 'આ છોકરો ચોક્કસ કંઇને ઉથલાવી નાખશે !' તે બોલ્યો.

આજે વિજયના આનંદમાં તે પરાજયની શીંસુરી બજ્યો હતો.

## પ્રકરણુ ૧૫ મું.

---

### જુનો દિવાન એટલે નવો શત્રુ

નંદરાજ વિષે એમ કહેવાતું કે તે જેટલું કુતરા વિષે જાણતો તેટલું માણસ વિષે જાણતો નહિ; અને તેથી વારંવાર જૂદા જૂદા અધિકારીઓના હાથમાં રમ્યા પછી એમને રજા આપતાં તેઓ નવા શત્રુ થતા. મદનલાલ ને બાબુરાવ બન્ને ગયા. પણ લોકવાયકા હતી કે બન્ને રંગપુરની છાવણીમાં વારંવાર મળતા, ને યુરોપીઅન અધિકારીઓ સાથે વારંવાર ફરતા. આજે જ્યારે દેશી રાજાઓને જુપાવવા જેવું ઘણું છે, ત્યારે ઘણું પ્રકટ ન થાય તે માટે તેઓ વારંવાર નમતું આપવાની સહેલી બાજી ખેલે

છે, કે સ્વમાન ગુમાવીને પણ ધા આચવી લેવાની એથી પણ વધારે સહેલી બાજી રમે છે ! એનું પરિણામ એ થયું છે કે, જેટલી સત્તા દેશી રાજ્યો ભોગવે છે ને પોતાની પ્રજાને આપી શકે તેટલી, સત્તા તો બ્રિટિશ પ્રજાને મળી પણ નથી, છતાં આ સત્તાથી પ્રજામાં નવું ચૈતન્ય આવવાને બદલે આ પ્રજાનું કાર્યક્ષેત્ર વધારે ને વધારે સંકુચિત ને અઘરૂં બન્યું છે ! રાજા વિષે આ દેશના લોકોની ભાવના અતિ પવિત્ર છે ! ને તેથી જો રાજાઓ પોતાને વધારે સુરક્ષિત બનાવવા પ્રજાકીય સંસ્થાઓનો Buffer state જેવો ઉપયોગ કરે, તો ઉપરી સત્તા તરફથી પડતા દરેક ધાનો વેગ મોળો પડી જાય ! પરંતુ જેમ નબળો મનુષ્ય પોતાનુ ઘર, કે જ્યાં એની સત્તાને સ્નેહ અને પૂજ્યભાવથી વધાવી લેવામા આવે છે, ત્યાં એ મોળી ન પડે તેની ચિંતામાં બહારની દુનિયાના વ્યવહારમાં કાંતિ ગુમાવી બેસે છે, તેવી સ્થિતિ દેશી રાજાઓની થઇ પડી છે ! પોતાની અને પ્રજાની વચ્ચે રહેલા અધિકારીઓની મનોદશાનો જો બરાબર ખ્યાલ રાજાને આવી જાય, તો બીજીજ ઘડીએ એની સ્થિતિ બદલાઇ જાય. પણ જ્યાં મનુષ્યને એક ઘડી પણ એકાંતમાં વિચાર કરવાની તક નથી મળતી ત્યાં આવી કાલ્પનિક સૃષ્ટિની આશા રાખવી એ મૃગજળ છે. જે વસ્તુ સડામાં પેઠી એનો નવો ઉપયોગ ન થાય ત્યાં સુધી એ સડવાની; એનો ઉપયોગ કરવો એ ચતુર યોજકનું કામ છે. જૂના અધિકારીઓ જેટલા ઉપયોગી છે તેટલાજ એ વધારે ભયંકર શત્રુ છે. બાપુરાવ ને મદનલાલ હવે ધીરે ધીરે કલ્યાણી વિરૂદ્ધ પડયા.

નંદરાજે પોતાનું સ્વમાન જાય એવી ત્રણ શરતોનો સ્વીકાર હજી કર્યો ન હતો. જો કે મદનલાલે પોતેજ એ લખાણ કર્યું હતું, પણ એ પહોંચ્યું નથી એમ માલુમ પડતાં તે પોતાના કાર્યમાં આગળ વધ્યો.

મનુષ્ય સ્વાર્થપ્રિય પ્રાણી છે. મદનલાલનો જેમ સ્વાર્થ હતો તેમ બીજાનો પણ હતો, તેથી આ સાચી કે ખોટી વાતને ટેકો મળ્યો.

નંદરાજની આર્થિક સ્થિતિનો ખ્યાલ આપવાનો મદનલાલે પ્રયાસ કર્યો; કેટલાક પોતાના મળતીઆ ભાયાતોના અન્યાયિનું

પ્રકરણ રજુ કર્યું; ને ઉપરાંત અર્જુનદેવ તથા દિનેશને જોડી એક નવી કથા શોધી; એમાં એમ ઠરાવ્યું કે આ બન્ને માણસો રાજમાં મોટી ગેરવ્યવસ્થા ઉત્પન્ન કરે છે.

મદનલાલનો આ પ્રયાસ સફળ થયો; નહીં કે એનામાં વધારે શક્તિ હતી; પણ પરદેશીમાં વધારે વિચિક્ષણ બુદ્ધિ હતી.

કલ્યાણીના વાતાવરણમાં કથના પડઘા પડવા લાગ્યા.

નંદરાજે બે પ્રયાસ શરૂ કર્યા; પોતાનાને દબાવવાનો; બીજાને મીઠાશભરી મીજબાનીથી લોભાવવાનો.

મદનલાલના ભગીરથ પ્રયાસનું મિષ્ઠ ફળ બીજાને આનંદરૂપ હતું; સૌ એના સ્વાદમાં મગ્ન હતા.

કલ્યાણીમાં તે દરમ્યાન નવાજૂની કૈંક બનતી રહી; સાથે સાથે આ મદનલાલની કથા પણ અનંત બળી રહી.

## પ્રકરણ ૧૬ મું.

### લાયો કે લેશો !

રાત્રિના આશરે નવ વાગ્યાને વખતે કલ્યાણીના રાજમહેલના દિવાનખંડમાં બે માણસ બેઠા હતા; તેમનું બધું ધ્યાન અંદરના ખંડમાં થતી વાતચીત પર હતું. અંદર એક જુવાન માણસ ગૌરવથી નંદરાજ સામે ઉભો હતો; એના શબ્દના ચમકારાથી બહાર બેઠેલા બન્ને આશ્ચર્ય અને તિરસ્કારની લાગણી અનુભવતા હતા.

" તમારો લેખ તમે બતાવ્યો છે કે ? "

" જી, લેખ !—જ્યારે તલવારની ધાર પર અક્ષર લખાતા ત્યારે પુરૂષત્વભર્યું ગૌરવ એજ લેખ મનાતો; એવો લેખ હજી ઇશ્વરકૃપાથી વંશપરંપરામાં ઉતરેલ છે! " શાંત પણ સોંસરવા નીકળી જતા શબ્દોમાં જુવાને જવાબ વાળ્યો.

" ઠીક, તમે દિવાનને મળો. "

" પૃથ્વીનાથ—"

" તમારી કાલ્પનિક સૃષ્ટિથી હું કંટાળ્યો છું ! "

" પણ તમારૂં રાજ પોતે મનુષ્યજાતિએ કરેલી કલ્પના

પર જ ચાલે છે ! એવું તમારામાં શું છે કે જેથી હજારો મનુષ્યોએ તમને માન આપવું ને પૈસા ભરવા ? સાહેબ ! શ્રદ્ધાનાં બીજ હવે ખુટી પડયાં છે ! ”

“ હશે, તમે ચેતજો. ” નંદરાજે ભય દર્શાવ્યો.

“ લડત એટલે મૃત્યુ એ સમજ્યા પછીજ લડત શરૂ થાય છે. અને—” જુવાને પોતાના ખભા હલાવ્યા, ડોક ઉંચી કરી, ને ગૌરવથી નંદરાજની સામે જોયું, “ તેથી જો આ ઘર કાપવાથી પ્રવાહ અટકશે એમ લાગતું હોય તો આ ઘર ઉડાવી દેવા તમે મુખત્યાર છો ! ”

નંદરાજ ધ્રુજ્યો, ખીજાયો; વજ્ર હૃદય સાથે કામ લેતાં એ ચરસેવાથી રેબઝેબ થઇ જતો.

“ ઠીક તમારી અરજ પર ધ્યાન અપાશે. ”

“ અરજ પર ધ્યાન અપાશે ન વાત મારા ધ્યાનમાં છે–એ તમારા અધિકારીઓના જવાબ–રાજાના ગૌરવનો મૃત્યુઘંટ વગાડે છે ! ”

“ ત્યારે ભાઇ, હું કાંઇ તમારી સાથે આવું ?—તમે માથુ કેમ ફૂટો છો ? ”

“ સાહેબ ! મારો શબ્દે શબ્દ સાચો છે. ”

“ હશે. પણ મારી ખાત્રી થવી જોઇએ. ”

સુત્રાન ટટ્ટાર થયો, “ તમારી ખાત્રી કરવા બ્રાહ્મણનું લોહી છંટાશે ! માનો કે ન માનો, જો મારા વંશપરંપરાથી પવિત્ર સમૃદ્ધિરૂપ બનેલા ઘર પર આપનો વિશ્વનાથ કે કોઇ પણ ધાક લાવશે, તો મેં એ જગ્યા પર પિતૃશ્રાદ્ધ કરવાનો નિશ્ચય કર્યો છે ! પિતાનો વારસો એમ ને એમ નહિ છોડું ! ”

“ હા, તો કલ્યાણીની પોલીસમાં એટલું તો બળ છે જ. ”

“મારી જમીન ને મારૂં ઘર બે લુંટાયાં પછી હું તદન નવરો થઇ રહીશ. લડત પાછળ આટલું હોમ્યા પછી જીવન હોમીશ ! ”

જુવાન એકદમ બહાર નીકળ્યો; એ થોડે દૂર ન ગયો ત્યાં રાજગોપાળે પ્રવેશ કર્યો. દેવીસિંહ જેલમાં સડતો હતો, ને રાજગોપાળ નવો પોલીસકમીશનર બન્યો હતો.

" રાજગોપાળ ! " નંદરાજ એકદમ તેના તરફ ફર્યો, " આ ગયો તે જોયો કે ? "

" જી. હા, દિનેશ પંડિત ! "

" હા. એ ને એવા બે ચાર છે. એના પર ધીમે ધીમે નજર રાખવી. પછી પિનાકીપ્રસાદને મળ્યા ? "

" જી, હા એણે કહ્યું કે અમે મહારાજાના હુકમ પ્રમાણે કાલથી આખી પૂલની ' પ્લેન ' ગોઠવી છે. આશરે ત્રણ લાખ ખર્ચ થશે ને એની અરધ રકમ અર્જુની જાગીર પર આવશે. "

" હં, ઠીક. તમે શું ધાર્યું છે ? "

રાજગોપાળે પાછળ જોયું. દિવાનખંડમાં બે જણ બેઠા હતા. તે ધીમે પગલે નંદરાજ તરફ આગળ વધ્યો; એના કાનમાં ધીમેથી વાત કરી.

" કાલે જ થઇ જાય એટલું ચોક્કસ રાખવું. "

" જી, હા ચોક્કસ. "

પોલીશકમીશનર પોતાનું કર્તવ્ય બજાવો ચાલ્યો ગયો. નંદરાજ બહાર નીકળ્યો. એણે મીઠી નજરથી દિવાનખંડમાં દૃષ્ટિ કરી, દિવાનખંડમાં બન્ને જણા એને જોઇ બેઠા થઇ ગયા.

એમાંથી એક જરાક વધારે આધેડ વયનો, ચ્હેરા પર ખાસ વ્યક્તિત્વની છાપ વિનાનો શૂન્ય જેવો લાગતો હતો. એના ચ્હેરામાં કેટલીક ન સહન થાય તેવી કરડી રેખા હતી, આંખમાં શૂન્યભાવ ને બીડેલા હોઠમાં મૂર્ખતા ભરેલી હઠીલાઇ હતી. નંદરાજ તેના તરફ ફર્યો.

"રાજપુરના જેવી ચોકખી હવા તો નહીં હોય ! '

"જી ! પૃથ્વીનાથ ! ગરીબપરવર ! ઇંદ્રભુવન જેવું લાગે છે ! શું વૈભવ ! ગોવિંદભાઇ !" એણે પોતાના સંઘાતી સામે જોયું.

નંદરાજે સંતોષભર્યા અભિમાનથી સ્મિત કર્યું; "એમ કે ?" ગોવિન્દ પોતાની સેવા ન ભૂલી જવાય એ માટે જ આતુર હતો. તે ધીમેથી બોલ્યો, "રાઘવભાઇ ! હજુ આ તો શું છે ? અંદર જોયું હોય !"

" હા, બાપુ ! કેમ ન હોય ? અરધો દેશ દૂઝે છે ! " રાજા અને એ ખવાસ વાતોએ ચડયા.

" કેમ રાઘવ ? લક્ષ્મીને દુઃખ તો નથી લાગ્યું ને ! "

" ગરીબપરવર ! અમારા પર આપની મહેરબાની થઇ ! " રાઘવને રાજાની મહેરબાનીના હર્ષમાં શબ્દ ખુટી પડયા. "પણ—પણ—આપ—આપ—શુ કહું ? "

એજ.વખતે વિશ્વનાથ ને એક બીજા માણસે પ્રવેશ કર્યો. આવનારનું વાંકુ ગરૂડ જેવું નાક, ધોળી દાઢી, ને ભરાવદાર મુછો પર એની દેખાતી તુચ્છાઇની છાપ હતી. એની આંખમાં મીઠા હાસ્યની નીચે ભયંકર ખુનની તરસ હતી; ને ચ્હેરામાં અભીમાન-ભરી અમીરી ઉપર ખુશામતનો મધુર રંગ હતો. અમીરીમાં હોય છે તેવું તિરસ્કારજન્ય વજેલું તેણ એના ચહેરામાં આકર્ષક ભાગ હતો.

" આ છોટાલાલભાઇ ! " ગોવંદે રાઘવના કાનમાં કહ્યું. " આંહી સ્ટેટ વકીલ હતા હવે દિવાન છે. "

" કેમ છોટાલાલ ! " નંદરાજ બોલ્યો તે તરફ સૌનું ધ્યાન આકર્ષાયું. " તમને એક મદદગાર મિત્ર જોશે કે ? " રાઘવે આશામાં— ઉલ્લાસમા પોતાની હથેળી દાબી. એના ચ્હેરા પર આવતું હાસ્ય છુપ્યું નહીં.

" જી હા, " છોટાલાલે આશ્ચર્યમાં ચારે તરફ જોયું. અણઘડ જેવો સામે બેઠેલ ખવાસ પોતાનો મિત્ર થશે, એ કલ્પના પણ એને ન હતી.

" આ કોણ ઓળખો છો ? " નંદરાજને એમ લાગ્યું કે રાઘવ કોઇ જબરદસ્ત વ્યક્તિ હશે.

વિશ્વનાથ મનમાં હસ્યો "કોણ રાઘવ—રાઘવ ખ...રાઘવભાઇ?"

" હા. રાઘવ ! તમે સહી કરી જાણો છો ? "

" જી ! પૃથ્વીનાથ, ગરીબપરવર ! હું ભણ્યો નથી. પણ સહી તો મહાવરાથી શીખી ગયો છું ! "

" ઠીક, બીજું કામ તો છોટાલાલ શીખવી દેશે. વિશ્વનાથ અમારો નાયબ દિવાનનો ચાર્જ આને—" નંદરાજનું વાક્ય

અધુરૂં રહ્યું. રાઘવ એને સલામ ભરવા—પગે પડવા બેઠા થયો હતો.

" જી હા ! " વિશ્વનાથે હકાર ભણ્યો.

"અને કાલે દિનેશ પંડિત વિષે—"

" જી, હા. એ આજે સર્વેયર સાથે ચોકસ થઇ ગયું. દિનેશનું આખું ઘર આવે તો બીજાં બે ચાર ઘર બચી જાય છે ! માટે આખું ઘર પાડી નાંખી ત્યાંથી નીકળતો માર્ગ આગળ જોડવાનું ચોકકસ થયું છે. "

" બરાબર. " નંદરાજે બોલતાં બોલતાં હોઠ પીસ્યા " એની જમીનનો લેખ ? "

" નથી. માટે જમીન ખાલસા થાય છે. "

" ઠીક. થયું હવે અરૂણકુમાર વિષે ધ્યાન રાખજો, એટલે પછી એક ઉપાધી તો શાંત થાય. મોટા પ્રજાકીય મંડળના નેતા ન જોયા હોય તો ! " સાૈ હસી પડયા.

વિશ્વનાથ ને છોટાલાલ આગળ આવ્યા;મ હારાજાના કાનમાં છોટાલાલે કાંઇક કહ્યું. નંદરાજ બેઠા થયો; " ઠીક રાઘવ ! ત્યારે કાલે તમે છોટાલાલ પાસે જજો. ઠીક હોય ત્યારે ત્રણથી પાંચ કે એમ ઓફીસમાં જઇ આવવું. કાલે તમારી નીમણુંકનો ઓર્ડર મળશે. "

રાઘવ ને ગોવિન્દ બહાર ચાલ્યા ગયા.

હવે દિવાનખંડમાં નંદરાજ ને વિશ્વનાથ તથા છોટાલાલ બાકી રહ્યા. છોટાલાલના ચ્હેરા પણ ગંભીરતા છવાઇ ગઇ હતી.

" કેમ શું છે છોટાલાલ ? બોલો. "

" એવા સમાચાર છે કે મદનલાલે કલ્યાણી વિરૂદ્ધ જબ્બર ઝુંબેશ ઉઠાવી છે. ઇશ્વરકૃપાથી ને આપની મહેરબાનીથી અત્યારે વરિષ્ટ સત્તા પાસે હું લાગવગ ધરાવું છું, નહિતર પરિણામ બુરૂં આવતાં વાર લાગે તેમ નથી. "

નંદરાજ વિચારમાં પડયો. એને કાંઇ વિચારવાની તક મળે તે પહેલાં છોટાલાલે પોતે રાજ્ય નિભાવી રહ્યો છે, એવું નવું નાટક શરૂ કર્યું; એ ચતુર નાટયકાર બધા વેશમાં પારંગત હતો.

"એવું છે કે આપણા વિરુદ્ધની વાતો એજન્સીની દૃષ્ટિમ આપણને હલકાં પાડે છે; તેમ એટલી નબળાઇ જોતાં આપણા પર સવારી કેમ કરવી, એટલી ચતુરાઇ તો આ નોકરશાહીમાં છે. અત્યારે આપણા પર હુમલો છે; ને મદનલાલને ફાયદો નહીં થાય, પણ આપણે,શિકાર–યજ્ઞ કે એવી મીજબાની ગોઠવવી પડશે !"

"કેમ !"

"કેમ શું ? થોડો વખત આપને હવાફેર કરવા...એવી આજ્ઞા કે શિખામણ મળે !"

"હું !"નંદરાજ ધ્રુજ્યો; એને લાગ્યું કે હવે લીધા કે લેશે !

"જી હા." છોટાલાલે ઠાવકું મોં રાખી, ગંભીર બની જવાબ વાળ્યો

"પણ આટ-આટલું કરતાં ? દરેક સવાલમાં કલ્યાણીએ હકનો મંત્રજ છોડી દીધો છે."

"જી હા. છતાં.છેલ્લી ત્રણ સૂચના આપણે હજી માન્ય નથી કરી."

"શું ભાઇ, કબુલાત ઉપર ઢોલ પીટવા ? એ કાગળ તો મદનલાલે જ લખી નાખ્યો છે ! એને એક 'એડવાઇઝર' મોકલવાની અગવડ હોય, તો આપણે એડવાઇઝર ને 'સુપરવાઇઝર' એ સાચવવાની અગવડ છે ! બોલો હવે પછી ?"

"પણ એ કાગળ ત્યાં પહોંચ્યો જ નથી !"

"મદનલાલનું કારસ્તાન !"

"જી હા, એમજ."

"તો ભલા માણસ ! આપણે પણ સોનાં મોં બંધ કરો; ચાલો ફરી લખ્યા મારો; પાર્ટી-બાર્ટી ગોઠવો. પીનાકીપ્રસાદને લખો કાંઇક નવું બાંધીને નવે હાથે ઉઘડાવેઃ ને આ દિનેશ જેવાને નાળએર આપી દો. ચાલો, એ પ્રથમ કરો."

"જી હા. એ કાલેજ."

છોટાલાલે હવે ધીરેથી મૂક્યું, "કાલે આપના પાસે [illegible] જ વાત મૂકાશે. ઉપરાંત હું થોડા દીવસમાં રંગપુર જઇ, બધી વાત કરી, આમંત્રણ આપી આવું. નવા મહેલનું ખાતમુહૂર્ત છે, માટે પધારવાનું આમંત્રણ આપી આવું. કેમ એમ જ ને ?"

"હં" નંદરાજ હકાર ભણ્યો.

"બજેટમાં પચાસ હજાર એ ખાતે; ને લાખ–બહુ તો બે–લેટ છે, બીજું છે, ત્રીજું છે. પરચુરણ."

વિશ્વનાથે ત્રાંસી આંખે છોટાલાલ સામું જોયું. છોટાલાલ પણ કોળાં ગળવાની ગતમાં પ્રવીણ હતો. તેણે વિશ્વનાથની દ્રષ્ટિ ચુકાવી.

"લાંબુ ટુંકું કાંઇ નહી. તમને ઠીક પડે તેમ કરો. પણ માથા પર લટકતી તલવાર ન જોઇએ."

"જી હા. જી હા. આપનો કોમળ સ્વભાવ..."છોટાલાલે હસી કાઢયું.

બન્ને પાછા ફર્યા, ત્યારે છોટાલાલના પગલામાં અજબ જોર હતું. વિશ્વનાથે પાછળથી ખભે પકડયો:

"કેમ છોટાલાલભાઇ! તમે પણ મને વિસર્યા કે?"

"આટ–આટલું રાખતાં, આખું રાજ્ય ઘેર કયું, તો ય તૃપ્તિ નથી કે? ઠીક સાહેબ! તમે પણ હિસ્સો પડાવજો. બસ, હવે કાંઇ?"

"હવે કાંઇ નહિ, પણ કાલે દિનેશનું પ્રથમ કરવું છે."

"અને–" છોટાલાલે વાકય અધુરું મૂકયું. વિશ્વનાથ પ્રજ્યો: "શું અને?"

"કહું?"

"હા હા, શા માટે નહિ?"

"ત્યારે સાહેબ! તમને એમાં ઘીકેળાં છે! એનું કેમ? શેઠ નંદલાલ, શેઠ તારમહમ્મદ ને ખત્રી જમાલે શું કહ્યું છે?—એમનાં ઘર બચી જાય છે કે નહિ?"

વિશ્વનાથ ફીકકું હસ્યો: "એ તો ધંધા પરત્વે છે; તમારૂ કામ તો ખાસ સંયોગમાં થાય છે!"

"એ ઠીક. આ હું તમને તો કહું છું કે તમારો લોભ ખોટો છે. લોભને કાંઇ થોભ છે? ઠીક લ્યો સાહેબ!"

વિશ્વનાથને કલ્યાણીના બજારમાં એકલો મૂકી દિવાન ચાલતો થયો; વિશ્વનાથ ઘર તરફ ચાલ્યો ગયો. એને વિચાર થતો હતો કે છોટાલાલ માથાનો ખરો! એક બજેટમાં જ પચીસ પચાસ હજારનું ફાંકું!

# પ્રકરણ ૧૭ મું.

## બ્રાહ્મણનું લોહી !

"એ કોણ ? પેલા મણીશંકરનો દીકરો કે નહિ ? એ આવો હઠીલો છે ?"

"જી, હા."

વિશ્વનાથ પોતાના પટાવાળા સાથે, સવારમાં ચ્હા પીતાં વાત કરતો હતો. એની અભિમાની વૃત્તિને વાતમાં કોઇ વચ્ચે પડે એ ઠીક ન લાગ્યું; દિનેશના ઘરને જમીનદોસ્ત બનાવી સુંદર ચોક બનાવવાની યોજના એણે નંદરાજ પાસે વખત જોઇ રજૂ કરી હતી. એક વખત રજૂ કરી મંજૂર થયેલી વાત પર જો કોઇ નંદરાજનું ધ્યાન ખેંચી, એમાં તત્ત્વાતત્ત્વ સમજાવે, તો એની સ્વતંત્ર શક્તિને આઘાત થાય છે એમ સમજી તે તપી જતો ! વિશ્વનાથની મૂકેલી યોજના મંજૂર થઇ ગઇ. પછી દિનેશનું નામ પ્રજાકીય મંડળમાં છે એ ખબર પડી, એટલે દિનેશની બધી દલીલો હવામાં ઉડી ગઇ ! વિશ્વનાથના બે ચાર ઓળખીતાને આ યોજનાથી લાભ થયો; જ્યારે કેટલાક શેઠીઆ પાસેથી, એ બહાને વિશ્વનાથે પણ લાભ મેળવ્યો. નંદરાજનું મન સચવાયું ને દિનેશની મૂર્ખાઇ પર તે અભિમાનભર્યું હસ્યો. આજે એ યોજના અમલમાં મૂકવાનો સમય હતો, ને દિનેશ ધર ઉપર તપ કરે છે એ સાંભળી, તેણે પટાવાળાને કહ્યું, 'એ આવો હઠીલો છે ?'

વિશ્વનાથે વિચાર કર્યો: 'રાજગોપાળ ક્યાં હશે ? '

એટલામાં સામેથી એક અક્કડ ને ફક્કડ માણસે પ્રવેશ કર્યો.

"ઓહો ! રાજગોપાળ ! તમારૂં આયુષ્ય ચોક્કસ સો વર્ષનું છે." વિશ્વનાથ મીઠું હસ્યો.

"કેમ સાહેબ ? હમણાં સંભારતા હતા ?"

"હા, હમણાં સંભારૂં છું ત્યાં તમે આવ્યા. દિનેશ કાંઇક તોફાન મચાવે છે; મારા પટાવાળે હમણાં જ કહ્યું."

"જી હા. એને સીધો માર્ગ દેખાડવાની વાત કાલે જ મહારાજા પાસે થઇ છે. આપને એ માટે જ મળવા આવ્યો હતો."

" હા, ઠીક કર્યું. તો આપ જાઓ. બનતાં સુધી એને સમજાવી લેવો. "

" જી હા. " રાજગોપાળ ચાલતો થયો. વચ્ચે પોલીસ ઇન્સપેક્ટરને બોલાવી કાંઇક સૂચના આપી દિનેશના ઘર તરફ વળ્યો. તે દિનેશના ઘર પાસે ગયો ત્યારે ત્યાં અરૂણ ને દિનેશ બે ઉભા હતા. એક અર્થભરી દ્રષ્ટિ નાખી, રાજગોપાળ ત્યાં ઉભો; મજૂરો ઘર પાડવાની તૈયારીમાં હતા.

આ સદી સુંદર દુર્ગુણોથી ભરપૂર છે; જગતની તમામ પ્રવૃત્તિમાં એક આંતર તૃષા છૂપાઇ રહી છે; દુર્ગુણને સુંદર દેખાવ કેમ અપાય ?—યંત્રવાદના આ જમાનામાં મનુષ્ય યંત્ર જેટલો કિમ્મતી રહ્યો નથી, તેથી મનુષ્યનું ઘર જે આગળ વંશપરાથી આચરેલી સંસ્કૃતિનું સુંદર ને પવિત્ર મંદિર લેખાતું, તે આજે રૂપિઆ આના ને પાઇના હિસાબે નિર્માલ્ય વસ્તુ મનાય છે !

જ્યાં મનુષ્યના પિતા-પિતામહે છેલ્લા શ્વાસ છોડયા હતા, ને જ્યાં બાલપણથી તે દરેક પત્થર સાથે મિત્રની જેમ રમ્યો હતો, તે ઘર આજે મનુષ્યના વ્યક્તિવિકાસનું આદર્શ તપોવન ગણાવાને બદલે અફસોસ ! જાહેર મિલ્કત મનાય છે ! આ સદીમાં સ્ત્રીનું સૌન્દર્ય ઇશ્વરી થાપણ મનાવાને બદલે, જાહેર પ્રદર્શન મનાય છે; ઘરનું તીર્થસ્થાન-જ્યાં સંસ્કૃતિમય ને અમુક મનોદશામય વાતા-વરણ ઘુમ્યા કરે છે ને ગુરૂકુળ-બાળકનું વિદ્યાલય-ગમે તે વખતે વેચી શકાય એવી પત્થરની ઇમારત ગણાય છે ! જો મનુષ્ય પત્થર હોત તો પોતાના ભાઇબંધ પત્થરથી જૂદો પડતાં રડી ઉઠત; પરંતુ આજે મનુષ્ય રબ્બરનો દડો છે; તે ગમે તેમ અફળાય છતાં લાગણી વિના આખો જ રહી શકે છે. જો સમાજ વ્યક્તિસ્વાતંત્ર્યના ફેણુગા પર ધગધગતા અંગારા મૂકવાની હિમાયત કરતી હોય, તો તે સમાજને તોડતાં પોતે તુટી જવું એ ઇશ્વરનું ભજન છે; તપ, વિદ્યા ને ચારિત્ર્યનો સરવાળો છે. ઓ ! જગત પર આજે દંભને નામે જેટલો વ્યવહાર ચાલે છે તેટલો ઇશ્વરને નામે નથી; તેથી દંભ, ઇશ્વર કરતાં મોટો છે. જો મનુષ્ય આજે પત્થર બને તો જેટલી છૂટથી રહી શકે તેટલી છૂટથી મનુષ્ય રૂપે રહી શકતો નથી. ગુલામની મૃત્યુશય્યા એ નવા જીવનનો આનંદ છે. માણસ વર્ષો સુધી ગુલામી મનોદશામાં રહે એ કરતાં વર્ષો સુધી પત્થર

રૂપે રહે તો તે વિકાસમાર્ગમાં છે એમ કહેવાય. જેમ ઇશ્વરી થાપણ વેચવાનો કોઈને હક્ક નથી, તેમ પોતાનું ઘર અને એનું વાતાવરણ ગુમાવવાનો કોઈને હક્ક નથી; આપઘાતનું સૌથી સુંદર સ્વરૂપ આજે દરેક માણસ અજમાવી રહ્યો છે. સુધારાને નામે–શોખને નામે–રમતને નામે શહેર સુધારાનો પવન દેશભરમાં વાય છે! એમાં જે ઘર હોમાય છે, તે પિતા–પિતામહનું સુંદર સુક્ષ્મ સ્વરૂપ હોમાય છે! મનુષ્ય આજે માત્ર પોતે જ મરતો નથી; પિતા–પિતામહની જૂની કબર ખોદી એનાં પવિત્ર શરીર પર એ અટ્ટહાસ્ય કરતો રૂપિયા ખખડાવે છે! ઓ! મનુષ્ય ત્હારૂં ઘર!

"કેમ? પાડવાની તૈયારી?" રાજગોપાળે દિનેશ સામે જોયું.

"જી હા. પાડવાની ને પડવાની."

મજૂરોએ પહેલો ઘા કર્યો. બ્રાહ્મણના શાંત લોહીમાંથી નિઃશ્વાસનો અગ્નિ નીકળ્યો. સદી પહેલાંના રજપૂત જેવો અરૂણ આ ન ખમી શક્યો.

"એલા! હીરા! મેઘલા!" તેણે મજૂરોનાં નામ લીધાં, "તમને પાછળ પાણી પાવા કોઈ રહેનાર નથી હો!"

"શું કરીએ, બાપુ! અમે તો ચિઠ્ઠીના ચાકર રહ્યા." દિનેશ આગળ વધ્યો, 'ત્યારે હવે મને પણ હોમો!' તે ઘર આડે સૂતો.

એજ વખતે ચાર પાંચ પોલીસ ને ફોજદાર આવી પહોંચ્યા. રાજગોપાળ જોતો ઊભો.

"ચલાવ! પાછા હઠો!" ફોજદારે શરૂઆત કરી.

"સાહેબ! મારે આ ઘર પાસે મરવું છે. માટે આપ શાંતિ પકડો!" દિનેશે કહ્યું.

"શાંતિ! શાંતિ શું?—કર એને ઊભો, નાયક!"

એજ વખતે અગ્નિનો તણખો ખરે તેમ અરૂણ કૂદીને આવ્યો;

"સાહેબ! ફોજદાર સાહેબ! એણે અરજી કરી છે, તો એટલીવાર રાહ જોઈ હોત!"

"ફોજદારને આ એકજ કામ નથી." રાજગોપાલનો કડક સ્વર સંભળાયો.

રજપૂતનું લોહી ઊકળ્યું. તેણે તલવાર પર હાથ મૂક્યો. મજૂરો પાછળ હઠી ગયા. રાજગોપાલ ભડક્યો. હત્યાકાંડ થાય એ ભયથી ફોજદાર આગળ વધ્યો.

"સંભાળજો હો ! બાપુ ! એ વખત ગયા—"

" જાય જેણે ચુડલી પહેરી હોય તેના. આંહી જીંદગીભર જેણે મજા માની છે...... "

એજ વખતે અરૂણના ખભા પર હાથ પડયો. તેણે પાછળ જોયું:

" કેમ ? "

રાજગોપાળ અર્થભરી દ્રષ્ટિથી આવનારને જોઇ રહ્યો.

" અરૂણકુમાર તમારૂં નામ ? "

" હા. "

" ત્યારે તમારે મારી સાથે આવવું પડશે. આ વારંટ. આપના ઘરની જડતી લેવાની છે. "

" શા માટે ? "

" કારણકે અફીણ ચોરીની પોલીસને શંકા છે. "

" હું કોણ છું, ખબર છે ? "

" જી હા. પણ...તમે...ચાલો. "

" તમને અધિકાર ?— "

"હું ?—આપ ભૂલી ગયા કે શું ? હું...હું પોલીસ ઇન્સ્પેક્ટર." અરૂણની ચારે તરફ પોલીસ ફરી વળ્યા હતા. તેની આંખમાંથી તણખા ખરવા લાગ્યા.

"હું રજપુત—" તેણે તલવાર મ્યાન બહાર કાઢી. "કાળીના જેમ......"

" અરૂણકુમાર! " રાજગોપાળ આગળ વધ્યો " સંભાળજો! "

ખેંચાતો–ધખતો રજપૂત પોલીસ વચ્ચે ચાલ્યો ગયો.

" હવે ! મદારસિંહ ! હે ધક્કાં ને કર બ્રાહ્મણને આધો ! " રાજગોપાળે તરતજ હુકમ કર્યો.

" સા—હે—"

દિનેશનો શબ્દ પૂરો ન થયો. તેનું શરીર જબરદસ્ત ધક્કાથી નીચે ઢળી પડયું હતું. તેના માથામાં ઇજા થઇ હતી ને તેમાંથી લોહી વહેતું હતું. બ્રાહ્મણના લોહીથી ખરડાએલી જમીનમાં મજૂરનો પહેલો ઘા પડયો, ત્યારે કલ્યાણીના ટાવરમાં બારના ટકોરા થતા હતા.

# પ્રકરણ ૧૮ મું.

## રહસ્ય—મંદિર.

પ્રજાજીવનમાં એક પળ એવી આવે છે કે જ્યારે ગમે તેટલું ઐશ્વર્ય એના ભભુકતા આત્માને દાબી શકતું નથી; જ્વાળામુખી જ્યારે ફાટે છે, ત્યારે પૃથ્વીના પડનો કિલ્લો એને રોકી રાખવા અશક્ત છે. માનવજીવન પણ એવું જ છે.

કલ્યાણીનો એક વીર પુરૂષ અપમાનથી જ્વાળામુખીની જેમ ધખી રહ્યો હતો. પ્રજા દબાણથી છૂટની વધારે ને વધારે નજીક જતી હતી. શરમ તોડયા પછી ગૌરવનો કિલ્લો અરક્ષિત થાય છે; અરૂણે હવે રાજની શરમ છોડી હતી, ને તેથી રાજકુળનું ગૌરવ એને મન રમ્મત જેવું હતું !

કલ્યાણીના એક આછી વસ્તીવાળા ભાગમાં થઈ રાત્રિના દસ વાગે રઘુનાથ તથા અરૂણ જતા હોતા.

"દિનેશનો તે દિવસ પછી પત્તો જ નથી એ શું?...રઘુનાથ!"

રઘુનાથ મૂંગો મૂંગો આગળ વધતો હતો. "કહેવાય છે કે રાજગોપાળે ચોવીશ કલાકમાં હદપારનો હુકમ કર્યો. મને પછી મળ્યો જ નથી. એ શું કહેવાય ?—"

રઘુનાથ હજી શાંત હતો. અરૂણ ખીજાયો:

"તું કયાં જાય છે ? હવે મારે નથી આવવું."

આ વખતે એ બન્ને બહારથી સાધારણ દેખાવના એક મકાન પાસે ઉભા હતા. થોડે છેટે મ્યુનિસિપાલિટીનું ઝાંખુ ફાનસ, ભડક ભડક, બળ્યા કરતું હતું.

"સાળો કોન્ટ્રાકટર પણ ઘાસલેટમાં પાણી ટપકારે ! અરે ! આવું અંધારૂં ?"

"એમાં એનો શું વાંક ?—એણે મ્યુનિસિપાલિટીના સેક્રેટરીને પાનસોપારી આપ્યાં હશે, ત્યારે આ કોન્ટ્રાકટ મળ્યો હશે. હવે એ હિસાબ ચુકતો કરે કે નહિ ?"

"હવે આ તમારી પાનસોપારી...ભાઈ, હું તો થાકી ગયો છું!"

"થાકવાથી ફાયદો શું ?—પ્રમાણિક મહેનત જ્યારે થોડાક જણ કરશે, ત્યારે આ પોલાણ ફાટશે ! દંભ કંઈ અનંત નથી !"

"ઈશ્વર ! ઈશ્વર ! "

આ વખતે તેઓ બરાબર હાનસ પાસે પહોંચ્યા હતા; ત્યાં એક ન્હાનો છોકરો સારંગી વગાડતો હતો. એની મધુર હલકથી લોકો થંભી ગયા હતા. થોડે દૂર પોલીસ આંટા ફેરા કરતા હતા.

લોકોની ઠઠમાં થઈ રઘુનાથ છોકરાની પાછળ ગયો. છોકરો ઉભો હતો ત્યાં પાછળ એક ઘર હતું, ને તેના દરવાજામાંથી કોઈ છોકરાને સાંભળવા ઉભું હોય તેમ લાગતું હતું લોકોની ઠઠ એવી જામી હતી કે પાછળ શું થાય છે તે રસ્તા પર કોઇને ખબર પડે તેમ હતું નહીં. રઘુનાથ અરૂણને ત્યાં લઈ આવ્યો. રઘુનાથ અરૂણને લઈ તે ઘરના દરવાજા પાસે આવ્યો ત્યાં એક જણ બહાર દાષ્ટ રાખી સાંભળવા ઉભો હોય તેમ લાગતું હતું. રઘુનાથે બારીમાંથી અંદર પ્રવેશ કર્યો ને અરૂણને પાછળ ખેંચ્યો.

પેલા જુવાને એકદમ આડે હાથ ધર્યો. "ભાઇ ! કેમ છે ?... વગર રજાએ ઘરમાં..."

રઘુનાથ એકદમ બોલ્યો, "સમાજ."

પેલા જુવાને તરતજ આડેથી હાથ ઉઠાવી લીધો: અરૂણે આશ્ચર્યમાં ડોકુ ધુણાવ્યું: "આ શું ? રઘુનાથ !"

"તમને મેં કીધું હતું કે મંદિરમાં લઇ જઇશ !"

"હા."

"એ આ મંદિર !"

"કોનુ છે ?"

"દેવીનું !"

"તે તું દેવીભક્ત છો ?"

"તમને પણ કરવા છે !" રઘુનાથ હસ્યો.

"છટ !" રજપૂતે હાથ ઝુંટાવ્યો; "મ્હારો ભોળીઓ શંકર!" બન્ને જણ! આગળ વધ્યા. વિશાળ ચોક અંધારામાં છુપાઈ રહ્યો હતો. અંદર એક મોટું ભવ્ય મકાન હતું. રઘુનાથ તેની પાછળ ગયો. થોડાંક પગથીઆં ઉતરી તેઓ નીચા ઢાળ પડતા વાડામાં આવ્યા. ત્યાં એક ઝાંખો દીવો બળતો હતો. એક માણસ ત્યાં ઉભો હતો; તેણે રઘુનાથને જોઇ એક આંગળી ઉંચી કરી આકાશ સામે ધરી; રઘુનાથે તરતજ માથું નમાવ્યું તે વાડામાં

થઇ સામે એક ઓરડીમાં આવ્યો. ઓરડીમાંથી એક સીડી નીચે ઉતરતી હતી. રઘુનાથ ઝપાટાબંધ સીડી ઉતરવા લાગ્યો; એની આગળ પણ એ ચાર જણ જતા હતા.

અંદર એક વિશાળ ઓરડામાં થોડાક જણા તદ્દન શાન્તિથી બેઠા હતા. જૂદા જૂદા બેસી સૌ ગુપ્ચુપ વાતો કરતા હતા. રઘુનાથ આગળ વધ્યો.

અરૂણ ચિત્રવત્ સ્થિર હતો.

અરૂણે ત્યાં કેટલીક પ્રખ્યાત વ્યકિતઓ જોઇ; તે દિંગમૂઢ બન્યો કે આ શું છે?

એટલામાં એક પ્રસન્ન ચહેરાનો તેજસ્વી માણસ અંદરના ઓરડામાંથી આવ્યો. એને જોતાં જ એ ચાર જણા એની આસપાસ વીંટાઇ ગયા. તે સૌની સાથે મધુરતાથી વાત કરતો હતો. દરેક જણ એની પાસે ભમ્યા કરે એવું મોહક હાસ્ય એનામાં સહજ હતું.

અરૂણે રઘુનાથનો હાથ દબાવ્યો; "આ કોણ છે? આ બધું શું છે?"

"આ બધા સ્વતંત્રતાદેવીના પૂજારી છે!"

"હું! કાંઇ કપટ?"

"ના ના," રઘુનાથ હસ્યો, "આ જૂઓને હમણાં આવ્યા ત્હેનો ચ્હેરો! એમાં કપટ છે? દગો છે? તોફાન છે?"

અરૂણે રઘુનાથે દર્શાવ્યું ત્યાં જોયું.

ત્યાં પેલો અદ્દભુત પુરૂષ હજી પોતાની મીઠી અસર ફેલાવતો ઉભો હતો. એની વિશાળ આંખમાં અગમ્યવાદનું તેજ ને મધુરકલ્પનાનું સૌન્દર્ય હતું. ચ્હેરા પર ભલમનસાઇની અનેક રેખા તરવરતી હતી; ને વચ્ચે વચ્ચે એ બોલતો ત્યારે ભાવનાની જ્યોતિ ત્યાં પ્રકાશી રહેતી.

"એ કોણ છે?–રઘુનાથ!"

"તમને ગમે છે?–એ આ રહસ્યમંદિરનો અધિષ્ઠાતા ડૉ. આનંદમોહન!"

" હેં !" અરૂણ એક બે ડગલાં આગળ વધ્યો." ડૉ. આનંદમોહન ! જે જાદુ......"

" ના, જેણે વૈજ્ઞાનિક શોધ કરી છે, જેણે કહ્યું છે કે સ્વતંત્ર મનુષ્યના લોહીમાં પરતંત્ર મનુષ્ય કરતાં—કલ્પના—ભાવના ને તેજનાં પ્રમાણ હજારગણાં વધારે સુંદર ને તંદુરસ્ત હોય છે !"

" એ આ માણસ !—"

" હા. અને તેથી જ દરેક પરતંત્ર મનુષ્ય બીજા એક વધારે પરતંત્ર ફરજંદનો બાપ થવા કરતાં, અપુત્ર મરે તો વધારે પુન્ય કરે છે ! "

" હેં હેં ! "—અરૂણનું લોહી ઉકળ્યું; "આ દેખીતો સૌમ્ય માણસ કર્ત્તવ્યધર્મની આટલી ભવ્ય ઉગ્રતા રાખે છે ? "

એ વખતે આનંદમોહન કોઈક બીજાની સાથે વાત કરવા પાછો ફર્યો.

" દિનેશ ! " અરૂણે આનંદથી પોકાર કર્યો; બીજા બે ચાર જણાનું ધ્યાન આટલું તાણીથી બોલનાર પ્રત્યે ખેંચાયું. રઘુનાથે એનો હાથ દાબ્યો, " બહુ ધીમે બોલો. જૂઓ દિનેશ તમને જોયા છે."

દિનેશે અરૂણને જોયો હતો ને તે આનંદમોહન પાસેથી ફરી તેને મળવા દોડતો હતો; એટલામાં સૌ પોતપોતાની જગ્યાએ બેસવા લાગ્યા; આનંદમોહન પોતાના અધિષ્ઠાતાના આસન પર બેસવા જતો હતો. દિનેશ, રઘુનાથ ને અરૂણ એક જગ્યાએ બેઠા. આનંદમોહન બેઠા થઈ બોલતો હતો તે તરફ સૌનું ધ્યાન ખેંચાયું; એનો સૌમ્ય શાંત પણ વીર્યવાન અવાજ વીજળીના ચમકારા જેમ સોંસરવો નીકળતો હતો; આખા મંદિરમાં ભવ્ય શાંતિ હતી. અરૂણે ચારે તરફ જોયું. લગભગ પચાસેક જણા ત્યાં બેઠા હતા.

પહેલું કામ નવા આવનારને પ્રવેશ કરવાનું હતું.

" ભાઈઓ ! આજે તમારી સમક્ષ એક અત્યંત વિદ્વાન પુરૂષ આવે છે. કર્ત્તવ્યધર્મની ઉગ્ર ભવ્યતા એ આપણો મુદ્રાલેખ જેટલો એ પાળશે તેટલો બીજા ભાગ્યેજ સમજશે ! દિનેશ ! "

રઘુનાથના પડખામાંથી દિનેશ બેઠો થયો. સૌનું લક્ષ એ તરફ ખેંચાયું.

" તું સ્વતંત્રતામાં માને છે? " આનંદમોહને સવાલ પૂછયો.

" જીગરથી અને જીવનથી."

" એના કરતાં વધારે પવિત્ર શું છે? "

" એક ઇશ્વર ! "

" તું પવિત્ર મૌનધર્મ સમજે છે?—How many secrets can you swallow? "

" હજાર-લાખ—આખા જીવનભર ગણાય એટલાં. "

" ઠીક. સ્વતંત્રતાદેવીને તું શું ધરે છે? "

દિનેશે મસ્તક નીચું નમાવ્યું.

" ભાઇઓ ! બોલો. " કેટલાક અવાજ આવ્યા; " એની પાસે શપથ લેવરાવો. એ લાયક છે. "

" દિનેશ! આગળ આવ: બોલ—"

" સ્વતંત્રતા એ ઇશ્વરી બક્ષિસ છે; એને—હજાર જીંદગીમાં—એનેજ મેળવીશ. "

દિનેશે માથું નીચે નમાવ્યું; આંખ મીંચી ગયો.

" હા, પછી? "

" દેશને ઠગવો એ ઇશ્વરને ઠગવા બરાબર છે; રહસ્યમંદિરને ઠગવું એ દેશને ઠગવા બરાબર છે. "

" હા, પછી? "

" ન્હારી નિર્બળ મનોદશા ન મટે ત્યાં સુધી વધારે નિર્બળ સંતાન ઉત્પન્ન કરી હું જન્મભુમિને દગો નહીં દઉં ! "

" હા, પછી? "

" આર્યસંસ્કૃતિમાં કહેલી-રઘુરાજા જેવી રાજ્યવ્યવસ્થા એ આથી ઉત્તમ શાસનપ્રણાલી છે ! રાજસ્થાનમાં એ ફેલાવવા હું જીવન અર્પણ કરૂં છું ! "

દિનેશને પ્રવેશ કરાવ્યા પછી, બીજા બે ચાર જણા આવ્યા. સૌને આ શપથ આપ્યા પછી, બધાએ પણ એ શપથ લીધા. પછી રહસ્યમંદિરમાં હાલના વાતાવરણ વિષેના કૂટ પ્રશ્નો પર ચર્ચા ચાલી.

## પ્રકરણ ૧૯ મું.

### મનોદશા ને વાતાવરણ

" રઘુનાથ ! "—આનંદમોહને રઘુનાથનું નામ લીધું. અરૂણે જોયું કે વિજળી પડી હોય તેમ કેટલાક આ નામ સાંભળી ઉંચા નીચા થતા.

રઘુનાથ ધીમે પગલે આગળ વધ્યો.

ડોકટર આનંદમોહનના ચ્હેરામાં બે ત્રણ વખત છુપું હાસ્ય પસાર થઇ ગયું. રઘુનાથ આગળ વધ્યો; એક બીડેલું કવર આગળ ધર્યું.

"આમાં કલ્યાણીના કલંકનો સરવાળો છે. આપણી નબળી મનોદશાનું ચિત્ર છે ! "

"શું છે—કોનુ છે ? "

" મહારાજ નંદરાજ પોતે પોતાની મનોદશા નથી સમજતા. જાણે એના માથા પર તલવાર લટકતી હોય તેમ દરેક વખતે નમતું આપીને વરિષ્ઠ સત્તાને પ્રસન્ન કરે છે ! "

"આમાં એક પ્રજાકીય મંડળને બેસાડી દેવાની કબુલાત છે. "

"હેં ! " અરૂણ ચમક્યો. " આ તો મદનલાલે મોકલવા ધારેલો ઉત્તર ! "

" બીજું રાજસ્થાનો પોતે પોતાનો બુદ્ધિથી બંદરની ખીલવણી કરી, પ્રજામાંથી સુંદર નાવિક બનાવવાનો મોહ છોડે છે ! "

કેટલાક સભાસદો આશ્ચર્યથી સાંભળી રહ્યા હતા.

" અને ત્રીજી આટલી અવસ્થા, કેળવણી ને પોતાની બુદ્ધિ અપૂર્ણ હોય તેમ એક એડવાઇઝર માગે છે ! "

" આ કાગળ હજી પહોંચ્યો નથી. તે પહેલાં કલ્યાણીના વાતાવરણમાં ફેરફાર કરવાની સૌને તક છે ! "

આનંદમોહન સાંભળી રહ્યો. તેણે રઘુનાથ સામે જોયુ. અહીં જ્યાં ભાષા કરતાં આંખનો જ વધારે ઉપયોગ થતો હતો,

ત્યાં આનંદમોહનના કહેવાનો ભાવાર્થ એ સમજી ગયો, અને આગળ બોલવા લાગ્યો.

"કલ્યાણીનો નવો મહેલ છ લાખ રૂપિયાથી તૈયાર થયો છે. એનું ખાતમુહૂર્ત કરવા છોટાલાલ દિવાન કેટલાક લાગતા વળગતા અધિકારીઓને તેડવા જાય છે! પ્રજાના ઓછામાં ઓછા બે લાખ એ ખાતે ખર્ચાશે. આને પહોંચી વળવા રસ્તાવેરો ને પાણીવેરો વધવાનો છે! કલ્યાણીના નરેશની આ મનોદશા છે!"

"હં!"

"દેવીસિંહ છૂટે તો રાયરાણી જાત્રાએ સીધાવવાના છે! કલ્યાણીનરેશના જનાનામાં જે ખર્ચ થાય છે તે રાજપુરનો ગરીબમાં ગરીબ ખેડુત પોતાના બચ્ચાને અધુરો ખોરાક આપીને પૂરો પાડે છે. ખેડુત અને ભરવાડને સીમની હકીકત પૂછનાર, દિલીપના આસન પર, આજે આવી મનોદશા ફેલાઇ રહી છે!"

"ગામડાંમાં શું છે?" આનંદમોહને વચ્ચે સવાલ કર્યો.

"તેજપુર મહાલનો દરેક ખેડુત જાણે નવો તળાટી હજુરનો માનીતો છે! એ ત્યાંનો ન્હાનો રાજા છે; ખેડુતના ખેતરમાંથી કાઢી મુકી એના નવા નવા કર પડે છે! વહીવટદારની દરેક છોકરી એ ખેડુતની–કંગાળ મજુરની–બેન છે! ને બેનનો હિસ્સો ક્યારેક તો ખુદ ખેડુતનાં છોકરાં કરતાં વધે છે! પાણીનો દરેક પટાવાળો તેજપુરના કણબીની ભેંસનું દુધ–બીજા દુધથી જૂદું પાડે–એટલો પ્રવીણ અભ્યાસી બન્યો છે!–અધિકારશાહીની ગુંથણીમાં કાકા, મામા, ફઇ ને માશીના સંબંધીઓની જાળી ગૂંથાએલી છે. એકની ફરિયાદ બીજો સાંભળે એવું ન્યાયાસન ઇશ્વર પાસે હોય તો ભલે! ને ખુદ નરેશ પોતે એમ માને છે કે અધિકારીઓની બીજી ફાલતુ પેદાશ એ રાજના પૈસાની બચત છે!"

આનંદમોહને શાંતિથી એની સામે જોયું. "આવું બીજે નથી?—દુનિયાભરમાં છે."

"દુનિયાભરમાં–ઇશ્વર ને રાજાનું પદ હજી શ્રદ્ધા ને માન આંહી જ જાળવે છે; હું પોતે કલ્યાણીનરેશ માટે જીંદગી અર્પણ કરૂં; પણ નરેશ ક્યાં?...ગૌરવ–તેજ–પ્રતિભા ક્યાં?"

"કલ્યાણીનરેશ પૈસા ભેગા કરી પરદેશીને સોંપવા એ કરતાં રૈયત પર બોજો ઓછો ન કરવો ?–નરેશ પ્રતિષ્ઠાહીન બની બીજે ફરવું એ કરતાં રૈયત વચ્ચે–નિર્મળ મનોદશાથી ન ફરવું ?–પણ હવે ત્રણ રસ્તા છે."

"કયા ?"

"કાં ખેડુતોની જૂદી નિશાળ સ્થાપી નવો સંઘ બનાવો; રાજાઓને એના નોકરોથી બચાવો; અથવા આ દેશ પર સમાજવાદનાં પ્રચંડ મોજાં ફરવા દ્યો ; એશિયા પ્રગતિમાં છે ને તમે તેને અટકાવી નહિ શકો."

રઘુનાથે આગળ આનંદમોહનને આપ્યો ને નીચે બેસી ગયો.

એ વખતે એક માત્ર બાવીશ વર્ષનો ઉછરતી વયનો તેજસ્વી જુવાન બેઠો થયો.

"આ રહસ્યમંદિરમાં નોકરશાહીની પવિત્ર ગીતા પઢયા કરવી, એ કરતાં હવે એનું ધ્યેય બદલાવે !" સભામાં ખળભળાટ થયો; બે ચાર જણાંએ કહ્યું, "બેસો ! બેસો !"

"તમે કોના મંદિરમાં છો ?" પેલો જુવાન વિજળી પાણી સોંસરવો પ્રકાશ પાડે તેમ આખા ઓરડામાં પ્રકાશી રહ્યો, "ઇશ્વરે મનુષ્યને સ્વતંત્ર બનાવ્યો છે ને જો તે પરતંત્ર મરે તો તે પુનર્જન્મમાં પત્થર થાય છે !"

"હં !" અરૂણનો સ્વર બધા વચ્ચે તરી આવ્યો.

"હું મારાં બચ્ચાંને પાળી શકું એટલું કામ સમાજે મને આપવું ને સમાજમાં મારે રહેવું ! નહિતર... સમાજની આખી વ્યવસ્થા એ જબ્બરદસ્ત દંભ છે ! ઇશ્વર સામે ખુલ્લું બંડ છે !"

"એક કુટુંબ રાત્રે મીઠા મેવા ઉડાવે, ત્યારે પાસે જ બીજું કુટુંબ ભૂખ્યું રહે એવી વ્યવસ્થા અમારે જોઇતી નથી ! એમાં તમારી જૂની કહેવાતી પૂણ્ય સંસ્થાઓ નાશ પામતી હોય તો અત્યારે એ યુગધર્મ છે !–કાં તમારો પ્રાચીન આદર્શ–જનતામાં ફરતા જનક જેવા રાજા–ફેલાવો અથવા સમાજવાદ ફેલાશે ! મનુષ્ય પરતંત્ર ને ગરીબ જન્મ્યો નથી, ને ગરીબ મરશે નહિ. બોલો, ભાઇઓ ! તમે શું કહો છો ?"

એના વ્યક્તિત્વની અસર નીચે ઘણા સભાસદોને ખેંચાતા આનંદમોહને જોયા. સૌને લાગ્યું કે એની વાતમાં સનાતન સત્યનો અમર અંશ છે.

" આ કોણ? રઘુનાથ ! " અરૂણનું મન એના શબ્દો સાંભળી ડગ્યું; એણે પાસે બેઠેલા રઘુનાથને પૂછ્યું.

" એ—એ—એ રાયપુર મહાલનો ધુરંધર કાર્યકર્તા—ને ત્યાંના રહસ્યમંદિરનો સ્થાપનાર અનંત !"

" જેણે રાયપુરના માણસો ગણી, પોતાની મિલ્કત વહેંચી આપી તે ?—"

" હા. એ જબરદસ્ત સમાજવાદી છે ! આવા વ્યક્તિની ઇચ્છા પર ચાલતા તંત્રમાં એને શ્રદ્ધા નથી ! ડો. આનંદમોહનનો પ્રતિપક્ષી છે !"

" એમ કે ?"

" મનુષ્ય પથ્થર નથી "......અનંતનો અવાજ ફરીને આવ્યો. એના વધતા જતા વેગમાં એક પછી એક સભાસદ ચમકાતા હતા. ને કેટલાક તો સ્તબ્ધ બની એના વિજળીના પ્રવાહ જેવા શબ્દોજ સાંભળી રહ્યા હતા; "મનુષ્ય યંત્ર નથી; મનુષ્યમાં લાગણી છે ને તેનામાં ઇશ્વર છે. આજે જેને જોઇને એની માતા ખુદ પોતે એને નકારે, એવા એક નહિ, બે નહિ—પણ સેંકડો મનુષ્યો ઉચ્ચ અધિકારીઓ ગણાય છે; એક અણઘડ ખેડુતને વધારે ભૂખમરો વેઠાવવા આવી સંસ્કૃત દાંભિક અવસ્થા ચલાવવી, એ કરતાં બહેતર છે કે સર્વનાશ કરનાર સમાજવાદ ફેલાવવો ! જો મજૂરના લોહીથી ધનવાનનું શરીર વધારે પોલું ને પહોળું તથા જાડું ને સુખીઉં થતું હોય તો મજૂરના દરેક લોહીના ટીપામાં ઇશ્વર છે, માટે ઇશ્વરને પણ નફાતોટામાં મૂકી એના પર વ્યાજ ચડાવવું નથી ! આવો, આપણે આ દાંભિક અવસ્થાને વેડફી મનુષ્યત્વભર્યું પુનર્વિધાન કરીએ !"

અનંત બેઠો ત્યારે ઘણા એની પાસે દોડયા; કેટલાક એને જોવા ઉભા થયા. એનો વધતો જતો વિજય આનંદમોહને અવિકારી દ્રષ્ટિથી નીહાળ્યો.

રહસ્યમંદિરનો સમય પુરો થવા આવ્યો હતો; તેથી આનંદમોહન જવાબ ન આપતાં શાંત બેઠો. અનંતનો પક્ષ યુવાન ને સાહસિક પુરુષોનો બનેલો હતો. તેણે હમણાં તો આવતા અઠવાડીઆનાં કામની સોંપણી કરી. રઘુનાથ હમ્મેશની માફક કલ્યાણીનો નાયક હતો !

પ્રથમ અનંત ને પાછળ બે ચાર જણા ચાલ્યા ગયા. ધીમે ધીમે સૌ એક પછી એક વેરાતા ગયા. રઘુનાથ પણ બહાર નીકળી ગયો, ને થોડીવારમાં લોકની ભીડમાં થઇ સૌ એક પછી એક વેરાતા ગયા.

" રઘુનાથ ! તમારા મંડળમાં પટાવાળા, હજૂરીઆ, ને અંદર કારકુન જેવા પણ હતા ! "

" એ બધાનો ઉપયોગ છે ! આજે જે કાગળ આનંદમોહન પાસે ધર્યો તે આવાના પ્રતાપથી ! બની શકે તો કલ્યાણીનો ભંગી પણ મદદરૂપ થાય એવી ગોઠવણ કરવી છે. ગુપ્ત સંઘબળ જમાવ્યા વિના, વ્યર્થ શબ્દાડંબર એ આ જમાનાનો રોગ છે ! અમે તેમાંથી મુક્ત રહેવા ઇચ્છીએ છીએ."

રઘુનાથ અરૂણને એકલો મૂકી ઘર તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### અર્જુનદેવ

રઘુનાથ પોતાના ધ્યાનમાં ઝપાટાબંધ ઘર તરફ જતો હતો. તે એક ખાંચામાં વળ્યો, ત્યાં અંધારામાં એના ખભા પર હાથ પડ્યો. તે ભડક્યો; એક છલંગે ને આઘો ખસી ગયો.

" રઘુનાથમાં આટલીજ હિમ્મત છે ? "—આનંદમોહનનો હમ્મેશનો મોહક સ્વર આવ્યો.

" અરે ! હમે–હમે ક્યાંથી ? "

" રઘુનાથ, અર્જૂનદેવનો મહેલ ક્યાં છે ? ચાલ મ્હારી સાથે. "

બન્ને જણા મુંગે મોએ માલણુ નદીના કિનારા પર દૂર ને દૂર ચાલ્યા ગયા. એક બાગ પાસે રઘુનાથ ઉભો રહી ગયો.

" કેમ ? "

" આ સામે દેખાય તે મહેલ. "

આનંદમોહને રઘુનાથને પાછળ આવવા નિશાની કરી; પોતે આગળ વધ્યો. વૃક્ષોની સુંદર કુંજ વચ્ચે બન્ને જણા આગળ વધ્યા. પહેરાવાળાના નિયમિત પડતાં પગરખાના અવાજ સિવાય બધે શાંતિ હતી.

" કોણ ?......" નાયકનો કર્કશ અવાજ આવ્યો.

" હું. "

આનંદમોહન ને રઘુનાથ ઠેઠ ચોકી પર પહોંચી ગયા. ટેબલ પર સિપાઈ બેઠો હતો; બીજા બે ત્રણ ઘોડેસ્વારો તૈયાર થઈ ઉભા હતા; પાસે એક બે સિપાઈ ગપ્પાં હાંકતા તાપતા હતા.

" કેમ અત્યારે ? કોને મળવું છે ? "

" કુમાર સાહેબ અંદર છે ? "

" હા. "

"મારૂં નામ આપો. " આનંદમોહને અડગ વિશ્વાસથી કહ્યું.

" શું ? "

" ડૉ. આનંદમોહન. "

" હેં !" નાયક ભયમાં બે ડગલાં પાછળ હટી ગયો.

આનંદમોહનના નામમાં ધર્મનું માહાત્મ્ય, વિજ્ઞાનની શકિત, ને કર્તવ્યની ઉગ્રતા ભરેલાં હતાં. અજ્ઞાન માણસોમાં એ સાચા સાધુ જેવો, વહેમીમાં જાદુગર જેવો, શ્રદ્ધાળુમાં ભવિષ્યવાદી જેવો; ને વિદ્વાનોમાં કર્મયોગી જેવો મનાતો. એના નામની પાછળ અનેક કથા જોડાયેલી હતી. આ સિપાઈઓ પણ એનાથી છેક અજાણ્યા નહતા.

નાયકે આશ્ચર્યમાં તેની સામે જોયું; " તમે ડૉ. આનંદમોહન, જેણે છેલ્લા પ્લેગમાં–દસ દસ મૂડદાં કાંધે ઉઠાવીને બાળ્યાં તે ? "

આનંદમોહન મીઠું હસ્યો: " હા ! "

નાયક યંત્રની જેમ અંદર ધકેલાયો, પણ તે અંદર પગલું ન ભરતાં ત્યાં સ્તંભી ગયો. ચોકમાં બેઠેલા સિપાઈઓ બેઠા થઈ ગયા. સવારોએ ઘોડા સ્થિર રાખી સલામ કરી, ને રઘુનાથે આનંદમોહનનો હાથ દાબ્યો:

“ અર્જુનદેવ ! ” તે બહુ ધીમેથી બોલ્યો.

સામેના ઘરમાં એક ઉંચો કદાવર પુરૂષ ઉભો હતો; એના ભવ્ય ચ્હેરામાં સાદાઈ ભવ્યતા બની રહી હતી. રજપૂતના અસલ લોહીમાંથી ઘડાયું હોય તેમ તેનું શરીર તેજના ચમકારા કરતું હતું; ફાંકડી નિર્મળ મોટી આંખમાં મધુર રતાશના શેરડા હતા; ને ઉગ્ર ભવ્યતા છતાં ચ્હેરામાં સુંદર નિર્મળતા હતી. પાતળા હોઠ પર દુર્જેય મનુષ્યત્વ ને વાંકી ભ્રમરમાં અડગ ધૈર્ય—એના ચ્હેરામાં એ બે મોઘા આગળ પડતા ભાવ હતા. તેણે ગંભીરતાથી સલામ ઝીલી ને રઘુનાથ સામે જોયું:

“ રઘુનાથ ! ”

રઘુનાથ એક ઉતાવળો દૃષ્ટિપાત નાખી આગળ વધ્યો:

“ જી ! ”

“ કેમ ? ”

રઘુનાથે એના ભાવ વાંચવા સ્થિર દ્રષ્ટિ કરી કહ્યું; “ ડો. આનંદમોહન ! ”

“ હેં ! ” અર્જુનદેવ આગળ વધ્યો: આ કર્મયોગીના જીવનની સુંદરતા વિષે એણે બહુ સાંભળ્યું હતું.

આનંદમોહન મોહક હાસ્ય સાથે એની પાસે આવ્યો:
“ જી હા. ”

અર્જુનદેવ ને આનંદમોહન અંદર ગયા. રઘુનાથ તેની પાછળ હતો.

“ બોલો શું છે ? આનંદમોહન ! ”—પ્રસન્ન ચ્હેરે કુમારે પ્રશ્ન કર્યો.

આનંદમોહન સ્વસ્થતાથી સામે બેઠા. તેણે અર્જુનદેવ સામે જોયુ અને કાંઇક સંતોષ થયો. તે જરાક ટટ્ટાર થયો ને બોલ્યો:

“ કુમારસાહેબ ! કલ્યાણીનું સિંહાસન જેને ઉપનિષદ્ ને વેદ માન આપે એવા પવિત્ર લોહીમાંથી ઉતરતુ આવ્યું છે ! ”

અર્જુદેવની આંખ ચમકી એણે આનંદમોહનની મોહિની વિષે સાંભળ્યું હતું. આજે તે પ્રત્યક્ષ અનુભવ્યું: આનંદમોહન આગળ બોલતો હતોઃ

" કલ્યાણીના તંત્રમાં કોઇપણ બહાને વરિષ્ઠ સત્તા વધારે ને વધારે ઘુસે એ કલ્યાણીના ગૌરવનો ક્ષય છે. "

" બરાબર "

" બનતાં સુધી અધિકારીઓ વેપારી જેવા હોય છે; પોતાનું પેટ ભર્યા પછી રાજનું ગૌરવ જાળવવાની દીર્ઘદ્રષ્ટિ ગગા ઓઝા સાથે લય પામી ગઇ છે; રાજ અને રૈયત વચ્ચે સંઘટ્ટન કરી રાજપદને વધારે મજબુત બનાવવાની રાજનીતિ માત્ર કલ્પનાજન્ય વસ્તુ છે. આ સ્થિતિમાં રાજપદનું ગૌરવ હણાતું જાય છે; હાજીહા કરનાર, પોતે રાજ ટકાવી રાખે છે એવું સમજાવનારાને છેવટ અત્યંત ખુશામતથી—એકાદ અક્ષરની નવાજેશથી ગૌરવ વધ્યું એમ મનાવનારા સંખ્યાબંધ સાધારણ મનુષ્યો આજે રાજ્યદ્વારી પુરૂષો તરીકે કામ કરી રહ્યા છે ! રાજા અને પ્રજા ઉભયના વિનાશનું બીજ ત્યાંથી જન્મે છે ! જો આનો ઉપાય નહીં થાય તો રાજાઓ ગૌરવ ગુમાવશે ને પ્રજા પોતાના દેશી ભાઇઓના હાથનું તંત્ર ખોશે ! અફસોસ ! આ માયાવી બજારમાંથી કલ્યાણી નરેશની આંખ કોણ ખોલે ? અરે ! આ જેટલા રાજા પ્રિય છે તેટલા બીજા કોઇ નથીઃ પરંતુ આ દુર્ભાગી સિંહાસન પર એક કરતાં એક વધારે ને વધારે ગૌરવ ગુમાવનારા પુરૂષો આવે છે ! "

આનંદમોહનનો અવાજ જરાક ગળગળો બન્યો; અર્જુનદેવ એક ચિત્તે સાંભળતો.

" હવે આપનો વારો છે ! "

રઘુનાથ ભડકયો.

" કેમ ? " અર્જુનદેવે શાંતિથી પૂછ્યું.

" મહારાજા નંદરાજ ઘણા થોડા વખતમાં હવાફેર જશે. ને રાજતંત્ર તમને સોંપાશે ! "

રઘુનાથ અરધો બેઠો થઇ ગયો. અર્જુનદેવે એટલીજ શાંતિથી પૂછ્યું, " તમે કેમ જાણ્યું ? "

" એ ન કહું તો માફ કરજો. પણ તમને તંત્ર સોંપાશે. તમારી જેટલી અડગ રાજનીતિ એટલું તમારૂં ગૌરવ."

" તમે મારી પાસે શું આશા રાખો ? "

" તમારા વિલાસ-વૈભવની નિયમિતતા; વરિષ્ઠ સત્તા સાથેના તમારા સંબંધમાં નિડરભરી ચોકકસાઇ; અયોગ્ય ખુશામત નહીં; અઘટિત ખર્ચ નહીં; રૈયત પર માન ને ભાવ; રૈયતના લોહીમાંથી મહેમાનોને મીજબાની નહિ; તમારા અધિકારીઓની આંધળા બનાવવાની રાજનીતિનો સંપૂર્ણ અભ્યાસ. આટલું તમે કરશો ? "

" ધારો કે હું ના કહું છું. " અર્જુનદેવે ગર્વથી કહ્યું.

" તો-તો-સમજો કે કલ્યાણી પર પ્રગતિનાં મોજાં ફરી વળ્યાં છે. યુરોપીય સંસ્કૃતિ આ દેશની પ્રકૃતિ વિરૂદ્ધ છે. એને અટકાવવાનો મ્હારો પ્રયત્ન વ્યર્થ જશે. ને તમે અથવા તમારાં બચ્ચાં સમાજવાદ સામે છેલ્લો શ્વાસ લેતાં હશો ! "

" હેં ! તમે—આનંદમોહન ! "

" હું એમાં માનતો નથી. પણ વિચારબળ-એવું બળ આજે જુવાનોમાં ફેલાયું છે. ને તેના સામે થવાનું કદાચ આવતી કાલે જ છે ! "

"આનંદમોહન ! તેજ વિનાનું રાજ કરવાનો પરવાનો આ અર્જુનદેવ માટે નથી. કોઇ પણ અધિકારી અયોગ્ય સતામણીથી આ રાજનું ગૌરવ ઝાંખુ કરી જાય, એ અર્જુનદેવ માટે નથી. તમારા સમાજવાદના બધા બળને હઠાવવાની મારામાં શકિત છે. જૂઓ—"

અર્જુનદેવ હતો ત્યાંથી બેઠો થયો ને એક ગુપ્તદ્વારમાંથી અદૃશ્ય થઇ ગયો.

થોડીવારમાં તે પાછો આવ્યો. એનું પ્રચંડ શરીર ઝાંખું કાળું ને કર્કશ લાગતું. હતું. એના લાંબા ગુંચળાવાળા વાળ ને ભૂખરી દાઢી છાતી પર પડતાં હતાં. લીલા ઝભ્ભા ઉપર એક ફાટલ-તુટલ ગોદડી નાંખી, તે એક હાથથી વાંકી-ટરડી લાકડીને ટેકો દેતો ફકીરના વેષમાં આનંદમોહન સામે આવીને ઉભો.

આનંદમોહન ઉભો થઇ ગયો; " અર્જુનદેવ ! "

અર્જુનદેવ ખડખડાટ હસ્યો; " અર્જુનદેવ ? હું તો એક ફકીર છું ! તમારો સમાજવાદ અટકાવવાનો આમારો અખતરો

છે. ફકીર બનીને કલ્યાણીની શેરીએ શેરીએ ફરું છું ! આવા સિંહાસનની જીવન્ત પ્રેરણા વિક્રમ ને આશોક છે હો !"

"તમારો સમય આવે છે !—કુમાર ! તમારી ધર્મ બુદ્ધિ પર કલ્યાણીનું ભવિષ્ય લટકે છે !"

"મારે તમારા જેવા રાજ્યદ્વારી પુરૂષો જોઇએ, પણ તમે—"

"શું ?"

"તમારા રહસ્યમંદિરની યોજનાથી હું અજાણ્યો નથી હો !"

"હેં !" આનંદમોહન પહેલાં જ આશ્ચર્ય પામ્યો.

"ભડકતાં નહીં, હું પ્રજાના અવાજને દરેક સ્વરૂપમાં પ્રગટ થવા દેવા માગું છું. મારૂં કર્તવ્ય હું બજાવું, એટલે દરેક વિરોધી અવાજ નબળો પડશે."

"બરાબર."

"બીજું આ દેશની પ્રકૃતિ—પરિવર્તનને અનુકૂળ નથી."

"હા."

"માટે તમારો પ્રયાસ અસ્થાને છે."

"એ પ્રયાસનું ધ્યેય બીજું જ છે."

"શું ?"

"કેન્દ્રસ્થ રાજસ્થાન !"

આ ભાવનાશાળી પુરૂષ તરફ અર્જુનદેવ માનથી જોઇ રહ્યો.

"આનંદમોહન !—તું રાજસ્થાનને એક કરવાનો ?"

"ઇશ્વરકૃપા તો—"

આનંદમોહન ને રઘુનાથ બેઠા થયા. અર્જુનદેવ પાસેથી નીકળ્યા.

કલ્યાણીના ધોરસ્તા જનસમૂહમાંથી બન્ને જણા પસાર થઇ ગયા.

---

## પ્રકરણ ૨૧મું.

---

### હીરાની બંગડી !

જ્યાં પૈસાની પાછળ આદર્શ નથી, ત્યાં બધે જ પૈસામાંથી ગંધ છૂટે છે; જ્યાં જીવનની પાછળ ધ્યેય નથી ત્યાં બધે જ જીવન જીવવા કરતાં ઘડીઆળ જીવતી હોય તેમ લાગે છે; જ્યાં

સત્તાની પાછળ સિદ્ધાંત નથી ત્યાં ઉદ્ધત ક્રૂરતા ને અજ્ઞાનભરી ખુશામતની બદબો ફૂટે છે.

કલ્યાણીના ભવ્ય મહેલમાં આજે વિદેશી મિજબાન આવ્યા હતા, ને તેથી સૌ વ્યવસ્થાની ધડમથલમાં આમ તેમ ઘુમતા હતા. એવું બને છે, કે આવા મોંઘા મહેમાન પોતાને તારી દેશે એવી અડગ માન્યતા કોઈ રીતે રાજા અને અધિકારીઓના ભેજામાંથી ખસે તેમ નથી. આજે કલ્યાણીમાં મહાન ઉત્સવ હતો. કલ્યાણીની જમીન આજે ધજાપતાકાથી શોભી રહી હતી. નવા રાજમહેલની આસપાસ લશ્કરી દમામ જામ્યો હતો; અધિકારીઓ આજે મહત્ત્વાકાંક્ષાના ખ્યાલમાં જોસભેર મહેલ તરફ જતા હતા. પ્રજાજનમાંથી ઘણાખરા તટસ્થ હતા; કેટલાક કુતુહલવૃત્તિ સેવતાં હતા; પણ ગ્લાની અને શરમ બધા જ અનુભવતા હતા.

દરબાર ભરાયો ને દમામભર પૂરો થયો રાત્રે વિખ્યાત ગાનારી ગુલાબજાનનો કંઠ સંભળાયો. હજારો કંગાળ જ્યારે પોતાનાં બચ્ચાને ઘોડીઆમાંથી પરભાર્યા ધરતીમાતાને ખોળે ધરી રહ્યા હતા, ત્યારે કલ્યાણી નરેશ પંદર વીસ હજાર રૂપિયાનો ગંજાવર ખર્ચ, એક જાનને ખોલાવી કરી રહ્યો હતો !

ત્રણ ચ્હેરા પર નવી રમ્મત દેખાતી હતી. અર્જૂનદેવ ચોકમાં હતોઃ પ્રજાની અજ્ઞાનતા પર માંડેલું સિંહાસન એને ખુંચતું હતું.

રઘુનાથ— વિશ્વનાથ તથા છોટાલાલ અને રાજગોપાલ તથા અરૂણ—એ સૌ તરફ તાકીને જોઈ રહ્યો હતો. આનંદમોહન એક ખુણામાં અપ્રસિદ્ધ વ્યક્તિ જેમ ગૂઢ પ્રશ્નોના અર્થ શોધતો હતો.

* * * *

રાધારાણીને લક્ષ્મીરાણી મેમ સાહેબને મળી આવ્યા. મેમ સાહેબ પાછાં મળવા આવ્યાં, ત્યારે રાધારાણીએ ધીમેથી એના કોમળ હાથમાં હીરાની બંગડી સેરવી દીધી. મેમ સાહેબ જોઈ રહ્યાઃ

"ઓહો ! ઘણી સુંદર ! "

"જી હા. મહારાજા સાહેબે આ પ્રસંગ માટે ખાસ તૈયાર કરાવી છે."

" ઘણી સરસ—ઘણી સુંદર—મને બહુ ગમી. મ્હારી વતી મહારાજા સાહેબનો ઉપકાર માનશો કે ? "

સામેથી નંદરાજ પોતે જ આવતો હતો; તે મેમ સાહેબનો હસતો ચહેરો જોઈ કળી ગયો.

"આપ નામદારને અમારી નજીવી ભેટ ગમી ?"

"ઓહો ! મહારાજા સાહેબ ! હું તમારો આભાર માનું છું."

"આ વખતે ઉતાવળમાં અમે બીજી વધારે સારી તૈયારી કરી શક્યા નથી."

મેમ સાહેબ હસ્યા;—નંદરાજની મૂર્ખાઈ પર અથવા પોતાના અંતર્ગત સંતોષમાં.

મીજબાન સીધાવ્યા પછી છોટાલાલ નંદરાજ પાસે બડા ગર્વથી આવ્યો.

"કેમ છોટાલાલ ! બધું પાર ઉતર્યું ના ?"

"જી હા. એક ગુલાબજાનનું ખર્ચ અણધાર્યું થઈ પડ્યું !"

"ખર્ચ તો ઠીક, પણ સૌ ખુશી થયા કે નહિ ?"

"જી હા. હાલ તો આપણે બીજી ઉપાધિ નથી—એક ખર્ચ જરા વધારે થયું !"

"શું ગુલાબજાનનો ખર્ચ ?"

"જી, માત્ર પીસ્તાળીશ હજાર !"

"એકાદ દિવસ હજી રોકો ને ! હું એને મળવા ચાહું છું."

"જી હા. સાઠ હજાર થશે એટલું જ. પણ આપણે આ વખતે બજેટમાં વાળો નથી ને ?"

"ઠી......ક"—નંદરાજે લંબાણથી વાક્ય ઉચ્ચાર્યું. એ જ વખતે પિનાકીપ્રસાદ ને વિશ્વનાથ આવતા હતા. છોટાલાલે એક વિજયી દૃષ્ટિપાતથી વિશ્વનાથ તરફ જોયું; વિશ્વનાથે એની નજર ચુકાવી.

"કેમ વિશ્વનાથ શું કર્યું ?—તમને ખબર છે, કે બહુ લંબાવવાથી આપણને નુકશાન થાય છે ?"

"જી, નક્કી થઈ ચૂક્યું છે ! જૂના દફતરે તપાસ કરતાં માલુમ પડે છે કે અરણુરાજે અરધોઅરધ જમીન દેવા ખાતે માંડી આપેલ છે ! બાકી અર્ધમાં બે ભાગ છે. તેમાંથી એક ભાગ જાયુકના ખર્ચ ખાતે રાખેલ છે. માટે અરણુરાજની હાલની જમીનનો પોણો ભાગ જપ્તીમાં લેવો. આ હુકમ—"

નંદરાજે હાથમાં લઈ બે લીંટા તાણી આપ્યા. એણે પિના-કીપ્રસાદ સામે જોયું; "કેમ તમે ?"

"પછી તરતજ અમારૂં કામ શરૂ થશે !"

"બરાબર !"

સૌ રજા લઈ ઉઠ્યા.

નંદરાજ—કલ્યાણીનો નરેશ—પોતે સત્તા ભોગવે છે, એમ ધારી કૈંક બાજી રમતો હતો. એને નચાવનારા કલ્યાણીના બજા-રમાં હસતા ચાલ્યા જતા હતા; ને આ સૌ રમતનો ઉપયોગ જાણ-નારા નિરાંતે આરામમાં પડ્યા હતા.

---

## પ્રકરણ ૨૨ મું.

### નવી શેતરંજ !

કલ્યાણીના તંત્રના પડદા સમરંગી હતા; અનંત હતા; ને ક્ષણે ક્ષણે નવું સ્વરૂપ ધરતા.

મદનલાલ ગયો ને દેવીસિંહ કેદમાં પડ્યો. રાધારાણીને લાલચમાં નાખી પોતા તરફ ખેંચ્યાં; ગોવિન્દને શામ ને ભેદથી વશ કર્યો. વિશ્વનાથના કાર્યક્રમના આટલા વિજયી ઇતિહાસમાં હવે છોટાલાલ આડખીલી બની રહ્યો. છોટાલાલ રાઘવ ખવાસનો ઉપરી: એટલે આ બન્ને એક ગાંઠ થઇ રહી. રાઘવ ખવાસ ને ગોવિન્દની એક ગાંઠ, ને લક્ષ્મીરાણી તો રાઘવની દીકરી !—વિશ્વનાથે પોતાની સામે એક પક્ષ ઉભો થાય છે એ જોયું. એણે ગોવિન્દના ભત્રીજાને ફોડ્યો; કાકાના ઉપકાર કરતાં પોતે નિરાધાર હતો ત્યારે કાકે રાખેલી કડવાશ એને બહુ ખુંચતી હતી. વિશ્વનાથે એને મીઠા વચનથી મનાવ્યો ને ધીમે ધીમે એ વિશ્વનાથ તરફ ઢળ્યો. વિશ્વનાથે નંદરાજને વધુ મોહનાસ્ત્ર અજ-માવી વશ કરવા ધાર્યો.

એવું બન્યું હતું, કે એક વખત અરૂણને ત્યાં એના કાઠીમિત્ર સામંતખાચરની પુત્રી નાગમતી થોડા દિવસ માટે આવેલી. સીદીક મારફત મહારાજા નંદરાજ એ સમાચાર પામ્યા. ત્યારપછી નાગ-

મતીને ઘેર વળાવવી એ અરૂણને વધારે યોગ્ય લાગ્યું સામંત બાચર ગુજરી ગયો; ને મિત્રના કુટુંબને અરૂણ હજી પોષતો હતો. નાગમતીના પોતાની જમીન પણ તેજપુરમાં હતી. આ ઘટનાના વિરોધમાંથી અરૂણ તરફ નંદરાજની કરડી દ્રષ્ટિ ચમકતાં ને તેના સ્વતંત્ર સ્વભાવથી વધતી ચાલેલી. વિશ્વનાથ એ જૂના ઇતિહાસમાંથી પોતાને ઉપયોગી તત્ત્વ શોધી રહ્યો હતો, ને એની સલાહથી, અરૂણની જાગીર પર જપ્તી લાવી, એને નિર્ધન ને વ્યાકુળ બનાવી, નાગમતીને હાથ કરવાની યોજના તેણે ઘડી કાઢી હતી. નંદરાજ પાસે એ વ્યુહ રચનાનો પહેલો દાવ ખેલ્યો હતો.—હવે બીજો.

વિશ્વનાથ હમ્મેશ મુજબ પોતાના હીંચકા પર ઝુલતો હતો. નંદરાજને હાથ કરવા માટે પહેલો દાવ એ ખેલી ચુક્યો હતો. બીજા દાવ વિષે એ વિચાર કરતો હતો, એટલમાં દરવાજાનું બારણું ખુલ્યું ને એક બાવીસ—પચ્ચીસ વર્ષના જુવાન માણસે પ્રવેશ કર્યો. વિશ્વનાથે એને જોતાંજ પોતાનું શરીર ટટાર કર્યું, કપાળ પર એક બે સખ્ત કરચલી વળી ને હંમેશનો હસમુખો ચહેરો જરા કડક બન્યો.

'કેમ ? આવને નથુ !'

નથુ ગોવિંદનો ભત્રીજો હતો. તેણે ઝુકીને સલામ કરી, ને નમ્રતાથી સામે બેઠો.

'તને સોંપેલા કામનું આમ કરે છે કે ?'

'જી, આપનો સંદેશો મળ્યો; ને કાલે સાંજરે તો અહીં ગાડું આવી પહોંચશે !'

'ગોવિંદનો ભત્રીજો કાચો તો ન હોય !'

'જી આપની કૃપા છે.' એટલું કહી નથુ જરાક ઉઠ્યો ને દરવાજા બહાર ડોકું કરી કોઇકને નિશાની કરી. તરત એક જાડા જેવો ખેડુ ગાડા પરથી આવ્યો. તેણે પોતાનું ગાડું દરવાજા બહાર ઉભું રાખ્યું, ને પોતે અંદર આવ્યો.

'કેમ ભાઇ ?' વિશ્વનાથે એકદમ પૂછ્યું

'જી ! એ તો ત્યાંના પટેલ છે.' નથુએ પાછળથી જવાબ વાળ્યો. 'આપની સલાહે આવ્યા છે !'

'કેમ ?'

બે.બો ગામડીઓ આગળ વધ્યો. તેણે બે હાથ જોડી સલામ કરી.

નથુએ ઇશારત કરી, ને પટેલ તરતજ ચાલ્યો ગયો. થોડી-વારમાં હાથમાં માટલું લઇ આવ્યો.

"આ સા'બ અમારા વાડનો રસીયો ગળ છે. આપ જેવા સાટુ કરાવો તો."

"એમ કે ?"

કણબી બહારથી માટલાં સારવા મંડયો. એક પછી એક ત્રીસ માટલાં મૂકયાં. વિશ્વનાથના ચ્હેરા પર કાંઇક પ્રસન્નતાના ચિન્હ દેખાયાં.

"નથુ ! ગોવિંદ કહેશે તું વિશ્વનાથભાઇને ખવરાવી દે છે !"

"જી એમાં શું ? અમારા અન્નદાતા છો ને !" કણબીભાઇ બોલ્યા.

નથુએ મોં મલકાવ્યું; "સાહેબ ! જનમ માબાપે આપ્યો ને પાળ્યો આપે. આપની મહેરબાની ન હત તો ગોવિંદભાઇ આજે હાક હાક કરત !"

"બાપુ ! નથુભાઇ પણ એક લાખ રૂપિયાનું માણસ છે હો !" પટેલે વળી પોતાનું ડહાપણ કાઢ્યું.

"એમ કે ? લે નથુ ! તું તો બહુ સારી રીતે રહેતો લાગે છે !"

"જી ! આપનો પ્રતાપ છે !"

"શું છે પટેલને?—"

"બાપુ ! અમારૂં ખાતું ગોટે ચડી ગયું છે ! અમારા મોટાભાઇનું ખેતર અમાન ભાગ આવે તેમ છે. એની તકરાર આજ ત્રણ વર્ષ થયા ચાલે છે."

"હં."

"બાપુ ગરીબ માણસ છીએ !"

"ઠીક જોવાશે."

"બાપુ !—"

"પટેલ !"—નથુ બોલ્યો, હવે વાત થઈ ગઈ. પછી કોઈ દિવસ ભૂલે નહીં. તમે હવે ભલે જાઓ !"

"હા હા, એજ કહેવાનું છે બાપુ ! ગરીબ માણસ—"

"હં. ઠીક જોવાશે—"

પટેલ ગામડીયાશાહી સલામ કરી ચાલતો થયો.

"આ કોણ છે નથુ ?"

"જી, ત્યાંનો પટેલ છે. જીવવાળો છે; કહી રાખ્યું છે કે સાહેબ પાસે કામ કરાવવું હોય, તો આંટા ફેરા ખાતો રહેજે આ સોમવારે પાછો ઘીની તાવણ ભરીને આવશે. ત્રણ ભેંસ દૂઝે છે !"

"હં ! ઠીક ત્યારે કાલે નાગમતીનું ગાડું આવશે કાં ?"

"જી !"

"એનો ઉતારો અરુણરાજને ત્યાં જ હોય છે; પણ બ્રહ્મચારીને કહી રાખ્યું છે કે રસ્તે મળી જાય, ને ત્યાંથી મહેમાનગીરી કરતા હોય તેમ તેડી જાય !"

"એ ઠીક. સાથે કોણ કોણ છે ?"

"જી, એક માણસ ! એનો વાંધો નથી."

"ઠીક ત્યારે તું કાલે મળજે."

ગોવિંદનો ભત્રીજો સલામ કરીને બેઠો થયો. તે બહાર નીકળ્યો ને ત્રણ ડગલા ન ગયો, ત્યાં એણે રઘુનાથને આવતાં જોયો.

"કાં નથુભાઈ ! જઈ આવ્યા ?"

નથુએ શંકાથી તેની સામું ટુંજોયું; મોં મલકાવ્યું, "હા ! આવો ! અત્યારે કયાં ઉપડયા ?"

"આ જરા ભાઈએ બોલાવ્યો !"

રઘુનાથ ઝપાટાબંધ વિશ્વનાથના ઘરમાં ગયો ને નથુ વિચાર કરતો ચાલ્યો ગયો.

રઘુનાથે પ્રવેશ કર્યો ત્યારે વિશ્વનાથ હજી રસિયા ગોળની સુગંધમાંથી મળેલી પ્રસન્નતા જાળવી રહ્યો હતો. નથુએ નાગમતીને રેવન્યુ કામકાજ માટે આંહી સુધી પહોંચાડવાનો પ્રબંધ કર્યો, પણ એને શી રીતે નંદરાજ પાસે પહોંચતી કરવી, એ વિષે વિચાર

કરવા વિશ્વનાથ જરાક આડે પડખે થયો, ત્યાં રઘુનાથને આવતો જોયો. એના મગજમાં વિજળી જેવો વિચાર પસાર થઇ ગયોઃ " આને કામ સોંપ્યું હોય તો કરે ખરો ? "

"સાહેબ !" રઘુનાથ સામે આવી ઉભો.

" આવ રઘુનાથ ! કેમ દેખાતો નથી ? એક તારા જેવું કામ છે ! "

રઘુનાથની દ્રષ્ટિ ચારે તરફ ફરી વળી. માટલાંની હાજરી સિવાય બીજો ફેરફાર ન હતો; એ કામ ગોવિન્દના ભત્રીજાનું, એણે મનમાં અનુમાન કર્યું; ને મોટેથી બોલ્યો, "મારૂં કામ ? હું શું એવો ઉપયોગી હતો ? "

" તું ? અરે તેં તો કલ્યાણીનું ચક્ર ફેરવી નાખ્યું હત !—હા—હા—" વિશ્વનાથ હસ્યો; " કાં ? કેમ બોલતો નથી ? દેવીસિંહજી બને સંભારતા હશે ! હા ! હા ! "

" સંભારે રાધારાણીને ! "

" ઠીક લે સાંભળ, એક કામ છે. "

" બોલો ! "

"એક સ્ત્રીને કાલે રાત્રે નવ વાગતાં નંદરાજ પાસે મુકી દેવી છે !"

રઘુનાથ ધ્રુજ્યોઃ " હેં ! "

"કામની બધી જોખમદારી ને જવાબદારી તારા પર છે. જો યત્ન અફળ જાય, તો અમે કોઇ બચાવાશે નહિ. જાણે અમે તો જાણતા જ નથી. જો યુક્તિ સફળ થાય તો તારો બેડો પાર ! "

" એવું કોણ છે ? "

" બોલ કહે આ કબુલ છે ? પછી બીજી વાત ! કેરો નાગણને વશ કરવી છે. બોલ, હિમ્મત છે ? "

" હા, " રઘુનાથે જવાબ આપવામાં લાભ જોયો.

"અને અરણુરાજની તલવાર એને રક્ષણ આપી રહી છે!" રઘુનાથે આશ્ચર્યમાં—ગભરાટમાં વિશ્વનાથ સામે જોયું.

" હેં ! અરણુરાજની તલવાર ? "

"હા. જો તું નિષ્ફળ થાય—પકડાય—ફજેત થાય, તો તારા બે કકડા. એમાં વચ્ચે કોઇ આવે નહિ !"

"પણ એ કોણ છે ?—"

"કહુ ?—જો હિમ્મત પૂરેપૂરી હોય તો હા કહેજે—એનું નામ નાગમતી !"

રઘુનાથ હતો ત્યાં જ સ્થિર થઇ ગયોઃ "હેં !—" તે ઘડી ભર મૂઢ બની ગયો.

"બોલ, છે હિમ્મત ?"

"હા !—" રઘુનાથે ત્વરાથી જવાબ વાળ્યોઃ "બોલો શું કરવાનું છે ?—"

"કાલે રાત્રે બ્રહ્મચારીના મંદિરમાં એ ઉતરશે, ત્યાંથી પરબારી—તને ઠીક પડે તેમ—દરબારગઢમાં પહોંચાડજે ! બસ એટલુંજ."

"અને એનું ઇનામ ?"

"એ પછી થઇ રહેશે."

રઘુનાથ ઉઠયો. એ ઉઠયો કે તરતજ વિશ્વનાથ પણ કપડાં પહેરી દરબારમાં ચાલ્યો, રઘુનાથ દોડતો અરણુરાજને ત્યાં પહોંચ્યો પણ ખબર મળ્યા કે તે નંદરાજને મળવા ગયેલ છે

## પ્રકરણ ૨૩ મું

### કાઠયાવાડી અમીર !

વિશ્વનાથ જતો હતો ત્યાં રસ્તામાં જ સીદીક મળ્યો:

"કેમ સીદીક !"

"જી ! હજુર યાદ કરે છે."

"કોણ કોણ છે ?"

"અરણુરાજ અને અર્જુનદેવ."

વિશ્વનાથ સમજી ગયો કે અરૂણુરાજની જમીન પર જપ્તી આવે છે તે સંબંધી કાંઇક ધાંધલ હશે.

વિશ્વનાથ દરબારમાં પહોંચ્યો, ત્યારે ત્યાંનો દેખાવ આજે વિચિત્ર હતો; મ્હોટા રેશમી ગાલીચા પર નંદરાજ લાંબા પગ કરી આડે પડખે સૂતો સૂતો હુક્કો ફુંકતો હતો; તેની પાસે અર્જુનદેવ બેઠા હતો ને સામે ગોઠણીઆં ભર થઇ ભભુકતા જવાળામૂખી જેવી અરૂણુરાજની મૂર્તિ હતી; એક તરફ મુસદ્દીવર્ગના સામાન્ય નિયમ પ્રમાણે જરાક હસતું મોં રાખી, છોટાલાલ ને પિનાકીપ્રસાદ બેઠા હતા.

" કાં આવ્યા ?—એ સીદીક આવે છે કે નહિ ? "

" જી આવ્યો—" કહી સીદીકને બદલે વિશ્વનાથે જ પ્રવેશ કર્યો. એણે ધગધગતા અંગારા જેવી અરૂણુરાજની નજર ચુકાવી સૌની સાથે જગ્યા લીધી.

" કાં શું છે ? "—એણે જાણે કાંઇ ન જાણતો હોય તેમ છોટાલાલને પૂછ્યું.

છોટાલાલે મીઠું—લુખ્ખું હસ્યો: " હજૂર કાંઇક બોલાવે છે ! "

" વિશ્વનાથ ! આ ભાઇ. અરૂણુરાજનું શું છે ? કાંઇ થાય તેમ છે ? તો જપ્તી બંધ કરો ! "

" જી, આપની જેવી ઇચ્છા; પણ મેં તો હિસાબ ચોખ્ખો બનાવ્યો !—કેમ છોટાલાલભાઇ ?"

છોટાલાલે બોલ્યા વિના માથું ધુણાવ્યું.

" ત્યારે હવે શું કરવું ?—અમે ગરાસીઆભાઇ, ખર્ચ કરતાં પાછું ફરી ન જોવું, ને પછી એક ઘા ને બે કાડ ! "

" એ તો ભાઇ અરૂણુરાજ ! આપ ભૂલો છો. વહેલું કે મોડું—દેવું તે દેવું હમણાં જપ્તી થશે તો વહેલાં છુટાશે ! "

અરૂણુરાજની આંખમાંથી અગ્નિના તણખા છૂટયા; બોલનાર પિનાકીપ્રસાદ નીચું જોઇ ગયો.

"હા હા. એ વાત સાચી." સૌએ ટેકો પૂરાવ્યો; હવે અરૂણુરાજ રહી શકયો નહિ. તે અરધો બેઠો થઇ ગયો. વિશ્વનાથે ગભરાટથી સામે જોયું:

"મહારાજ!—આજ હવે રજપૂતે રજપૂતવટ મૂકી; ને રાજાએ રાજતેજ મૂકયું છે, બાકી, આ અધિકારીઓએ રાજાના વ્હાલા થવા માટે ભાઇ ભાઇ વચ્ચે ઝેરનાં બીજ વાવ્યાં છે. ધારો કે તમે બધું માગો છો, પણ આ કલ્યાણીની જમીનમાં એક વખત અમે લોહી રેડયા છે!—અમારા ઉપયોગની તમને ખબર નથી; એટલે અમારા નાશમાં તમારો વૈભવ જૂઓ છો!"

નંદરાજે અધીરતા બતાવી.

"યાદ રાખજો કે ભાયાતો એ તમારૂં ગૌરવ છે: પ્રજામાં તમે અમીરોથી વીંટાઇને દેખાઓ એમાં તમારી શોભા છે; સરકારમાં એ તમારી શેહ છે. ભાયાતો એ તમારૂં રક્ષણ છે. જો તમને આવડે તો અમારી લશ્કરી ટુકડી કરો. ને પછી તમારી પોતાની પ્રજાના રક્ષણ માટે એને વાપરો, જ્યાં સુધી અમે છીએ ત્યાં સુધી તમને સમાનમિત્રોના આનંદ રહેશે; અમે સમાજવાદના ધસતા પ્રબળ પ્રવાહ સામે કિલ્લારૂપ છીએ; અમારો જે ઉપયોગ મુગલ બાદશાહો કરતા તે તમો કરો. ભાયાતોના વિનાશથી—જરા જરા રહેલું ક્ષાત્રતેજ નાશ પામે છે ને પછી સિંહાસન પર બેસનાર એક જાતની મૂર્તિ જેવો રહેશે!

અર્જૂનદેવ સાંભળી રહ્યો; એને અરૂણુરાજની વાતથી નવો માર્ગ જડયો.

નંદરાજ અધીરાઇમાં બેઠો થયો; "ભાઇ! એ બધું સાચું; પણ વ્યવહાર તે વ્યવહાર. રાજકારભારના ધોરણમાં ફેરફાર કેમ થાય?"

"કેમ?—મહારાજ યાદ રાખજો કે જ્યાં સુધી તમે એશીઆની પ્રજામાં જે સહજ શ્રદ્ધા ને રાજભક્તિ છે એને પોષી રહ્યા છો, ત્યાં સુધી તમે રાજા છો! પછી...પછી...યુરોપના ખટપટી રાજદ્વારી! રજપૂત નહીં!—"

"હા ભાઇ, પણ આજ તો હવે યુરોપ રાજ્ય કરે છે!"

"હશે!—આપ આપના ગૌરવના વિનાશનું બીજ રોપી રહ્યા છો! કદાચ પ્રગતિમાં રાજાનો વિનાશ એ મૂળ તત્ત્વ હશે! બાકી હજી પ્રજા રાજરૂપે પૂજે છે. એની શ્રદ્ધા પર જીવવાને બદલે અજ્ઞાન પર રહેવાનું મૂકી દો; અથવા વિશ્વ પર સંક્રાન્તિનો ભયંકર પ્રસારો છે, ને તેમાં આર્યસંસ્કૃતિનું એકજ રહ્યું ખચ્યું ચિન્હ—રાજપદનું ગૌરવ હોમાઈ જશે!"

"હોય તે ખરૂં. ઠીક લ્યો....વિશ્વનાથ!"

નંદરાજ બેદરકારીથી ઉઠયો.

"જી"

અરૂણરાજ વિષે ચર્ચા કરી-એક નિશ્ચય પર આવી જજો. જેમ બને તેમ એને ફાયદો થાય તેમ કરવું. ઠીક!—" નંદરાજે અરૂણરાજ સામે જોયું.

અરૂણરાજનો સ્વર રૂંધાઈ ગયો; "ઓ કલ્યાણી નરેશ! યુરોપના દાંભિક પ્રધાન બનવાને બદલે હિંદના સાચા રાજસ્વરૂપે રહો!"

નંદરાજ બેઠો થયો: અરૂણરાજ બેઠો થયો: એની નસેનસ હવે જોસમાં તરવરી રહી હતી, ને આંખમાંથી અગ્નિના જીવતાં તણખા ફુટતા હતા.

"મહારાજ"

"હુકમ હવે શું છે? બીજું કાંઈ નહિ બને."

"ચોક્કસ"

"હા."

"આ શ્રદ્ધા—આ ભક્તિ; કલ્યાણી નરેશ! એ તોડતાં જીવ જાય છે. હજી સમજો."

"હવે હું કંટાળી ગયો છું; વિશ્વનાથ!"

"જી! જી! જી! પધારો—આમ—"

હૃદયના ઉંડાણમાંથી દુઃખભર્યો પણ ગંભીર સિંહનાદ આવ્યો. ઘડીભર નંદરાજ ને પ્રધાનમંડળ થંભી ગયું.

"ત્યારે હવે, બાપ! કલ્યાણીનરેશ! હું તેરસો તેરસો વર્ષ થયાં રજપૂતાના ખુંદમાંથી ઉતરી આવેલો રજપુત છું; કલ્યાણીના

પાદરમાં અમારા બાપદાદાએ તસુ તસુ જમીન માટે બત્રીશલક્ષણા વીરના વીર હોમી દીધા છે ! હું એ કુળનો છું હો ! ”

“ એટલે ? ”—નંદરાજે કરડાઈથી પૂછ્યું.

“ એટલે ?—એટલે કે જ્યાં સુધી અરજુરાજની તલવાર લટકે છે, ત્યાં સુધી એની જમીન પર પગ મૂકનાર હજી તો—”

“ અરજુરાજ ! મને તમે ઓળખો છો ? ”

“ અમારા અન્નદાતા ! ”

“ અને મારો હુકમ—”

“ થાય તો તરત માથું વાઢીને ધરૂં; પણ જમીન તો રજપૂતની ધર્મ છે. એ કેમ છોડાય ?—”

“ ત્યારે ? શું કરવું ?” નંદરાજે વધારે કડક બનીને પૂછ્યું.

જ્યાં સુધી મારા શરીરમાં લોહીનું એક ટીપું છે, ત્યાં સુધી કલ્યાણીનાં પાંચસો પાદરમાં કોઈ જંપીને નહિ બેસે ! હું ચૌદમી સદીનો મેવાડી રજપૂત છું ! ”

“ પણ આ વીસમી સદી છે ! ”

“ છતાં મારો સનાતન ધર્મ તો અડગ છે: મરવું એ મારો ધર્મ છે, ને હું સામે ગળે મરીશ. ”

“ હેં !—” નંદરાજનો સ્વર ફાટી ગયો.

“ અમારાં ઘોડાં એ અમારૂં સિંહાસન છે: ચોટીલા, ગીર, ગીરનાર, ઓસમાન ને સાલેમાળના ડુંગરા અમારા કિલ્લા છે; હવે જ્યારે આંખની શરમ ગઈ, ત્યારે તમે ખુશીથી જપ્તી કરવા આવજો ! ને હું ત્યાં જ બેઠો છું ! કેમ વિશ્વનાથ ?—”

સિંહના અચાનક છૂટવાથી માણસ ધ્રુજી ઉઠે, તેમ વિશ્વનાથ ધ્રુજી ઉઠ્યો; હેં હેં હેં હેં થઈ ગયો.

“ જી ! જી !–આપે–મને–”

“ હા તમને બાપુ ! તમને—આમંત્રણ છે ને આવજો. અમે અમારા ગામને પાદર કેસરી વાઘા પહેરીને જ બેઠા છીએ ! ”

“ એમ ?—” છોટાલાલે જરાક કડકાઈમાં પૂછ્યું.

"જી હા. કારભારી સાહેબ ! મરણથી ડરે એ લોહી જૂદું હોય છે ! લ્યો રામ રામ ! "

અને અરૂણરાજ ઝપાટાબંધ બહાર નીકળી ગયો; રઘુનાથ એની રાહ જોતો હતો; બન્ને જણા બહાર ગયા ત્યારે અરૂણરાજે ઉતાવળમાં પૂછ્યું:

"રઘુનાથ ! શું છે ? "

"જી ! જલ્દી ચાલો. બહુજ ખાનગી છે."

"એવું ?—"

"હા."

રઘુનાથ ને અરૂણરાજ ઝપાટાબંધ ઘર ભણી વળ્યા.

---

## પ્રકરણ ૨૪ મું

### ખોટું પ્યાદું !

વિશ્વનાથે રઘુનાથને કામ સોંપ્યું પણ એ પ્યાદાની ચાલ ખોટી હતી, એ ખબર એને ન રહી. રઘુનાથ જ્યારે અરૂણ સાથે ઘેર પહોંચ્યો ત્યારે પહેલાં તો અરૂણ ને તે બારણું બંધ કરી બેઠા.

"બોલ શું છે ? " અરૂણે ઉતાવળથી પૂછ્યું.

"બીજું શું હોય ? રાજા નંદરાજને પુરૂરવાનો રોગ થયો છે. એને વિષયની તૃપ્તિ જોઇએ છીએ; અને વિષય એટલે જ અતૃપ્તિ."

અરૂણે માથું ધુણાવ્યું: "ચોખ્ખું બોલી દે."

"કાલે નાગમતી અહીં આવે છે—"

અરૂણ રાતો પીળો થઇ ગયો. "હા તેનું—"

"સાંભળો; બ્રહ્મચારી મહારાજ તેજપુરના માર્ગે ફરવા જશે, કે ગમે તેમ પણ નાગમતીને આગ્રહ કરીને બ્રહ્મચારી મહેમાન

બનાવશે; અને પછી ત્યાંથી મહેલ " રઘુનાથના શબ્દો અરૂણુ સાંભળી રહ્યો. તે વિચારમાં પડી ગયો.

" શું કરવું છે ?—"

" બીજુ શું ?—" અરૂણે પોતાની તલવાર તરફ નજર કરી— " એક ઘા ને બે કટકા "

" તમારી નોકરીમાં મેં તો જીંદગી અર્પી છે; પણ તમારો આકરો સ્વભાવ......"

" અરે ભાઇ ! તું ક્યાંક ન્યાય જૂએ છે ખરો કે ?—" ગામડાના રાજા પોલીસપટેલ બની રહ્યા છે ! પોલીસપટેલનો છોકરો હમ્મેશા ઘી અને દુધના અજીર્ણથી માંદો રહેતો રોગીઃ એક માણસ આખા ગામનું ઘી લુંટી માંદો મરે ત્યાં સુધી ખાય, એ વસ્તુનો દુરૂપયોગ નથી ? મહાલકારી કે વહીવટદાર એવો માણસ છે, કે જે શિયાળામાં સુવરની માફક શેરડીના વાઢ કાપે છે; ઉનાળામાં હરાયા ઢોરની માફક લીલોતરી શોધે છે ને ચોમાસામાં અગીઆ બળદની માફક ઘરના ખુણામાં તાપે છે. એનો કાંઇ ઉપયોગ નથી, ને ગેરઉપયોગ ઘણા છે. એ રીઝે ત્યારે લાડુ ખાય ને ખીજે ત્યારે રૂપિયા ખાયઃ એનું મો મોટું છે. ને પેટ નાનું છે. ભાઇ રઘુનાથ ! શહેરનો દરેક 'ફર્નીચર'વાળો ગામડાના વહીવટદારનો દોસ્ત છે ! દરેક સોનીનો એ 'સાહેબ' છે, ને દરેક કાપડીયાની દુકાને એના માટે ચા તૈયાર હોય છે, જ્યાં ખેડુત— મજુર—ને ગરીબ પર આવી લુંટ ચાલી રહી છે, ત્યાં—ત્યાં—તું કહે કે નાગમતીનો ગિરાસ જાય કે મારા પર જપ્તી આવે તેમાં શું નવાઇ ?"

" ચાલો એ પછી; હવે શું કરવું છે ? "

અરૂણ ઉભો થઇ ગયો આમથી તેમ આંટા મારવા લાગ્યો. " કાલે સાંજે આવશો કાં ? "

" હા. "

" એક ઉપાય છે. હું નંદીશ્વરના મંદિરમાં જ બેસું છું.

સાંજ સુધી તું તેજપુરને રસ્તે જ્યાં નાગમતીને આપણે ત્યાં લાવજે ! ”

“ હા એ બરાબર; બસ એ પ્રમાણે ભુલતા નહિ.” રઘુનાથ ચાલ્યો ગયો.

*　　　*　　　*

સાંજે પાંચ વાગ્યાને સુમારે એક જાડો ગોળમટોળ કાચબા જેવો કાળો પુરૂષ તેજપુરના રસ્તા પર ઝપાટાબંધ જતો હતો, થોડેક છેટે એણે ગાડું આવતું જોયું ને તે અટક્યો. પછી ધીમી ચાલે આગળ ચાલ્યો, ગાડું છેક પાસે આવ્યું. તે ગાડામાં ચારે તરફ વાંસડા ખોસી ઉપર ઝુંપડા જેવું નાખી છાયો કર્યો હતો. ગાડામાં એક અઢાર—વીસ વર્ષની રમણી બેઠી હતી. એની વિશાળ મોહક પણ તેજની ધાર જેવી આંખો, શુભ્ર ગુલાબી રતાશ અને કાળાશ વચ્ચેનો મોહક રંગ, ને પતિવ્રતાની મૂર્તિ જેવું તેજસ્વી મોં, જોનાર ઘડી ભર થંભી જાય એવા કાળા નાગપાશ જેવા બાલ વચ્ચે ઢંકાયું હતું. પેલો માણસ આશ્ચર્ય પામ્યા હોય તેમ ઘડીભર થંભ્યો; પછી મુખ વકાસી આગળ વધ્યો; ને અંતે ખુબ મોટેથી બહુ હર્ષમાં હોય તેમ બોલી ઉઠ્યો. “ અ હો હો હો ! બેન ! તમે ક્યાંથી ? બેન નાગમતી ! બાપુ ! ઓળખે છે ? ”

જંગલના શિવાલયમાંથી અચાનક ઘંટડી સંભળાય, તેમ ગાડામાંથી સ્વર આવ્યો, “ હા વૈદબાપુ તમને ભુલું કે ! ”

“આજ તો કલ્યાણીમાં જાવું છે ? ”

“હા ! ”

“કોણ છે ગાડે ?”—કહી પેલો પુરૂષ ગાડાનાં આગલા ભાગ તરફ ચાલ્યો. ત્યાં ધુંસરાની બાંધીને એક વૃદ્ધ ખેડુત બેઠો હતો; તેણે જવાબ વાળ્યો; “બાપુ ! હું રામો છું ! ”

“ રામા પટેલ કે ?—” વૈદ પાછો નાગમતી તરફ આવ્યો; “ બેન ! આજ તો મ્હારૂં ગરીબનું ઘર પાવન !—”

“અરે ! વૈદબાપુ ! તમારૂં બ્રાહ્મણનું અમને......”

"સામંત ખાચરની દીકરી મારે ત્યાં ક્યાંથી ? રામા ! ગાડું હાંકજે નદીને ઉપલે કાંઠે હો કે !"

સામંત ખાચરના છેલ્લા મંદવાડમાં વૈદ ઘરમાં બહુ પરિચિત થઈ પડયો હતો; ને નાગમતી તેને પિતા જેવો માનતી. આજે વૈદનો આગ્રહ એને સ્વભાવિક લાગ્યો. અંતે ગાડું વૈદના મકાન તરફજ વળ્યું. વૈદે પાસેના મકાનમાં ઉતરવાની સગવડ કરી ને નાગમતી તથા એની આવેલી ડોશી ને વૃદ્ધ રામો પટેલ થાક ઉતારવા લાગ્યાં. છેવટ વૈદ ખબર કાઢવા આવ્યા; ને હસીને કહ્યું: "નિંદર ન આવે તો એની ગોળી પણ છે હો કે !"

"હા. વૈદબાપુને તો બધી દવા રાખવી ! પણ હજી અરજણ કાકા આવ્યા નહિ ?"

"આજે જરા દરબારગઢમાંથી મોડા છૂટશે. નહિતર પછી સવારે વહેલા બોલાવશું !"

વૈદરાજ તો ગયા. રાજવૈદ નંદરાજને માત્રા તથા ભસ્મ ખવરાવી ખવરાવી ખૂબ પ્રિય બન્યા હતા. ને આજ વધુ પ્રિય થવા આ કામ હાથ લીધું હતું.

દસના ટકોરા થયા પણ કોઈ આવ્યું નહિ. હવે નાગમતીએ સુવાની તૈયારી કરી. ડોસી તથા વૃદ્ધ રામો પટેલ પણ ઝોકાં ખાતા પથારીમાં પડ્યા. નાગમતીએ પાણીનો પ્યાલો હાથમાં લીધો તેજ વખતે એ ભયથી રાડ પાડી બે ચાર ડગલાં પાછળ હઠી ગઈ. ભીંત પર કોઈનો પડછાયો હતો, ને પાછું વાળી જોતાં કોઈ સાફાવાળો જુવાન જણાયો.

"ડરતા નહિ હો. હું રઘુનાથ છું !"

"અરે ! હાયરે ! મેં કીધું આ તે કોણ ? અરજણ કાકા ક્યાં ?" નાગમતીએ પાણીનો પ્યાલો મોં પાસે લાવતાં કહ્યું.

રઘુનાથે એક ઝપાટે પાણીનો પ્યાલો હેઠો પાડી દીધો.

"રઘુનાથ હું હજી એવો ને એવો છું !"

રઘુનાથ બે ડગલાં આગળ વધ્યો, " નાગમતી ! " તે બહુજ ધીમેથી બોલ્યો; " તમારા ઉપર ભય છે ! અરૂણરાજ કેદમાં છે ! "

" હેં ! "

" સાચું કહું છું. આ રાજવૈદે તમને ફસાવ્યા છે. હવે જલદી બહાર ચાલો ! "

નાગમતી રઘુનાથ સામે જોઇ રહી. એનો ચ્હેરો નિર્દોષ હતો.

" રઘુનાથ ! "

" વખત ગુમાવવાનો નથી. તમે જે પાણી પીતાં હતાં તેમાં ઘસઘસાટ નિદ્રા આવે તેવી દવા છે; ને તેથી મ્હેં ઢોળી નાંખ્યું છે. હવે જે તક જાય છે તેમાં રાજગોપાળ આવી પહોંચશે. "

" રાજગોપાળ ! એ કોણ ? "

" પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ ! "

નાગમતી અચકાણી. રઘુનાથ જુવાન હતો. 'ગમે તેવો પણ નોકર. દગો હશે તો ! '

રઘુનાથ કળી ગયો, "સામંત ખાચરની પુત્રી !–" તે બોલ્યો, એના શબ્દમાં સાચાઇનાં આંસુ હતાં.

" ઠીક રઘુનાથ ! ક્યાં જવું છે ? "

" અત્યારે તો એક ગુપ્ત જગ્યાએ. "

નાગમતી અડગ બનીને આગળ ચાલી. "આ રામાને ઉઠાડું ? "

" ઉઠાડી જૂઓ, નહિ ઉઠે. એણે પાણી પીધું છે ! " એ જ વખતે બહાર ઘોડેસ્વારના પગ સંભળાયા; રઘુનાથ ઘુંટણીભર પડી ગયો: "સામંત ખાચરની કુલમર્યાદા ખાતર બહાર ચાલો ! "

ઘોડેસ્વારનો પગરવ નજદીક આવતો ગયો.

રઘુનાથ ને નાગમતી પાછલે બારણેથી બહાર નીકળી ગયા. રઘુનાથે જોયું કે રાજગોપાળ વૈદના ઘર પાસે આવી પહોંચ્યો હતો. તે ત્વરાથી, વંડીની ઓથમાં ને ઝાડના છાયામાં આગળ વધ્યો. નાગમતી એના પાછળ ઘસડાતી હતી.

અંતે તેઓ કલ્યાણીના એક અપરિચિત ને આછી વસ્તીવાળા ભાગમાં આવી પહોંચ્યાં. ત્યાં રઘુનાથે એક બારણાની સાંકળ ખખડાવી. અંદરથી જવાબ આવ્યો,

" કોણ ? "

" હું રઘુનાથ ! "

અંદરથી બારણું ખુલ્યું, ને નાગમતીએ જોયું કે બારણું ખોલનાર એક વૃદ્ધ સ્ત્રી હતી. બન્ને જણા અંદર ચાલ્યા ગયા.

" હવે શું છે રઘુનાથ ? વાત કહી દે. અરુણરાજ ક્યાં છે ? "

રઘુનાથ એક ખુરશી પર બેઠા. પાસે એક દીવો બળતો હતો.

" સામંત ખાચર શા માટે તમને લઇ ચાલ્યા ગયા એ ખબર છે ? "

નાગમતીએ નીચું જોયું: " હા. "

" ત્યારે આજે તમને પાછાં એટલા જ માટે તેડાવ્યાં હતાં. કાલે એ વાતની ખબર પડી હતી. બ્રહ્મચારી તમારી સાથે આવીને તમને નંદીશ્વરમાં લઇ જવાની ગોઠવણ હતી, પણ અરુણરાજ ત્યાં જ હતા. છેક સાંજે સાડા ચાર વાગે એના ઘર પર જાસી આવી. બ્રહ્મચારી તેજપુરના રસ્તે તમારી સામે આવી ન પહોંચે એ ધ્યાન રાખવાનું અધુરું રહ્યું. એણે ક્રોધમાં— ને ગભરાટમાં બીજો ઉપાય ન સૂજ્યો માટે બ્રહ્મચારીને પકડી, ન જઇ શકે એવા માંદા કરી દીધા. વિશ્વનાથે ત્વરાથી મને જ મોકલી રાજવૈદને જવાનુ કહી દીધું. પછી અરુણરાજના દરબાર પાસે જબરદસ્ત ધમસાણ વળ્યું. તેનો પિત્તો ઉછળ્યો હતો, માટે મારે પાસે રહેવું પડ્યું. અરુણરાજ અત્યારે કેદમાં છે. ને તેથી હું થોડો મોડો આવ્યો. જરા વધારે મોડું થયું હત, તો આબરૂ જાત.

નાગમતીએ એક આભારદર્શક નજર નાખી. રઘુનાથ ડોશીને ત્યાં રાખી બહાર ચાલ્યો ગયો.

"અને હવે ત્યારે શું કરવું છે રઘુનાથ ?"

"જેમ તમે કહો તેમ. હમણાં આંહી રહો, તો અરૂણરાજ છુટશે ત્યારે નક્કી કરશું."

"હા. તું પાછો આવીશ કે?"

"હા. આ જાળી પાસે ઉભો રહી એક તાલી વગાડીશ, એટલે તમે જવાબ વાળજો."

નાગમતી એને જતો જોઈ રહી એના હૃદયમાં ઉપકારની લાગણી ભરી હતી; ને આટલો નિઃસ્વાર્થ સેવાભાવ જોઈ એ રઘુનાથ તરફ માન ધરાવતી થઈ હતી.

*   *   *

ખોટા ખ્યાલને લીધે વિશ્વનાથનું મોહનાસ્ત્ર અફળ ગયું હતું.

---

# પ્રકરણ ૨૫ મું.

## નવો પ્રવાહ

કલ્યાણીના વાતાવરણમાં ગંભીર તોફાન પહેલાંની ભયભરેલી શાન્તિ પથરાણી હતી. વિશ્વનાથનો વિશ્વાસ રઘુનાથ પરથી કંઈક ઓછો થયો હતો; પણ તે છોટાલાલનું માણસ ન થઇ બેસે, એટલા માટે હજી એના પ્રત્યે ભાવ રાખતો હતો. દેશી રાજ્યોના નોકરોમાં એક પ્રકારની સંકુચિત સ્વાર્થવૃત્તિ પ્રવેશ કરી જાય છે; અને ક્યારેક તો એવું પણ બન્યું છે, કે એમનું આખું જીવન એકજ દોર પર લટકે છે. એવા દાખલા છે કે જેમાં અધિકારીઓએ સામસામી શેતરંજ ખેલવા મનુષ્યને પશુ માન્યા છે; ને સ્ત્રી માત્રને વેશ્યા માની છે. કલ્યાણીમાં અત્યારે આ મનોદશા હતી. દેવીસિંહ કેદખાનામાં સડતો હતો. લોકવાયકા પ્રમાણે એના પર વારંવાર આવા પ્રસંગોમાં બને છે, તેમ મીઠાની રાબ પીવરાવવાનો પ્રયોગ શરૂ થયો હતો. આ સદીમાં ક્યારેક તો મનુષ્ય પાશવદશા પણ ઓળંગી જાય છે.

ગોવિંદ, રાઘવ, તથા છોટાલાલ, મહારાજા નંદરાજની આસપાસ વિલાસનું–સુખનું વાતાવરણ ફેલાવી રહ્યા હતા.

પિનાકીપ્રસાદ નવા નવા મહેલના જૂદા જૂદા શણગારમાંથી પોતાના ઘરના પાયામાં પત્થરને બદલે આરસ વધારે શોભે કે નહિ, એ વિશે ચર્ચામાં પડયો હતો.

ને સૌથી શાંત રેવાશંકર ત્રિજોરીના તળીઆમાં લોઢાના કટકા રહેવા દઇ રૂપાના કટકા ઘરભેગા કરતો હતો, કે ટ્રેઝરી સાચવવાનું કામ નિર્ભય ને નિર્મળ થઇ પડે.

પણ મદનલાલ હજી પોતાની ખડપટનાં વાદળ ફેલાવતો હતો. અરૂણરાજના કેદ થવાના સમાચાર બીજા ઘણા ભાયાતોને ઝેર જેવા થઇ પડ્યા; ને મદનલાલની સરદારી નીચે એ વાત વરિષ્ઠ સત્તા પાસે પહોંચી ગઇ. હજી કલ્યાણીના અન્નના ઓડકારથી અમલદારશાહી

ચેતનવંતી હતી; એટલે એ સ્વાર્થ જેટલો ધુંધવાટ કાઢી વારંવાર બલિદાન મળતાં ફરી શાંત બનતી હતી.

અને આ વાતાવરણમાં કલ્યાણીના રહસ્યમંદિરમાં આજે ફરી એક સભા મળવાની હતી.

રઘુનાથ હમ્મેશના રિવાજ મુજબ મંદિર તરફ જતો હતો; બરાબર ફાનસની સામે તે અટક્યો; થોડે છેટે પોલીસના માણસ ફેરા ફેરા કરતા હતા. ન્હાનો સારંગીવાળો ધીમે સુરે ગાઇને લોકની ઠઠ જમાવતો હતો.

રઘુનાથ સૌની પાછળ થઇ ચુપકાથી અંદર ચાલ્યો ગયો.

મંદિરમાં આજે હજી સભા ભરાણી ન હતી; રઘુનાથે ડૅા. આનંદમોહન તથા દિનેશને જોયા. દિનેશ એના તરફજ આવતો હતો:

"અરૂણરાજ આજ છૂટવાના હતા ?" આવતાં તરતજ એણે પ્રશ્ન કર્યો.

"ના, ખોટું. એના પર બ્રહ્મચારીનું ખુન કરવાની કોશીશ કરવાનો—મહાવ્યથા ઉપજાવવાનો કેસ ઉભો થાય છે!"

એજ વખતે સામેના બારણેથી એક ચાલાક ચપળ ને તેજસ્વી જુવાને પ્રવેશ કર્યો; મોહ ફેલાવતો હોય, તેમ એ જ્યાં ફરતો હતો, ત્યાં પાંચ સાત જુવાન એના પાસે ફર્યા કરતા હતા. રઘુનાથ એ જોઇ રહ્યો.

"અનંત!" દિનેશે કહ્યું.

"હું ઓળખું છું. એની સત્તા અત્યારે પ્રબળ થતી જાય છે; અને આનંદમોહન એને પણ પોતા તરફ ખેંચશે. એનું જોસ–ધોધબંધ વહેતા વોંકળા જેવું છે. આજે કેટલાક ફૂટ પ્રશ્નોમાં એ જબ્બર લડત ચલાવશે."

દિનેશ એકદમ દોડયો; કારણ કે આનંદમોહન અધિષ્ઠાતાના આસન પર બેઠા હતા; ને કામ શરૂ થતું હતું. આજે આનંદમોહન જુદા જુદા સવાલ પર ચર્ચા કરવાનો હતો.

રઘુનાથે નજર ફેરવી. આજે બસો જણા હાજર થઇ ગયા હતા. કેટલાક ન ઓળખાય માટે બુકાના બાંધીને પણ આવ્યા હતા.

અનંત બોલતો હતો:

"અત્યારે આ મંદિર સમક્ષ ત્રણ પ્રશ્નો છે: ખેડુતસંઘ સ્થાપવો; રાજાઓને સ્વમાનમાં રહેલી સત્તા સમજાવવી; ને ત્રીજું પોતાના દેશી અધિકારશાહીના દોરમાંથી રાજા પ્રજા બન્નેને મુક્ત કરવાં. આ પ્રશ્નો પર વિચાર કરી, ખેડુતનો સંઘ સ્થાપવો એ પ્રથમ સવાલ છે."

એજ વખતે જેમ વીજળીનો ઝબકારો થાય ને સૌની આંખ મીંચાઇ જાય, તેમ અનંતના શબ્દોના ધડાકાથી સૌ આંખ વાંચવા લાગ્યા. તે બરાબર આનંદમોહનની સામે ઉભો હતો. સમાજવાદનો એ જબ્બરદસ્ત લડવૈયો હતો. ને આ દેશીરાજાઓ કોઇ દિવસ પ્રજાનું કલ્યાણ કરી શકે એ વિષે એને શંકા હતી. સૌના અંતઃકરણમાં નવું જોસ વહેવા લાગ્યું. આનંદમોહન એના વ્યક્તિત્વની છાપને જોઇ રહ્યો; અનંત બોલતો હતો:

"ખેડુતનો સંઘ સ્થાપવો અને દેશીરાજાઓ તે વગર હરકત સ્થાપવા દેશે એમ આશા રાખવી એ પ્રજાજીવનનો ખોટો અભ્યાસ છે. પ્યારા ભાઇઓ ! હવે છૂપાવાનો—નિર્બળ મનોદશાનો—ભાષણના થોકડાનો વખત નથી. જે જુવાન માથું મૂકી શકે તે આગળ આવે. દેશીરાજ્યોમાં એવી ગુલામી મનોદશા ફેલાણી છે કે જ્યાં સુધી એને એમ નહિ સમજાય કે સત્તાને કાયદાથી મર્યાદિત નથી કરતા, તો સમર્પણ થઇ જવાના જુસ્સાવાળા જુવાનોના ભોગથી ખટપટ કર્યા પછી મર્યાદિત કરવી પડે છે, ત્યાં સુધી પ્રજાકીય સંસ્કૃતિ ફેલાવવાની ન્હાનામાં ન્હાની વાત પર અઘટિત અંકુશ મૂકવાનો હક્ક દેશીરાજ્યો નહિ ગુમાવે. દેશીરાજ્યો એ રીતે તેજહીન બન્યાં છે; પોતાનું સ્વમાન ગુમાવીને ને રાજભક્તિ દર્શાવવાને બદલે ખુશામત દર્શાવીને. આટલી હીનવીર્ય અવસ્થામાં વસ્તુનું સત્ય સ્વરૂપ સમજવા જેટલી બુદ્ધિ એમના પોતાનામાં નથી. ને આજના દિવાનો એ આવતી કાલના ખવાસો છે. આ દેશીરાજ્યો તો શું, પણ જો કોઇ દુન્યવી સત્તા એમ ધારતી હોય કે મનુષ્ય ગુલામ રહેવા સર્જાયો છે, તો આજે આ રહસ્ય મંદિરનાં

આસમાનમાંથી હું પોકાર પાડીને કહું છું, કે મનુષ્ય ફરી વાઘ અને વરુની દોસ્તી બાંધશે; પરંતુ હવે આ વીસમી સદીમાં ગુલામી તો નહિ કરે. અમારે માટે જનાવરની મૈત્રી એ મુશ્કેલ વસ્તુ નથી. જો મનુષ્ય પણ મનુષ્ય પર જંગલી પ્રાણી જેટલોજ જૂલ્મ ગુજારે તો આ સુધરેલા જંગલી કરતાં, કુદરતી જંગલી પ્રાણીની મૈત્રી વધારે સાચી ને સારી છે.

"જેનામાં ખરી શક્તિ હોય, એને શક્તિના ગોકમાં આનંદ આવે છે; શક્તિ વાપર્યા પછી એની કિમ્મત એક કોડીની છે. રાજાઓમાં કોઇકનો આપેલી શક્તિ છે; ને તેથી ન્હાના છોકરાના હાથમાં આપેલી તરવાર બધે ફરતી જ ફરે છે, તેમ આ શક્તિ પણ બધે જ ફર્યા કરે છે. એના એવા વિધવિધ પ્રયોગ થયા છે કે જો આ વીસમીસદી પોતે સુંદર દેખાવની નીચે ગંધાતી બદબો જેવી ન હોત તો આ પ્રયોગો અમેરિકાના એક છેડાથી યુરોપના બીજા છેડા સુધી માનવજાતિના ઇતિહાસના કાળાંમાં કાળાં પાનાં રૂપે અમર થઇ જાત. હવે વધારે વખત આ સહન કરવું એ આત્મઘાત છે. આજે જો રાજાઓને દુન્યવી સત્તાનો મોહ છે, તો અમને એ સત્તા નિયંત્રિત કરવાનો મોહ છે. જો રાજાઓ પાસે શક્તિ છે તો અમારી પાસે મનુષ્યત્વ છે. અમને વિનતિ કરવાની પ્રથા પ્રસંદ નથી. દેશીરાજ્યો-ની ઉપજ લાખો રૂપઆની છે. જો મનુષ્યના હાથમાં આ લાખો રૂપિઆ માત્ર વિલાસ માટે જ મૂકાતા હોય, જો પ્રજાનું દરેક આંસુ ભૂલવા રાજાનું હૃદય અરધી નગ્ન અને અરધી ઢાંકી વેશ્યાઓમાં જ આનંદ લેતું હોય, તો દુનિઆની બધી સત્તા અમારા ઉપર ધુરકી ઉઠશે, છતાં આ બંધારણને તો તોડી ને ફેંકી નાખ્યે જ છૂટકો. અમે મનુષ્ય છીએ; અમારામાં ધડકતું હૃદય છે; અમારાં બાલબચ્ચાં સાથે જ રૂએ છે; અને એટલા માટે જે જમીન પર પાંચ પાંચ હજાર વર્ષનો ઇતિહાસ અકલંકિત રહ્યો છે તે જમીનને, ભવિષ્યનો ઇતિહાસકાર દુનિઆમાં એક જ કલંકારી ભૂમિ ન ગણી જાય માટે આકાશ પાતાળ એક કરશું. હું સહસ્ર મંદિરના અધિષ્ઠાતાને કહું છું કે અમને અમારા પ્રિય પિતા જેવા રાજાઓ પ્રિયછે. અમને દેશીરાજાઓનું નામ લેતાં આનંદની

ચિનગારી ફૂટે છે; પણ જ્યાં ઇક્ષ્વાકુ હતો ત્યાં આજે શું છે ? આજે પોતાનું માન વેચીને અને રૈયતનું લોહી રહેંસી રહેંસીને પોતાના અધઃપતન માટે કોણ શું નથી કરતું ?

"પ્રજાકીય તંત્ર ઉપર મીઠી પિતાના જેવી દ્રષ્ટિથી જોનાર રાજા જો નહિ મળે તો યુરોપમાં સમાજવાદનાં પ્રબળ તોફાન અમારા હૃદયને હચમચાવે છે, અમને લોભાવે છે. જો હજાર ખેડુતના લાખ રૂપિઆ એક દિવસની મીજબાની હોય, તો હજાર મહેલના લાખો પત્થર અસંખ્ય ઝુંપડીઓને મઝબૂત કરવા માટે છે. ખેડુતસંઘ તમારો ચાલવા કોણ દેશે? આજ જીવન દંભમય છે; પોતાનો દંભ ત્રુટે એ વ્યવસ્થા દેશીરાજ્યોના ચાલકોને ફાવશે ? તમારા પર જે ગૂજરશે તે અરધી દુનિઆ જોશે, અને એ સાંભળીને આખી દુનિઆ રોશે: પરંતુ આ હજારો કંગાલ માટે પોતાના કુંવર કનૈયા જેવા બત્રીસલક્ષણા છોકરાઓ હોમનાર માતાઓ ક્યાં છે? સિદ્ધરાજ અને એના સૈન્યને શોક પમાડનાર રાણકદેવી ક્યાં છે ? આ અદ્વિતીય રણયજ્ઞમાં હોમાઇ જવા તૈયાર એવા નરસિંહ ક્યાં છે ? અને એટલા માટે તમે અરધું કામ કરી આખી સંકલના નિષ્ફળ કરી મુકો તે પહેલાં આ અનંતનું નામ નોંધી લ્યો."

અનંતના પ્રબળ અને પ્રચંડ સમુદ્રના મોજાં જેવા શબ્દો સભાના મોટા ભાગને પોતાના તરફ આકર્ષી રહી, વિજળીના કડાકા થતા હોય તેમ તે હવે શું શબ્દ આવે છે, એ જોવા એક નજર થઇ રહ્યા.

આનંદમોહને સંપૂર્ણ શાન્તિથી પૂછ્યું: "તમે ખેડુતસંઘ કરવા નથી ઇચ્છતા ?"

"ઇચ્છું છું; પણ ખેડુસંઘ કરતાં જે સહન કરવું પડશે તે કોણ સહન કરશે ? શું આ અમેરીકા છે, કે ખેડુતો સમજશે અથવા કોઇ એ હીલચાલને અંતઃકરણથી વધાવશે ? વર્ષોની ગુલામી મનોદશા વર્ષોના પ્રયત્ન વિના નહિ જાય. વર્ષોનો પ્રયત્ન એક દિવસમાં સાધ્ય થાય એવું બળ મનુષ્યમાં છે. અને હું તે અજમાવવા માગું છું."

"શું ?"

"હું અને......" અનંતે પોતાની. આસપાસ જોયું.

બીજા દસબાર તેજસ્વી જુવાનો બેઠા થયા, સૌના માથા પર કેસરી સાફા ફરકતા હતા.

"અને આ મ્હારા મિત્રો—અમે આ બેકુમંચ સ્થાપતાં જેટલો બોજ અમલદારશાહી ઉતારશે તેટલો ઝીલશું."

"શાંતિથી ?"

સિંહ જેમ પોતાની યાળ હલાવે તેમ અનંતે પોતાનો ખભો હલાવ્યો; એની આંખમાં સ્વાર્પણની રોશની હતી. તે આનંદ-મોહન સામે ફર્યો:

"સમુદ્રમાં વડવાનળ બળે છે; છતાં ઉપર સમુદ્ર શાંત ઠંડો રહેછે, એવી ચૈતન્યમય શાંતિથી."

સભામાં એક છેડાથી બીજા છેડા સુધી પ્રશંસાનું મોજું ફરી-વળ્યું; નવું જ ચૈતન્ય અને જોમ પ્રસરી ગયું. હવે સૌ શાંતિથી આનંદમોહન શું કહેછે તેની રાહ જોવા લાગ્યા.

——*×○×*——

# પ્રકરણ ૨૬ મું

## આનંદમોહન !

કેટલાક ચહેરા એવા નિર્મળ હોય છે કે એને પીધા જ કરીએ; એવા સુંદર હોય છે કે દરેકે દરેક ભાગ ફરી ફરીને જોયા કરીએ; એવા મધુર હોય છે કે દરેક રેખાને ફરી ફરી વાંચ્યા કરીએ.

આનંદમોહનની છાયામાં ઝેર પીવાનું મીઠું લાગે; મરવાનું મન થાય; સ્વાર્પણ કરવાનું આત્માને ઘેન ચડે. આનંદમોહન પહેલાં ડોકટર હતો; પછી માનસશાસ્ત્રી હતો; અને છેવટ તપસ્વી હતો. મનુષ્યનું દર્દ જોઇ એ પોતાના પ્યારા બચ્ચાને જુએ તેમ ગળગળો થતો; હૃદયનું દર્દ જોઇ એ રડી પડતો; ને સમાજની દશા જોઇ આ ભવ્ય તપ કરતો હતો.

એ તપસ્વી ઉભો થયો ત્યાં સમુદ્રના તુફાની તરંગ પર તેલની ધાર પડે ને શાંતિ થાય એમ શાંતિ ફેલાઇ રહી.

"ભાઈઓ!" આનંદમોહનનો સા રી ગ મ પ ધ ની એ સાત સ્વરભર્યો બુલંદ મોંહો અવાજ આવ્યો.

"જગત્ પર અજ્ઞાનતાનું કરૂણ દશ્ય જેટલું ગ્લાનિમય છે, તેટલું જ દયાપાત્ર છે. આપણે એ અજ્ઞાનને જ્ઞાન દેવું છે. રાજાઓના અજ્ઞાનને ફેડી, પ્રજાન. હૃદયમાં એના માટે રહેલ વૈભવ દર્શાવવો છે; પ્રજાનું અજ્ઞાન ફેડી રાજામાં રહેલ આશા દેખાડવી છે. આ જમીનને જોતાં કાવ્યમય લાગણીનો પ્રવાહ છૂટે છે; આ જમીન નથી જીવતી મા છે.

"મા ! વંદેમાતરમ્" કેટલાક અવાજ આવ્યા.

"જેમ દિલ્હી અને આગ્રાના મેદાનમાં ઘડીભર મનુષ્ય કલ્પનાથી મરી જાય, લાગણીના બળથી તુટી જાય, આત્માની છોળથી ઉડી જાય, એવી નૂરજહાં રોશનઆરા ઝમેઉન્નુસા જેવી સ્ત્રીઓ એક વખત અત્તરથી ભરેલા હોજમાં ન્હાતી ફરી છે; તેમ આ જમીનમાં રાણકદેવી અને સોન જેવી સૌન્દર્યપ્રતિમાઓ ફરી છે. અરે ! જ્યાં આજે જંગલ છે ત્યાં એક દિવસ રાણકદેવી ફરી છે; કૃષ્ણદેવ ફર્યો છે; દેવાયત ઘુમ્યો છે; નાગમતીની આંખ ફરી છે.

"રાજા કુલે જે દિવસે પાટણ લૂટયું તે દિવસે જ લાખા ફુલાણી જેવો માથાનો ફરેલ માણસ જન્મ્યો છે;

"જે દી લાખો જનમીઓ, ધરપત કાંસધરા;
તે દી ભીરાણા પાટણ, ને કોટા લોટા કરા.

"ગ્રીસમાં થર્મોપિલી જેવી એક જ લડાઇ થઇ છે; મેવાડનું દરેક રાજ પોતે જ થર્મોપિલી છે; પરંતુ આ જમીનના દરેક ગામડાને પાદર એવા કીર્તિસ્તંભ પડયા છે કે દરેક રાજ નહિ પરંતુ દરેક ગામ થર્મોપિલી છે. આ દેશની સ્ત્રીઓમાં સૌન્દર્ય હતું અને અને પુરૂષોમાં ખમીર હતું; ત્યાં સુધી જેમ પ્રજાના રક્ષણભારમાં રાજાએ શિથિલતા બતાવી નથી, તેમ રાજા પાસે માથું વાઢીને ધરી દેતાં કોઇ પ્રજાજન પાછો ફર્યો નથી. આજે એ સ્થિતિ ફરી ઉત્પન્ન કરવી છે. પણ આ દેશના ખમીરને એવું તેજહીન કરી મૂકયું

છે કે જ્યાં સુધી પુરૂષમાં શક્તિ ન હોય ને સ્ત્રીમાં સૌન્દર્ય ન હોય ત્યાં સુધી પરણવું એ પાપ છે; ને છોકરૂં પેદા કરવું એ ધર્મનું ખૂન છે. સંખ્યાબંધ ગુલામ ને મજૂર પેદા કરી વિલાસી રાજાઓના વિલાસને વધારે નિર્ભય કરી મૂકવા, એ મનુષ્યના ઇતિહાસનું ગુલામીખત છે. આજે સમાજમાં પરિવર્ત્તન કરવું છે; ને પરિવર્તનનો સમય બધા દેશના ઇતિહાસમાં સૌથી વધારે ભયંકર છે. આ દેશની જમીનને યુરોપનું બીજ ભાવતું નથીઃ આંહીની પ્રજાકીય પ્રકૃતિને ક્ષોભનાં તત્ત્વો પસંદ નથી. તેમજ દરેક સામાજીક ક્ષોભ–તોફાન એ સંસ્કૃતિ નથી. યુરપના પ્રજાતંત્રમાં સૌથી, સાદો મનુષ્ય સૌથી પાછળ હોય છે; ને પ્રજાતંત્રને દોરનાર સૌથી વધારે લુચ્ચો હોય છે. ત્યાં કીર્તિ એ લુચ્ચાઇનું–દંભનું–પ્રસિદ્ધિનું પરિણામ છે; અને જેમ એના વૃદ્ધ સ્ત્રી પાઉડરથી જુવાન થાય છે તેમ એનો ઠુંકો માણસ વર્તમાનપત્રના કાલમથી લાંબો થાય છે. અને એટલું છતાં એ તંત્રમાં સીફારસ, વગ ને Majority of tools એવાં ને એવાં છે. આપણી જમીનમાં એ નવો પવન સંસ્કૃતિના વિનાશ માટે જ છે. રાજા–અને તે રઘુને દિલીપ જેવો– એ આર્યસંસ્કૃતિનું હૃદય છે. જે ઘડીએ આંહી રાજા વીર વિક્રમની માફક અંધારપછેડો ઓઢી ચાલતો થાય, લોકસમૂહમાં ભળતો થાય, પ્રજાકીય મત જાણવાનો શોખ ધરાવે; તે ઘડીએ આપણું પ્રજાતંત્ર સંપૂર્ણ થયું. પણ રાજાને સુધારવા માટે આપણી પાસે એક જ હથિઆર છે. જ્યાં જ્યાં ઉદ્યોગ વિશેષ છે ત્યાં ત્યાં મજૂરોને જ્ઞાનમાં રસ લેતા કરી પ્રજાકીય લડત મજબૂત કરી શકાય. પરંતુ આંહી મજૂરને બદલે ખેડુતો છે. માટે પ્રથમ એ વર્ગને રણયજ્ઞનું રહસ્ય સમજાવવું રહ્યું.

"એક વખત દેવશુની સરમા યજ્ઞમાં ગઇ હતી તે પ્રસંગ યાદ છે?

"હા, હા;" થોડાક સ્વર આવ્યા.

"રાજા એ પ્રજાનો પાલક ને પિતા છે. પણ દરેક પ્રજાજનને સ્વતંત્ર રહેવાનો હક્ક છે. દેવશુની શરમાનો પુત્ર યજ્ઞમાં ગયો.

ત્યાં સત્તાધીશ જેવા બ્રાહ્મણોએ તેને દંડ્યો. પછી તે પોતાની મા પાસે ફરીઆદે ગયો.

માતાએ પૂછ્યું; "તેં કાયદાનો ભંગ કર્યો છે ?"

" નહિ ! "

" અને છતાં તને દંડ થયો ? "

" હા. "

" પછી દેવશ્રની સભામાં ગઇ; ને સર્વ બ્રાહ્મણને શ્રાપ આપ્યો. આ કથામાં પ્રજાજનના સ્વતંત્રતાનો—ન્યાય માટે ગમે તેવી જબરજસ્ત સત્તાને હઠાવવાનો અવાજ નથી ? પ્રજાસત્તાક રાજ્યનું આ સ્વરાજ્ય છે.

" અમને રાજાઓ પ્રિય છે; દેશીરાજ્યો પ્રિય છે; પરંતુ એની અંધાધુંધી પ્રિય નથી. જે સૌથી વધારે સારી રીતે કાયદા સમજી શકે તે રાજા. કાયદા ને કર એ પ્રજા પર રાજાનો અંકુશ રહેવા માટે નથી; પ્રજા પોતાની જવાબદારી સમજે માટે છે. પ્રજા પૂરી સુધરેલ નથી એવો કાયદાનો જુલ્મીપણાનો બચાવ કરવો એ રાજાની નપુંસક અવસ્થા છે. અમારે નપુંસક રાજાઓને આજે પુરૂષાતનનો ઓપ આપવો છે; અને તેથી પ્રથમ મંગલાચરણમાં આ ખેડુતમંડળ.

" જો જગતપર કોઇ સૌથી વધારે લુંટાતો મનુષ્ય હોય તો તે ખેડુત છે. એના જીવનમાં આરામ નથી; અને છતાં ગરીબાઇ એને વંશપરંપરા વરી છે. અમારા રહસ્યમંદિરમાં દાખલા મોજુદ છે કે જેમાં તળાટીથી દિવાન સુધી સૌને શેરડી ને ગોળ ખવરાવ્યા પછી ખેડુતના ઘરમાં પેટપૂરતું રહેતું નથી. એક દંભી દિવાને ખેડુતને ખૂબ લુંટવા એને ખુબ વિશેષણો આપ્યાનો દાખલો છે !

" બધે ગામના ગિરાસીઆમાં લગભગ પાશવ અવસ્થા ચાલે છે; ને તેથી દરેક ખેડુની બૈરી એ ગિરાસીઆની ગોલી છે ! જાણુના પોચકાં બારણા પર ચોડી જાય ત્યારે ખેડુતે પોતાનો વેઠનો વારો સમજી લેવો ! આ વેઠના વારામાં—છાશ કરવાથી

માંડીને વાશીદું કરવા સુધીનું દરેક કામ ખેડુની વેરી કરે છે. રાજાનો નવી રાણીનો મહેલ આ ખેડુના પૈસામાંથી, રેવન્યુકમીશનરનો છોકરો અમદાવાદ કે પૂના નાટક જૂએ આ ખેડુના પૈસામાંથી. ફોજદાર, પટાવાળા, હવાલદાર ને પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સૌ ખેડુની કોઠીમાંથી પામે છે એટલું રાજાના કોઠારમાંથી પામતા નથી. આ વર્ગ પર એટલો જુલમ છે કે આ જુલમ સહન કરવાનું એમનું અજ્ઞાન એ મનુષ્યજાતિ પર રાક્ષસી કલંક છે.

"તેમજ ખેડુત એવો મનુષ્ય છે કે જેને મગજ નથી ને હૃદય છે; અને હૃદય નથી ને હાથ છે. એ જ્યાં મગજ વાપરવું ઘટે ત્યાં હૃદય વાપરે છે; ને હૃદય વાપરવું ઘટે ત્યાં હાથ વાપરે છે. એના પર જેટલો જુલમ થાય છે, તેટલો જુલમ એના એક 'ઊંહું' માં છે. એના કપડામાં મુંબાઇની ગટર જેટલી દુર્ગંધ છે; ને હૃદયમાં ગુલાબ જેટલી સુગંધ છે. એનામાં જેટલી શ્રદ્ધા છે એના કરતાં બમણું અજ્ઞાન છે અને જેટલું અજ્ઞાન છે એના કરતાં બમણી હઠીલાઇ છે. એની એકોત્તેર પેઢી પર જે હળ વપરાતું તે હજી વાપરે છે; ને હવે પછીની એકોત્તેર પેઢીમાં એજ વાપરવાનું છે. એ તંદુરસ્ત હોય ત્યારે રેવન્યુકમીશનરને ત્યાં ફંગીમાં વેઠુર પૂરે છે; ને માંદો હોય ત્યારે ખેતરમા હળ હાંકે છે. એને મૃત્યુ નથી માટે એ અમર છે એમ નહિ; પરંતુ એને જીંદગી નથી માટે મૃત્યુ નથી. એ મૃત્યુ પામે છે ત્યારે આરામ પામે છે. એનું ઘર બળદની કોડ છે; ખેતર ઘોડાનો તબેલો છે; ને વાડી ગૌચર છે. એની સ્ત્રી સવારે તળાટીનું વાશીદું કરે છે; બપોરે ઘરનું વાશીદું કરે છે, ને સાંજે હવાલદારનું વાશીદું કરે છે. એનું ખુંગણ ગામનો તંબુ છે, ને ગાદલું રેવન્યુકમીશનરના છોકરાનું 'બાળોતીઉં' છે. એને સમૃદ્ધિ નથી, ઘર નથી; આબરૂ નથી. એ આફ્રિકાનો હબસી નથી; કારણ કે હબસીને દંડેદેનાર પોલીસપટેલ નથી.

"આ ખેડુતની સાધારણ અવસ્થા છે. ખેતી સાથે સાધારણ જ્ઞાન મળે એવી ખેડુતોની એક જુદી જ સંસ્થા પ્રજાકીય તંત્ર નીચે જોઇએ; કાયદાનો ભંગ કરવો એ પાપ છે. તેટલું જ પાપ જે કાયદો ઇશ્વરને ઉથાપી નાખે એને માનવામાં છે. મનુષ્યના

કાયદા જો મનુષ્યત્વથી વિરૂદ્ધ હોય તો એને તોડી નાંખવા એ ઇશ્વરી આદેશ છે. ખેડુતના દરેક છોકરાને આ જ્ઞાનની જરૂર છે. ખેડુતમાં જેટલું બળ ને હિમ્મત છે તેટલું કોઇનામાં નથી. અને છતાં એમની આ ગુલામી મનોદશા એના અજ્ઞાનનું પરિણામ છે.

"આ ખેડુતમંડળ દરેક ગામડામાં ખેડુનો એક જૂદો જ પા બનાવે: ને ત્યાં મધ્ય ભાગમાં નિશાળ ગોઠવે ખેડુનાં છોકરાં, એકલાં ચેર રમે છે એને આ ગોઠવણથી અચૂક લાભ થશે. પરંતુ એના શિક્ષણમાં કૃષિવિજ્ઞાન, ઇતિહાસવાર્તા, સાધારણ ગણિત, ને રાષ્ટ્રીય ધર્મ આટલી જ બાબતો બસ છે.

"બોલો ! આ કાર્યથી આપણો ધાર્યો હેતુ નહિ ફળે ?"

"ચોક્કસ ફળશે. ઠીક, ત્યારે ચાલો એ કાર્યની વ્યવસ્થા ગોઠવાશે. હવે રાજાની મનોદશા વિષે. જ્યારે પ્રશિઆના નેતૃત્વ નીચે જર્મની એકત્ર થયું ત્યારે પ્રિન્સ બિસ્માર્કના આ મહત્ત્વના રાજ્યદ્વારી સુત્રનો અભ્યાસ ઇંગ્લાંડમાં એક પુરૂષે કર્યો હતો. ને તે બીકન્સફીલ્ડ. એણે જોયું કે હિન્દના રાજાઓના સંયુક્ત સંસ્થાન પર જો ઇંગ્લાંડનું મહત્વ રચાય તો દુનિઆની ગમે તેવી જબરજસ્ત સત્તા સામે ઇંગ્લાંડનું ગૌરવ ટકી રહે. બીકન્સફીલ્ડે જેને Sovereigns માન્યા તેમને ધીમેધીમે Ruling princes of India અને હવે છેવટે Ruling chiefs of India માનવામાં આવ્યા છે; બીકન્સફીલ્ડની ઉદાર રાજનીતિ નાશ પામી અને તેથી મહારાણી વિક્ટોરીઆના શબ્દો 'In your prosperity will be our strength; in your contentment our security; in your happiness our highest reward '—કલ્પનામાં ઉડી ગયા. આજે એક વાત ચોક્કસ છે. રાજાઓ કાં ખુશામતખોર બની સામ્રાજ્યની સેવા કરવાને બદલે પોતાને જ નુકશાન કરે છે; અથવા તદ્દન ઉદાસીન વૃત્તિ ધારણ કરી, પોતે સુધારાથી દૂર રહે છે અને પોતાની પ્રજાને રાખે છે. દેશીરાજ્યોની ગુલામી મનોદશામાં...એક જ વાત પ્રવેશ કરી રહી છે. શી રીતે યુરોપીઅન અધિકારીને રાજી રાખવો ? અને તેથી વારંવાર એવા હાસ્યજનક બનાવ બન્યા છે કે જેની નોંધ દસમી

સદીના ભીલરાજાને સુધરેલમાં ખપાવે. રાજાનું એક ગામ લઈને એક તોપનું માન વધે તો એમાં કઈ વાત વધારે યોગ્ય છે એની તુલના કરવા જેટલું બુદ્ધિબળ ઘણી વખત રાજાઓમાં નથી દેખાતું. સામલદાસ અને ગૌરીશંકર કે રમેશચંદ્ર દત્ત પરવાર્યા પછી હાલના દેશી રાજ્યોના સલાહકારમાં સ્વતંત્ર બુદ્ધિવિકાસ કે મનોબળ નથી; ને તેથી તેમની સલાહમાં ખુશામતના ચાર શબ્દો ને નિર્બળ મનોદશાના બે શબ્દો એથી વધારે કાંઈ હોતું નથી: રાજનું ગૌરવને પ્રજાનું કલ્યાણ એ બે સચવાય ને સ્વામીભક્ત રહી શકાય એ કોયડો કોઈ દિવાને ઉકેલ્યો નથી: ને તેથી કાંતો પ્રજાકીય સ્વતંત્રતાની વાત પર રાજાઓએ સિંહની પેઠે ઘૂરકીઆં કર્યાં છે; અથવા વાઘની પેઠે સુંવાળા પંજામાં ઝેરી નખ છૂપાવ્યા છે! પરિણામ એ આવ્યું છે કે પ્રજા નિર્માલ્ય બની છે ને તેથી રાજાની નિર્બળતામાં નિર્બળ મનુષ્ય પર ભયંકર જુસ્સાથી ધસે તેમ, ક્ષયના જંતુઓએ માર્ગ કર્યો છે!

"જો રાજાઓ આવી જ નિર્બળ મનોદશા દર્શાવશે તો આજના રાજાઓ તે આવતી કાલના જમીનદાર છે! દેશીરાજ્યો એ અમારી રગરગમાં ઉતરેલી પ્રાચીન આર્ય વ્યવસ્થાની ભસ્મ છે; અમને એ પ્રિય છે; ને જેટલા સ્નેહથી આ જમીન તરફ મન દોડે છે તેટલા જ સ્નેહથી રાજા તરફ દોડે છે; પરંતુ જ્યાં પ્રજાકીય સ્વતંત્રતાનાં બીજ પ્રથમ પોષાવાં જોઈએ ત્યાં—અફસોસ! ત્યાં—આજે ભયંકર અંધકાર છે દેશીરાજ્યો જ્યારે પડશે ત્યારે અમારાં માતાપિતા છેલ્લી મુસાફરી કરતાં હોય એવી ગ્લાનિ અમારા પર છવાશે; ગમે તેમ પણ એ અમારા હોય એવું વારંવાર લાગે છે; ગમે તેમ પણ એમના અસ્તિત્વમાં દેશીપણું લાગી આવે છે; ગમે તેમ પણ દેશી રાજ્યો છે ત્યાં સુધી આપણા પોતાના રાજની ભાવના ટકી રહેલી છે. પછી કલકત્તાથી કચ્છ સુધી ને કન્યાકૂમારીથી હિમાલયસુધી એક રંગ ને એક વેશમાં, ક્યાંય પણ ઘડીભર આરામ મળે તેવો રંગ કે વેશ નહિ મળે! અફસોસ!

"રાજાના લોહીમાં પ્રથમ તો પશ્ચિમનાં વિકારી તત્ત્વો પ્રવેશ કરે છે; ને પછી એમના જ અધિકારીઓ દગો દે છે. આ બે

વાત પર રાજાની નિર્બળ મનોદશા રચાય છે. જ્યાં વિક્રમનો અંધારપછેડો ફરતો ત્યાં આજે રાજા હજાર રોશનીમાં ખુલ્લો ફરે છે, ને તેથી તે હંમેશાં પ્રજાથી દૂર ને દૂર રહે છે. એને પચીસ વર્ષે કુતરાના વર્ગ પાડતાં, એકાદ બેટના ગુણદોષનું વર્ણન કરતાં કે ત્રણ અંગ્રેજી શબ્દ બોલતાં આવડે છે ! એ ઇંગ્લાંડમાં ફરીને ઇંગ્લાંડના દોષ લાવે છે; ને આ દેશનું ગૌરવ ને સ્વમાન ભૂલતો આવે છે. પછી તે પચીસ વર્ષે ગાદીએ આવે છે ત્યારે એનામાં જે મનોબળ, જે વ્યક્તિત્વ, જે પ્રતિમા, રાજા તરીકે જોઇએ, તે હોતાં જ નથી. એના રાજની શરૂઆત ખુશામતથી થાય છે ને અંત એકાદ તોપના વધારામાં કે બે ત્રણ અક્ષરના એકાદ ખિતાબમાં આવે છે !

"એનો દિવાન ઘણું કરીને ખુશામત કરે છે અથવા ડર બતાવે છે. દિવાન જ્યારે ઘણા યુરોપીઅન રીઝવી શકે ત્યારે બાહોશ મનાય છે; ને બધું જ ગૌરવ ગુમાવી બેસે ત્યારે વિવેકી મનાય છે. દેશી રાજ્યનો દિવાન એ બનતાં સુધી પ્રજાકીય સ્વતંત્રતાનો શત્રુ હોય છે. એને સત્તાનું અભિમાન હોય છે, ડહાપણનો મદ હોય છે; ને રાજ્યદ્વારી જ્ઞાન એકાદ ખવાસને પોતાનો કરવા જેટલું હોય છે. આવા દિવાન જો આફ્રિકામાં હોત તો પેલું કીડી ખાય છે તેનું પશુ થાત ને યુરોપમા હોત તો રશિયાનું વરૂ થાત. આ રાજ્યની કમાન આટલી બધી અંધ હોવાથી વારંવાર દેશીરાજ્યોમાં અકારણ ગૌરવ ગુમાવી અયોગ્ય મૌન ધારણ કરવાના પ્રસંગો બન્યા છે; ને એવું બન્યું છે કે જ્યાં માત્ર એકાદ યોગ્ય શબ્દ કે વાકયથી, રાજના ગૌરવ સાથે પ્રતિષ્ઠા જળવાય ત્યાં નમતું આપવાની ભયંકર રાજનીતિથી, લાખોના ખર્ચ સાથે પોતાના બાપદાદાની કીર્તિપર ડાઘ બેસાડવાની બુદ્ધિ રાજાઓએ વાપરી છે. આજે આપણી પાસે એક જ સાધન રહ્યું છે. વિકારી તત્ત્વોના મિશ્રણથી, કેળવણીના દોષથી, અને આપણાજ ભાઈઓની ભયંકર રાજનીતિથી, દેશીરાજ્યોમાં એવી નિર્બળ બુદ્ધિ અને અયોગ્ય મનોદશા આવી ગયાં છે કે જ્યાં સુધી ભવિષ્યના પરિણામની આશાએ, સ્વાર્પણ કરવાની રોશની

પ્રજાજનમાં નહિ આવે ત્યાં સુધી ગજાની નિદ્રા નહિ ઉડે. આજે માબાપને સુધારવા છે; ને તેથી તેના ચરણુ આગળ ભલે એને પણ એ ઘડી મોહ થાય, એવા સુંદર ચ્હેરાઓનો બલિ કરવો પડે. આવો ! અમારા પ્રિય નૃપતિઓ ! આવો. જો તમારામાં વૈરની ધુન ભરી છે, તો તમારા વૈરમાં હોમાઇ જવાની ધુન અત્યારે અમારામાં ભરી છે. એકોતેર પેઢીના બાપદાદા આજે, અમે રાજભકિતનો કોયડો કેમ ઉકેલીએ છીએ એ જોઈ રહ્યા છે. દારૂની ગંધમાંથી, વેશ્યના વિલાસમાંથી, વારંવાર ખુશામત કરવાની ટેવમાંથી, એક જ એક જ આશા રાખી શકાય. અને તે કલ્યાણુ માર્ગ ઉપર વાઘના જેવી સ્ફુરકતી આંખ. આજે હજારો ખુની આંખની વચ્ચે અડગ બનીને ઉભા રહેવાનો પ્રયોગ કરવો છે; સ્વાર્પણુ કરવાનો જૂનો મંત્ર આજે નવા ચૈતન્યથી ભરવો છે. અમારા બાપદાદાએ રાજાના કુંવર બચાવવા પોતાના કૃષ્ણુ–કનૈયા જેવા સોળ સોળ વર્ષના નવજુવાન હોમ્યા છે. આજે અમારા રાજાને બચાવવા, અમે પણુ એક રણુયજ્ઞ કરવાના છીએ, સંસ્કૃતિની શેષ અવસ્થા યુરોપના પવનમાં ફૂંકાઇ ન જાય કે ગૌરવ અને સ્વમાન વિના રાજાઓ માત્ર શબ્દમાં જ ન રહી જાય, માટે હવે છેલ્લામાં છેલ્લો પાસો ફેંકી દેવો છે. જો જગતમાં મારનાર પડયા છે તો મૃત્યુને હસતે ચ્હેરે ઝીલનારા પણુ પડયા છે; અને એટલા માટે જો રાજાઓને પ્રજાજનના શબ પર તાંડવનૃત્ય કરવાની અભિલાષા હોય તો, કેસરીરંગના વાઘા પહેરેલા એવા નવજુવાનો તૈયાર કરવા છે કે જેના પર તાંડવનૃત્ય થાય ત્યારે એની રગરગમાંથી ખુની તલવારની રોશનીને બદલે સ્વાર્પણુ કરવાની–અજ્ઞાન માટે હોમાઇ જવાની કોઇ અનેરી રોશની ફેલાય. તાંડવનૃત્ય કરનારાઓ પણુ મોંમાં આગળી નાંખે એટલા ધૈર્યથી, એવી તાલીમથી, એટલી અડગ શાંતિથી, એક પછી એક નવજુવાન, આજે આ જમીનને નવા ચૈતન્યથી ભરવા, ઘેરથી છેલ્લી રજા લઇ રણુક્ષેત્રમાં આવવાનો છે ! આંસુ ન પડે તો એમ ન ધારતા કે આંસુ નથી; પરંતુ જ્યાં ટેવાયત તલવાર ઉપાડે ત્યાં વાલણુ કેમ ડગે ? જ્યાં વિલ્યમ તેલ વીંધે ત્યાં એનો પુત્ર કેમ ધ્રુજે ?

"આ સ્વાર્પણનો યજ્ઞ ભવિષ્યવાદ પર રચાય છે. આજમાં જેટલું સત્ય છે તેટલું આવતી કાલમાં પણ છે. આજના ફકીરો પોતાના દરબાર પાસે પ્રજાકીય તંત્રની યાચના કરે છે; ભવિષ્યના ફકીરો એવા જ સ્વાર્પણથી સઘળાં પ્રજાકીય તંત્રને કેન્દ્રસ્થ કરતા હશે. જેને એક લગની હોય તેને જ પરિવર્તન કરવાનો હક્ક છે. આ હક્ક ઇશ્વર પોતે આપવાને બંધાયેલ છે. ઉઠો ! નવજુવાનો ! જાગૃત બનો. વિજય તમારા હાથમાં છે. આવો આપણે સૌ રાજ્યની વિભૂતિને એકવાર કલ્પનામાં સ્મરીએ."

આનંદમોહનના છેલ્લા શબ્દોની સાથે સૌ બેઠા થયા. આખી સભામાં આનંદમોહને નવું જ ચૈતન્ય જમાવ્યું હતું. અને તે સમુદ્રના તોફાનો જેમ હૃદયમાં જે પ્રચંડ ઉર્મિઓ ઉછળાવી હતી તેને સ્થાને શાંત સ્વાર્પણ કરવાની, ભવિષ્યના વિજયની શ્રદ્ધા અને સ્નેહની નવી ધન લાગી. સૌ સ્થિર બન્યા. આનંદમોહનનો લાલિત્યભર્યો સંસ્કૃત સ્વર સૌનાં હૃદય ભેદી રહ્યો !

**शैशवे भ्यस्तविद्यानां यौवने विषयैषिणाम्**
**वार्द्धके मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम्**

કરૂણ નિધાન ! આવા અમારા પૂર્વજોના રાજા હતા. એવા પુનઃ કરવાનું અમને બળ દે !

**प्रजानामेव भूत्यर्थं स ताभ्यो बलीमग्रहीत्**
**सहस्रगुणमुत्स्रष्टुमादत्ते हि रसं रविः**

હજાર રીતે પાછો દેવા સૂર્ય રસગ્રહણ કરે છે; હજાર રીતે પ્રજાની સમૃદ્ધિ વધારવા રાજા કર ગ્રહણ કરે છે. એવી વિભૂતિ હોય તે રાજા. અને એને માટે તો—

**दिशः प्रसेदुर्मरुतो वबुः सुखाः प्रदक्षिणार्चिर्हविरग्निराददे**
**बभूव सर्वं शुभशंसि तत्क्षणं भवो हि लोकाभ्युदयाय तादृशाम्**

એવાનો જન્મ લોક કલ્યાણ માટે જ હોય છે.

———:*:———

# પ્રકરણ ૨૭ મું

## ભણકારા

રહસ્યમંદિરમાં આનંદમોહનનો સ્વર સંભળાતો બંધ થયો. સૌ એક નિશ્ચય પર આવી ચુકયા હતા; ને હવે એક છેલ્લી સભામાં કાર્યક્રમ ગોઠવવાનો નિશ્ચય કરી વેરાતા ચાલ્યા—એક પછી એક ખબર ન પડે તેમ સૌ ચાલ્યા ગયા. હવે ત્યાં માત્ર બે જણા ઉભા હતા. તે પણ થોડીવાર પછી બહાર નીકળી અંધારામાં થઇ કલ્યાણીના એક નિર્જન જેવા પ્રદેશ તરફ ચાલતા થયા.

અંતે તે એવે સ્થળે પહોંચ્યા કે જ્યાં મનુષ્યનો પગરવ સંભળાતો ન હતો. બન્ને જણા શાંત રીતે પોત પોતાની ધૂનમાં ચાલ્યા જતા હતા તેટલામાં, એમને આગેથી કોઇક આવતું દેખાયું. આવનારનો આકાર માત્ર દેખાતો હતો. તેણે પગથી માથા સુધી કાળો ઝભ્ભો પહેર્યો હતો ને ત્વરાથી જતો હતો. બન્ને જણાં તેને રસ્તો આપવા એક તરફ તરી ગયા. પણ આવનાર બરાબર ત્યાં જ થંભી ગયો; તેણે જરાક વાર ધારીને જોયું પછી તે પછી ધીમેથી બોલ્યોઃ

"રઘુનાથ !"

રઘુનાથ એક જ ઠેકડે દૂર જઇ પડયો; સ્વર બરાબર અરૂણરાજનો હતો. અનંત તો આશ્ચર્યચકિત ઉભો રહ્યો.

'કોણ અરૂણરાજ ? અરે તમે તો કેદ..." અરૂણરાજે તેના મોં પર હાથ મૂકયોઃ "ચુપ ! ભીંતને પણ કાન છે. ચાલ કયાં જાય છે ?"

રઘુનાથે બોલ્યા વિના રસ્તો લીધો ને સૌ તેની પાછળ ચાલ્યા. રઘુનાથના આશ્ચર્યની હદ ન હતી. બ્રહ્મચારીના કેસમાં અરૂણરાજ પકડાયો હતો, ને તે કેદમાં જ હતો.

અત્યારે એનો અચાનક મેળાપ થયો એ તેને નવાઇ લાગી. તે બમણા વેગથી આગળ ધસતો હતો. છેવટ એક વાંકી ચુંકી ગલ્લીમાં થઇ સરીયામ રસ્તા પર અટકયો ને એ હાથે ધીમેથી તાલી પાડી. તરતજ રસ્તા પરની એક બારી ખુલ્લી ને રસ્તા પર આછો પ્રકાશ પડયો;

'કોણ ?'

'હું છું નાગમતી.' રઘુનાથે ધીમેથી કહ્યું: 'કમાડ ઉઘાડજો.'

નાગમતીએ બીજી બાજુ કમાડ ખોલ્યું ને સૌ અંદર પેઠા. રોટલા ને દૂધ તૈયાર હતા. સૌ જમ્યા હતાં, છતાં ફરી જમ્યા; ને પછી સગડી સળગાવી બેઠા.

'આ કોણ' ? અરૂણરાજે પૂછ્યું.

'કેમ નથી ઓળખતા ? અનંત !'

'બોલો હવે ત્હમે કેમ છૂટયા ?'

'હું છૂટયો નથી પણ ભાગી આવ્યો છું ને બે ઘડી પછી કલ્યાણી છોડવાનો છું.'

'હેં ! કેમ ?'

'હું રજપૂત છું. મ્હને પાંજરૂં ગમતુ નથી. અમે તો છૂટા સારા !'

અનંતને આ લોહીમાં ક્ષત્રિયોચિત વીરત્વ દેખાયું.

'બાપુ ! ત્હમે આંહી નિરાંતે રહો; વાતાવરણ શું છે એ જુઓ; આમ આંધળું સાહસ હવે આ જમાનામાં હોય ?'

"એ તો ભાઇ ! જમાનો ફર્યો છે એમ સૌ માને છે; જમાનો ફર્યો નથી માણસ ફર્યાં છે. સતીનો કાયદો છે છતાં જેને પ્રેમની ધગશ હોય એ કયાં મંજૂરી મેળવવા જાય છે ? ને પુનર્લગ્નનો કાયદો નથી છતાં કયાં એ કાયદાને નામે માનવજાતિ વધુ વિલાસ પ્રિય નથી બની ? હું રજપૂત છું ને રજપૂત રહીશ; પછી સામે દુનિયા હોય કે એકજ મનુષ્ય હોય."

'એટલે ત્હમે શું કરો છો ખબર છે ?—હમણાંનુ વાતાવરણ માપ્યું છે ?—ત્હમને બીજી રીતે ન્યાય નહીં મળે તેમ કેમ ધાર્યું ?'

'આજે રાજાઓની બુદ્ધિ ભ્રષ્ટ બની છે; પોતનું ગૌરવ જાળવવાને બદલે સૌ પોતાની ભ્રષ્ટતા કેમ......ચલાવી લેવાય એ મગરૂરીમાં છે. દેશીરાજ્યોનું ભવિષ્ય થઇ ચૂક્યું છે; મૃત્યુઘંટ વાગી ચૂક્યો છે; એક સવારે ઉઠશો ત્યારે ખબર પડશે કે આ રાજ્યો નથી.'

'એમને ટકાવી રાખવાના પ્રયત્ન થાય છે; સર્વભક્ષી સત્તાશાહી તરફ એમની પ્રાચીન સંધિ શું છે એ બતાવાય છે છતાં

રાજ્યોની આંખ નહિ ખુલ્લે. કારણ ? રાજાના દિવાનો ઘણી વખત ભયંકર પુરુષો હોય છે '

' સાચું'. એમના ન્હાના પેટમાં અનાજ ખુચતું નથી; શી રીતે ઉપર જવું એ મોહમાં તેઓ દેશીરાજ્યોને હોમી રહ્યા છે. ઘણું કરીને આવા દિવાનોની માર્ફતજ વરિષ્ટ સત્તા કાબુ જમાવતી ગઇ છે. હરિ ! હરિ ! દેશ દ્રોહ ! '

' ઠીક; હવે મ્હારે જવું છે. નાગમતીને તું સાચવજે અને—'

'ત્હમે કયાં જાઓ છો ?'—રઘુનાથે અધીરાઇથી પૂછ્યું.

જવાબમાં અરૂણરાજ ધીમેથી ઉઠયો; મીઠું હસ્યો ને ઝભ્ભા-ની એક કડી છોડી નાખતા ઝભ્ભો નીચે પડી ગયો. નીચે કેસરી-રંગના લુગડાં ઉપર એની સમશેર લટકી રહી હતી. અરૂણરાજે માથે સાફો બાંધ્યો ને સામે ઉભો.

'આજ મ્હારા પિતૃઓ માનશે કે મ્હારામાં જમીન જાળવ-વાની તાકાત ન હતી તો મ્હેં કેસરીઆં કર્યાં છે; રજપૂત હતો ને રજપૂતની પેઠે મર્યો છું.'

અનંત આ ભવ્ય પુરુષ તરફ જોઇ રહ્યો. તેનો વિચાર વીજળીના વેગની માફક ચાલ્યો ગયો; 'આવા પુરૂષ શું ન કરે ?'

' તમે નંદરાજ સામે—જમીન માટે—કેસરીઆં....'

' હા ! '

' નંદરાજ હવે થોડો વખત છે ! '

' હેં ! ' અનંતે રાડ પાડીઃ ' કેમ ? '

' વળી પાછું દિવાનનું પ્રકરણ; મદનલાલની ખટપટ; રાજ્યનાં છિદ્રાંની શોધ; ગવર્નમેન્ટમાં એક ' Black notes ' રહે છે એ ખબર છે ? એમાં નંદરાજ સામે સંખ્યા બંધ ફરીઆદ છે. હવે નંદરાજ થોડા વખતમાં જ નથી ? '

અનંત પહેલીજ વાર બોલ્યોઃ ' અરૂણરાજ ! તમારા જેવાજ બીજા કેસરીઆં રંગ જોવા છે ? તમે જે નહિ કરી, તે અમારા શાંત પરિવર્તનમાં છે. '

' અમે એક બીજીજ યોજના ઘડી છે ! '

'સાંભળો, પહેલાં થોડુંક પૂછી લઉં !'

'તમે રૈયતને પાળો ત્યાં સુધી રાજા. સાચું કે ?'

'હા.'

'રેવન્યુ કમીશનરની સ્ત્રી જ્યારે ચાલે છે ત્યારે એનાં બારીક કપડાંમાંથી માનચેસ્ટરની 'ડીઝાઇન' ને ખુશબોદાર અત્તરની ભભક છૂટે છે; દિવાનનું નિત્યભોજન સો બસો મજૂરોની મજૂરીનું બને છે; રાજાના મહેલનો સળીઓ ખેડુના હળ જેટલી કિમ્મત ધરાવે છે; અમારે એવો પવન ફેલાવવો છે કે આ અસમાનતા શા માટે ? મનુષ્ય ગુલામ રહીને મરવા જન્મ્યો નથી. એ માટે એક ન્હાનું મંડળ છે !'

'રહસ્યમંદિર ?'

'ના. અનંતમંડળ ! અમે પ્રજાનો મત કેળવવા માગીએ છીએ.

'એ નવું નામ છે. ઠીક પછી !'

'એમાં તમે આવો ને ?'

"અને મનુષ્ય માત્ર જીવન ટકાવવા જેટલી સ્વતંત્રતા ન ભોગવે ત્યાં સુધી કોઇએ કાંઇ સંગ્રહ કરવો નહિ"

"સમાજવાદ—અમારે ત્યાં એ એના ધાર્મિક સ્વરૂપમાં છે, કાઠી લોકોમાં એ જ સિદ્ધાંત પર જમીન વહેંચાય છે."

'બસ, તમે અમારી સાથે ભળો.'

રઘુનાથને લાગ્યું કે 'ઘડી ચુકયો સો વર્ષ જીવે.' અરૂણરાજનો વેગ ઉતારવામાં ફાયદો છે. એણે હામાં હા મેળવી.

જ્યારે મોડેથી સૌ સુતા ત્યારે અરૂણરાજ ને અનંત બન્ને મિત્રો થઇ પડયા હતા. રહસ્યમંદિરની ત્રીજી બેઠક પછી કાર્યની શરૂઆત કરવાનો નિશ્ચય થયો હતો, ને હાલ અરૂણરાજ અહીંજ ગુપ્ત રહેવાનો હતો. કારણ કે એ જેલ ત્રોડીને નાઠો હતો, એ સૌને પાછળથી ખબર પડી.

કલ્યાણીમાં નંદરાજ મુસાફરીએ જવાના ભણકાર [illegible] જતા હતા.

## પ્રકરણ ૨૮ મું.

### હુવાફેર કરવા

આજ લખેલો ઇતિહાસ હજાર વર્ષ પછી કોઇ વાંચશે તો કેટલાક સમજીને એ યથાર્થ નહિ સમજે. જેમકે પાનસોપારી એ લાંચનું સુધરેલું નામ છે. પછી દેશીરાજ્યોના મોટા અધિકારીઓ ઘણી વખત છ માસની રજા પર જાય છે; ને દેશીરાજાઓ ઘણીવખત લાચાર પદભ્રષ્ટ જેવી અવસ્થામાં–હવાફેર કરવા જાય છે! આ જમાનામાં મનુષ્ય શબ્દમાં પણ કેટલી ગુલામી અવસ્થા ભોગવે છે એનું આનાથી વધારે સ્પષ્ટ દૃષ્ટાંત શું?

આજે કલ્યાણીમાં વાત ઉડી છે કે મહારાજા નંદરાજ હવાફેર કરવા જાય છે. માલણ નદીનો તીરપ્રાંત–કાશ્મીરના બગીચા જેવો હતો. કાંઠાપર રમ્ય હરિયાળી જમીન, આનંદમાં તરતી–જલવિહારણી નોકા જેવી–બતકો; પાસે આવેલી ટેકરીઓની પરંપરા ને છેટે છેટે દેખાતો ભવ્ય પ્રદેશ કલ્યાણીની હવાથી વધારે સારી હવા તો ક્યાં મળે ? પણ જે ગુલામી મનોદશા તેણે ચાલવા દીધી હતી, એનો આજ પરિપાક થયો હતો.

વિશ્વનાથ તો હમ્મેશના નિયમ પ્રમાણે પોતાના હિંડોળા પર ઝૂલતો હતો. આખું રાજ ડૂબી જાય તો પણ જેની રગેરગ એમ ને એમ વ્યવહાર કરે, એવા કેટલાક પુરૂષોમાં દેખીતી અશાંત નીચે મશ્કરી ભર્યા સંતોષનું છાનું હાસ્ય હોય છે. વિશ્વનાથ કલ્યાણી નરેશની મૂર્ખાઇ પર માત્ર હસ્યો; ને પોતાના વ્યવહારમાં ફરીને તલ્લીન બન્યો.

રઘુનાથ આજે ઘણા દિવસે એને મળવા જતો હતો. રઘુનાથ ત્યાં પહોંચ્યો ત્યારે એક ઠીંગણો, લાંબા ચ્હેરાવાળો પુરૂષ ત્યાં બેઠો હતો. જરાક લાંબી આંખ, ગોળ ચોરસ પડતું મોં, લાંબી મૂછો, ટુંકી ગરદન, ઠીંગણું શરીર ને આંખમાં ખંધાઈ હતી; મુખે લુચ્ચાઇ ભરેલું હાસ્ય હતું. એનામાં ડોળદમામ ખુબ હતો. આ આપ કલ્યાણીના ગેઝેટ સુપ્રીન્ટેન્ડન્ટ હતા, ને મહત્વનું તો નહિ

પણ ક્યારેક ખાનગી ઉપયોગી કામ કરતા. વિશ્વનાથ એની આવી વાત કરતો હતો.

"નામ આવ્યું કે નહિ ? નિમણુંક થઇ ગઇ છે ?"

"હા, નિમણુંક થઇ ગઇ; નામ આવ્યું નથી."

"ત્યારે, હવે એકાદ માસ પાછું ઠેલી કાઢો. કાં છોકરાં ! આ છેલ્લું વાક્ય વિશ્વનાથે રઘુનાથને જોઇને ઉચ્ચાર્યું હતું, તે દરવાજામાંથી અંદર આવ્યો.

"સમજ્યા ના ?" વિશ્વનાથે પાછી એની એ વાત ગેઝેટ સુપ્રીન્ટેન્ડેન્ટ વિજયલાલને કહી.

"જી હા, પણ છોટાલાલભાઇ"

"હવે એ તો છોટાલાલભાઇજ છે, તમે આવા ભોળા ક્યાંથી? કહેવું કે હજૂરે કહેલું; પણ કાગળથી-રિપોર્ટથી પૂછાવવું ઓછું હતું. તમને ખબર છે કે આ માહ માસ છે, વિવાહનો સમય છે, અત્યારે ફરશે તો વિવાહની તૈયારી ક્યાં કરશે ?"

એવું બન્યું હતું કે રાજપુરમાં ન્યાયાધીશ તરીકે વિશ્વનાથનો જમાઇ હતો; છોટાલાલે ખટપટ કરી એની બદલી તળ-કચ્ચાણીમાં કરાવી હતી. જો બદલી હમણાંજ થઇ જાય તો જમાઇને ત્યાં વિવાહનો પ્રસંગ હતો, તેમાં હાથઘરણા નિમિતે લોકો જે રકમ આપે તે કદાચ ન આપે; કારણકે પછી એ ધામમાંથી એનો અધિકાર ટળ્યો કહેવાય. છોટાલાલનો ભત્રીજો તે જગ્યા પર આવતો હતો. તે કદાચ આડે પણ પડે. આમ થાય તો-વિવાહ નિમિતે દેશીરાજ્યોના અધિકારીઓ જે ઉપજ કરે છે, તે ઉપજ ખર્ચ કરતા દસેક ગણી વધારે તો હોય છે જ. એક ઉપજની મોટી જેવી રકમ જાય. માટે વિશ્વનાથ આજે વિજયલાલને યુક્તિ-પ્રયુક્તિ ને દાબથી એની બદલી આ ગેઝેટમાં પ્રસિદ્ધ ન કરતાં બીજા ગેઝેટ પર મુલતવી રાખવા સમજાવણ કરતો હતો. એટલામાં રઘુનાથ પણ આવ્યો.

"કાં છોકરા ? કેમ મોળો થઇ ગયો છે?"

"ઠીક, ત્યારે હું રજા લઊં." કહી વિજયલાલ ઊઠ્યો.

"હા ભલે, પણ સમજ્યા છો ના ?"

"જી હા. કેવી કાઢશું."

"હા બસ એમ જ. હવે તો એને પણ પાંચ–પંદર દિવસનું કામ છે."

વિજયલાલ ગયો, રઘુનાથ એના તરફ જોઇ રહ્યો.

"કાં શું છે? રઘુનાથ! કેમ દેખાતો નથી?"

"જી! હું તો આંહી જ છું."

"રઘુનાથ! તું જાણતો હઇશ, શું છે નવા જૂની. ત્યારે અરૂણુ નાસી છૂટયો કાં? હમણા હમણામાં કોઇક દુશ્મન જાગ્યો છે. તે દિવસે–વૈદરાજને ત્યાંથી નાગમતીને પણ કોઇક ઉપાડી ગયું. આજે આમ અરૂણુ ભાગી જાય છે. હેં રઘુનાથ! આ શું થવા બેઠું છે?"

"જી હા! વૈદરાજ પણ એજ અફસોસ કરતા હતા કે મ્હારા બંગલામાંથી કોઇક હરામખોર જાગ્યો કે શું?"

"એમ કે? રાજગોપાલ એક નામ લેતા હતા–છે કોઇક રખડુ જેવો; અનંત કે એવું નામ છે!"

રઘુનાથ ચમકયો: પણ તરતજ પોતાની સ્વસ્થતા મેળવી લીધી.

"જી હા, અનંત! રાજગોપાળ હમણાં એનીજ શોધમાં છે."

"કોણુ છે એ?"

"એ તો ખબર નથી; પણ કહેવરાવે છે કે કોઇક જુવાન માણુસ–તરંગી છે કદાચ..."

"કદાચ શું?"

રઘુનાથ થોડોક પાસે સર્યો: ચપળ યોદ્ધો જેમ મર્મભાગ પર પ્રહાર કરે તેમ રઘુનાથે એક અફળ પ્રયોગ અજમાવ્યો.

"દેવીસિંહની ખટપટ હોય!"

વિશ્વનાથે આંખ ફાડી; રઘુનાથ પોતાને જે વાત કરવી છે તે કરવા યોગ્ય જમીન તૈયાર કરવા લાગ્યો.

"સંભળાય છે; કાનને દોષ છે. પણ—"

"શું પણ...?"

દેવીસિંહને છોડાવવા રાધારાણી તનતોડ મહેનત કરે છે. મદનલાલ આંહી એડમીનીસ્ટ્રેશન લાવવા અથવા છેવટ પોતે વરિષ્ઠ

સત્તા તરફથી ફરજીઆત નાયબદિવાન બની આવવા મહેનત કરે છે એટલે આ બધી જ રચના એવી હોય ! વિશ્વનાથ વિચારમાં પડયો. રઘુનાથ પાછો શાંત બેઠો.

" રાધારાણી, મદનલાલ ને દેવીસિંહ ત્રણે એક બને; આપદ્-મિત્ર થઇ જાય; તો પછી આંહીના તંત્રમાં મદનલાલ એક વાર ફરી દોર જમાવવાનો. " વિશ્વનાથ બોલ્યો.

" જી હા ! સંભવિત છે. "

દેશી રાજ્યોમાં વરિષ્ઠસત્તાએ પોતાના કહેવાતા શક્તિવાન માણસો રાખી રાખીને રજવાડાને હાડપિંજર જેવા બનાવ્યાં છે તેવાં બીજા કશાથી બનાવ્યાં નથી. એનો એક અધિકારી આવે એટલે દેશી સત્તા પોતાનો સર્વસ્વ કાબુ ખોઇ બેસે છે. એનું પરિણામ એ આવ્યું છે કે જેને બાહોશ અધિકારીઓ કહેવામાં આવે છે, તે માત્ર જબ્બરજસ્ત મનુષ્યત્વહીન—ખુશામત કરનારા હોય છે !

અત્યારે કલ્યાણીના નરેશની સત્તાનો મૃત્યુઘંટ સંભળાતો હતો. હવે વિશ્વનાથને લાગ્યું કે નંદરાજ જતા જે તંત્ર આવશે, તેમાં પોતે જ પહેલો હોમાઇ જશે.

" રઘુનાથ ! રાધારાણીની ખટપટ બંધ પડે તેવું થાય તો બહુ સારૂં ! "

" જી ! એક ઉપાય છે ! "

" શું ? "

" રાધારાણી સ્ત્રી છે; એને જેટલી પુરૂષની કિમ્મત છે તેટલી રાજ્યદ્વારી વિષયોની નથી. "

" એટલે ? "

" મહારાજની તબિયત નરમ છે, ને હવાફેર કરવા પધારે છે ! "

' હેં ! કોણે કીધું ? નંદરાજને હવાફેર કરવાની ફરજ પડી છે એ વાત હજી તદ્દન ખાનગી હતી; તેથી વિશ્વનાથે પોતાનો વેષ ભજવવો શરૂ કર્યો. "

" જી ! એ જગજાહેર વાત છે હવે જ્યારે મહારાજા હવા-ફેર કરવા પધારે ત્યારે રાધારાણી યાત્રા કરવા પધારે; ને દેવી-

સિંહને તે વખતે છોડી મૂકવો, એટલે રાધારાણી રાજ્ય પડતું મૂકી પુરૂષ પાછળ દોડશે ! ''

"પણ, દેવીસિંહને છૂટો કેમ મૂકાય ?—એ પાછો મદનલાલ સાથે-''

" ના, એમ નહિ બને. એને પણ નસાડવો, એટલે પછી કલ્યાણીમાં પ્રવેશ જ ન કરી શકે ''

" આ કામ તું માથે લે છે ? ''

રઘુનાથને આ શબ્દો મધ જેવા લાગ્યા, પણ એણે મોં બગાડયું: " જી, હું ?...હું તો સાહેબ—''

શું ? "રાધારાણીની તારા પર મહેરબાની પણ છે. તારા માર્ફત દેવીસિંહને નસાડવો ઠીક પડશે. સમજ્યો ? ટાઢે પાણીએ ખસ જાય ! અને બાકી મદનલાલ—મદનલાલનું શું કરવું ?

"છોટાલાલભાઇને આડે ધરી પોતે બચી જવું ! ''

" બસ ! સાબાશ ! છોકરા, તારી બુદ્ધિ પણ તેજસ્વી છે.'' વિશ્વનાથ હસતો હસતો ઉઠયો. રઘુનાથ બેઠો થયો.

"સાહેબ ! પણ રાધારાણી પાસે રાખવો હોય તો પછી મને ત્યાં નીમવો પડશે !''

"હા, હા, તે ભલે ! શું થાવું છે ? બોલી દે ! ''

રઘુનાથે પોતાના પર કાબુ મેળવવા યત્ન કર્યો: 'સાહેબ ! માળી બનું ! ''

વિશ્વનાથ હસ્યો: " અરે ગાંડા ! એ કામ તને આવડે ? ક્યાંક વેષ પકડાઇ જશે !''

"જી ? કામ તો હું જાણું છું.''

"ઠીક, ત્યારે માળી ! ''

વિશ્વનાથ છેલ્લો શબ્દ બોલ્યો ત્યાં બહારથી સિદીકનો સ્વર આવ્યો: "સાહેબ !''

" આવ્યો !'' વિશ્વનાથ ઝપાટાબંધ કપડાં પહેરતાં રઘુનાથ સાથે વાત કરવા લાગ્યો: "માળી કાં ?—કાલથી જ કામ પર જવાનું

થાય એમ કરીએ, તો પછી ઠીક ને ? માત્ર ત્હારે અમને હમ્મેશાં ખબર આપવા."

"જી, એમાં વાંધો નહિ રઘુનાથ બીજે રસ્તે વળ્યો ને વિશ્વનાથ સિદીક સાથે દરબારગઢમાં જતો હતો."

વિશ્વનાથ દરબારગઢમાં પહોંચ્યો, ત્યારે ત્યાં નંદરાજનાં વિશ્વાસુ માણસો-રાઘવ ખવાસ, ગોવિંદ, જગા બારોટ વગેરે બેઠા હતા. વિશ્વનાથ પહોંચ્યો ને થોડીવારમાં છોટાલાલ પણ આવ્યો.

નંદરાજ અંદરના દિવાનખંડમાં હતો. તેણે વિશ્વનાથ તથા છોટાલાલને બોલાવ્યા. નંદરાજના ચ્હેરા પર ગ્લાનિ છવાઈ ગઈ હતી. અને અપમાન ગળવાની ધીરજ છતાં આ અપમાન તેના પર પોતાની સ્પષ્ટ છાપ મૂકતું હતું.

"વિશ્વનાથ!"

વિશ્વનાથ આગળ આવ્યો: "જી"! એના શબ્દમાં સ્વામિભક્તિના બધા સ્વર એણે મેળવ્યા હતા.

"શું કરશું ? હવાફેર કરવા જવું પડશે!"

"જી, જાવું. એમાં શું વાંધો છે ? બાકી તો સાહેબ! મનમાં ધારવું કે તું ભસી લે. તારે જવું પડશે, ને મારે તો મારા બાપનું રાજ છે!"

"હા, એ તો એમ જ ભાઈ. પણ આટલી આટલી સેવા ઉઠાવ્યા છતાં-"

"જી,! અધિકારની ખુમારી છે ને ? પણ ગમે તેટલું કરે, રાજ આપણા બાપનું છે!"

"હા, ઠીક છે. હવે તમે -"

"જી, અમે તનતોડ મહેનત કરવાના." વિશ્વનાથે 'ચડ જા બેટા શૂળી પર 'નો મંત્ર ભણવો શરૂ કર્યો. "એક ભંગીથી માંડીને ફરી ફરી પૂજા કરશું. બાકી તો એને પેટ છે ને આપણને ઇશ્વરે રાજ આપ્યું છે! રાજ કાંઈ ફૂટતાં નથી!"

"હા, એ તો એમ જ. પણ જો જો હો ! મદનલાલ પાછો ખુસી ન જાય !"

"અરે ! એ તે કાંઇ બને ? નેવાનાંપાણી મોભે ચડ્યાં છે !?"

× × ×

બીજે દિવસે કલ્યાણી નરેશ હવાફેર કરવા જાય છે એ વાત પ્રસરી ગઇ. પોતાની ગેરહાજરીમાં નંદરાજે છોટાલાલને હાથ લગામ આપી. કલ્યાણીની પ્રજા બિચારી અંધારામાં ઘોરતી હતી કે અમારા રાજા હવાફેર કરવા ગયા છે. જ્યારે જૂના દિવાનની ખટપટ, ને અર્જુનરાજનો પ્રસંગ એ બધાએ ભેગાં મળી કલ્યાણી નરેશને હવાફેર કરવાની ફરજ પાડી હતી ! દેશીરાજ્યોનું હવાફેર !

કકડતી ઠંડીમાં કલ્યાણી નરેશ હિમાલયની તળેટીમાં રખડતો હતો. દેશીરાજાઓએ પોતાના રાજ્ય વિસ્તારમાં આદર્શ રાજ જમાવવાને બદલે જેટલાં જેટલાં વિરૂદ્ધ કૃત્યો કર્યાં છે, તે એમના ગૌરવને ધીમે ધીમે ઝાંખુ પાડે છે. એક દિવસ એવો આવશે કે રાજાને બદલે નોકર હોવું એ વધારે પ્રતિષ્ઠાભર્યું મનાશે; ને રાજા માત્ર નોકરના નોકર બની રહેશે.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### નવા નવા વ્યૂહ.

દેશી રાજાઓ માને છે કે અમે સરકારને લીધે સુરક્ષિત છીએ; સરકાર માને છે કે દેશી રાજાઓને લીધે તે સુરક્ષિત છે. બન્નેની માન્યતા સાચી છે; ને પ્રજાની નિર્બળ મનોદશાને લીધે બન્નેના તંત્રમાં રહેલ અમાનુષી દોષ પણ ચાલ્યા કરે છે. જે ઘડીએ પ્રજા જાગતી થાય ત્યારે હજાર વર્ષના જૂના દોષ હજાર મિનિટમાં મટી જાય છે. કલ્યાણી નરેશ હવા ફેર કરવા ગયા ત્યારે અર્જુનદેવને સત્તા આપવાની ગોઠવણ ન કરી; ને વિશ્વનાથ, છોટાલાલ તથા રાઘવની કંપની રાજ્યતંત્ર ગબડાવ્યે જતી હતી. આખું કરીને

આ જમાનામાં જે માણસ આજ કામ કરી શકે તો કાલે કરી શકે છે, કારણ કે સમયમાં મહત્વભર્યું પરિવર્તન ભાગ્યે જ હોય છે.

આ ત્રિપુટીએ રાજ તો હાંક્યું, પણ મદનલાલનાં શસ્ત્ર વધારે ને વધારે ઉગ્ર નીકળ્યાં. છેવટ તો એમ કર્યું પણ ખરું કે મદનલાલને દિવાન તરીકે રાખવાની સરતે નંદરાજની તબીયત સુધરી છે એમ કહી શકાય. એ ચર્ચા ચાલી ને મદનલાલ કલ્યાણીમાં આવ્યો પણ ખરો ! અંતે રાજાને હરાવવા માટે એણે જે હથિયાર પકડ્યું હતું તે સફળ બન્યું.

જે દિવસે કલ્યાણી નરેશ હવાફેર કરવા ગયા તે દિવસથી જ એ પાછા નહિ ફરે એવી સૌને શંકા હતી; ને તે સાચી પણ પડી. કલ્યાણી નરેશમ દનલાલ આવ્યા પછી પણ લાંબી મુદ્દતે પાછા ન ફર્યા.

આ બાજુ વિશ્વનાથે રઘુનાથને રાધારાણીના બગીચામાં નીમ્યો હતો.

પોતાના ખભા પર કોદાળી લઈને રઘુનાથ રાધારાણીની વાડીમાં આહીથી તહીં ફરે છે. બગીચો છેલ્લી ઢબનો અને સુશોભિત બનાવ્યો હતો. મહેલનો એક ઝરૂખો બગીચામાં પડતો હતો; અને તેની બારીમાં બેસીને રાધા બગીચામાં નાચતા મયુર તરફ જોઈ રહી હતી.

જ્યારે જગમોહન શેઠને ત્યાં હતી ત્યારે રાધામાં જે મોહિની ભરી હતી, તેની ઉંડી છાપ રઘુનાથના અંતઃકરણ પર પડી હતી. જો કે તેણે કોઇ દિવસ રાધારાણી વિષે વાત કરી ન હતી, છતાં એના ઉંડામાં ઉંડા ભાગમાં એ નામનું સૌન્દર્ય ફેલાઈ રહ્યું હતું. યુવાવસ્થામાં—બાલ્યાવસ્થા ને યુવાવસ્થાની ચિતાકર્ષક સંધિમાં જેમ સ્ત્રીનું સૌન્દર્ય કલ્પનાની મૂર્તિ સમું ખીલે છે, તેમ પુરૂષ હૃદયમાં એ વખતે સ્ત્રીની કલ્પનામય મૂર્તિની જે છાપ પડે તે કોઈ દિવસ ટળતી નથી. વખત ચાલ્યો જાય છે પણ એ છાપ અમર રહી જાય છે; તે બીજા કાર્યમાં મશગુલ બને છે પણ આથમતા વખતમાં એ મૂર્તિ એની સામે ખડી થાય છે. રઘુનાથના અંતઃ-

કરણમાં રાધારાણીની છાપ આજ દિવસ સુધી સચવાઇ રહી. સ્નેહની પ્રથમાવસ્થામાં—હજી અંકુર ફુટે ત્યાં જ એ સ્વર મૂર્તિની જેમ ઉડી ગઇ. પણ એણે કરેલા પ્રણયના સંવાદ ને રાધાએ હાસ્ય થી ભરેલા નેણમાં છૂપાવેલો અકૃત્રિમ કાંધ આ બિચારો રઘુનાથ પોતાના જીવનની સમૃદ્ધિ હોય તેમ વર્ષો સુધી સાચવી રહ્યો. એ હોઠ મળ્યા હશે એ સુખદ સ્મૃતિ પર એ દિવસના દિવસ ગાળવા લાગ્યો. રાધાની મૂર્ત જોવા એ જીવનનાં અત્યુત્તમ વર્ષો જલપ્રવાહની માફક ધસારાબંધ વહેતાં જોઇ રહ્યો—પશ્ચાતાપ વિના જોઇ રહ્યો. પણ રાધા તો વિલાસની મૂર્તિ હતી. જે પ્રસંગે પુરૂષના અંતઃકરણને એના જીવને મંથન કર્યું, તે દરેક પ્રસંગ એ ભૂલી ગઇ ! એને મન મહેલની બહારનું જીવન ન હતું; રઘુનાથનું અંતઃકરણ ચિરાઇ ગયું, પણ દેખીતી ગંભીર શાંતિમાં એ પોતાનું જીવન કલ્યાણ માર્ગમાં વહેવરાવા લાગ્યો. છતાં રાધાની વિલાસમય મૂર્તિ, એના શરીર પર વહેતો લાલિત્યનો પ્રવાહ. જે એનાં કુમળાં અંત;કરણમાં સંસ્કારરૂપ બની રહી તે એ ભૂલી ન જ શક્યો. એને લાગ્યું કે રાધારાણીને એક વખત મળવું જ જોઇએ, પણ હવે એના મિલનમાં બેદરકાર મશ્કરી હતી. પછી રઘુનાથ જીવન ફેંકી દેવા તૈયાર હતો. આજે હવે રઘુનાથ પોતાના જીવનમાં જે રહસ્ય છૂપાવ્યું હતું, તેના પર એક નજર નાખી આગળ ધસતો હતો.

રાધારાણી વિલાસની મૂર્તિ જેવી, પોતાની બેનમૂન બેદરકારીમાં બેઠી હતી; એના પવનથી ઉડતા વસ્ત્રમાં, એની શુભ્ર હસ્તીદંત જેવી દેહલતા પર, સૌંદર્યના જે સુંદર પલટા હતા તે સ્પષ્ટ દેખાતા હતા. સીધી લીટી દોરનારને લાગે કે ભૂલ થઇ છે છતાં વાંકી લીટી દોરનાર પસ્તાય કે મેં સીધી લીટી ન દોરી. એવો રમ્ય અસ્પષ્ટ વળાંક એના શરીરમાં હતો. ભૂમીતિના કાલ્પનિક બિંદુની જેમ એ પણ સત્ય ઠરતી કલ્પનામાં વધારે હતો; અને છતાં એમાં સત્ય જેવું ઘણું હતું. રાધારાણી અત્યારે બગીચા પર મીઠી નઝર ફેરવતી હતી. જેને આનંદી દશા કહીએ તે દશામાં એ અત્યારે હતી. એની દ્રષ્ટિ આજે અચાનક રઘુનાથ પર પડી.

"ગંગા !" રાધારાણીએ પોતાની એક વિશ્વાસપાત્ર વડારણને બોલાવી ! "જોને આ પહેલો રઘુનાથ કે નહિ ? આંહી કયાંથી ? એ તો શેઠ જગમોહનને ત્યાં હતો ને ?"

ગંગાએ એકી ટશે બગીચા તરફ જોયું: "હા લાગે તો છે એ જ, પણ આંહી કયાંથી ?"

"બોલાવી લાવ તો !"

ગંગા રઘુનાથને બોલાવી લાવી. રઘુનાથના ચહેરા પર હંમેશના ઉલ્લાસ ને કામના આનંદ હતાં; પણ કોઈ દિવસ ન દેખાએલી એવી ઝાંખી મ્લાન છાંયા એના પર હતી. આજે એને સ્મરણના આનંદમાંથી શોકની જવાળા છુટતી હતી; ભૂતકાળના ગર્ભમાંથી જ્વાળામુખીની જેમ ધગધગતો રસ ઝરતો હતો. તે રાધારાણી સામે નીચે ઉભો. રાધારાણી ઉપર ઝરૂખામાં હતી. "રઘુનાથ ! તું આંહી કયાથી ?" રાધાએ સ્રીની સહજ માયાથી પુછ્યું.

"હું," રઘુનાથ હસ્યો. પણ એની નસેનસમાં રાધાની માયાવી બેદરકારી ખુંચી રહી હતી. એના પ્રવાલ જેવા હોઠમાં બીજાના ખુની ખંજર જેટલું લાલિત્ય રઘુનાથને ખુંચ્યું. આજે એ કામની ધમાલમાંથી મુક્ત બનેલો પુરૂષ થઇ ઉભો રહ્યો.

"તું શેઠ જગમોહનમાં નથી ?"

"હા," રઘુનાથે જવાબ આપ્યો અને પોતાનો વિજય નક્કી કરવા ઉમેર્યું: "શેઠ જગમોહનને ત્યાં હું પાર્ટીમાં પણ હતો !"

"એમકે ?" રાધાએ થોડીક બેદરકારીમાં થોડોક દંભ મેળવ્યો. "ત્યારે તેને ત્યાંથી નોકરી મૂકી દીધી ?"

"જી હા !"

"હમણા આંહી માળી છો ?"

"જી હા !"

"ઠીક !" એ અસ્પષ્ટ હસી, એના હાસ્યમાં ભવિષ્યની યોજનાનું ચિત્ર હતું. રઘુનાથ એ હાસ્યમાં બેદરકારી અને દંભને બદલે હવે એકલો સ્વાર્થ જોઇ રહ્યો.

"મ્હારા જેવું કાંઇ કામકાજ ! આપ તો મોટાં છો હું— કોણ ? પણ મ્હારા જેવું—"

"હા, હા, રઘુનાથ ! કાંઈ મુશ્કેલી હોય તો ગંગાને કહેજે હો...અને તું ક્યાં રહે છે ?"

"જી ! આ સામેની ઓરડીમાં." રઘુનાથે સામે એક ઓરડી તરફ આંગળી કરી.

આ વખતે ગંગા કામ હોવાથી ચાલી ગઈ હતી. "રાધારાણી એક વખત અધિક મીઠાશથી જોવા લાગી."

"રઘુનાથ ! પેલા દિવસો સાંભરે છે કે ?" રાધા બોલી. પણ એના બોલમાં હજી સ્નેહની વિહવળતા નહિ, પણ કામ સાધવાનું વ્યવહારકુશળ સ્વાર્થીપણું હતું.

"જી હા ! આપે તો પછી મને વિસાર્યો. પણ હું."

"ચુપ ! છોકરા !—રઘુનાથ !"

રઘુનાથે તિરસ્કારમાં હોઠ કરડયો; ક્રોધમાં ભવાં ચડાવ્યાં; 'છોકરા ?' "હું ! मनस्वी कार्यार्थी न गणयति सुखं नं च दुःखम ते મનમાં બડબડયો:"

ગંગા પાછી ફરી હતી. ને રઘુનાથ ધીમે પગલે પોતાના ક્યારા તરફ હતો.

સ્રીના જેવી મગજને ઉશ્કેરનારી બીજી કોઈ લાગણીમય ગઝલ નહીં હોય ! સ્રીમાં મૂર્ચ્છના પમાડવાનો મંત્ર ભર્યો છે. જે કાલ્પનિક સૃષ્ટિ જેવી એની રસસૃષ્ટિ જીવનને ઉન્નત અને આનંદમય તરંગથી ભરી દે છે. સ્રી ન હત તો અરધી દુનિયા સુખમાં સુત અને આખી દુનિયા મુર્દા જેવી શાંતિમાં પડત. રઘુનાથ રાત્રિના દસ બજ્યે પોતાની ઓરડીમાં એકલો પડયો પડયો નિદ્રા ન આવવાથી આમ તેમ આળોટતો હતો. એટલામાં બહાર જરાક પગરવ સંભળાયો. બારણા પર કોઈકનો હાથ પડયો ને તરતજ પાછળ કોમળ સ્વર આવ્યો:

"રઘુનાથ !"

તે એકદમ કૂદ્યો; વિરહના અંતના આનંદથી કે અભિલાષ તૃપ્તિની કલ્પનાથી થતા સુખની એમાં ગંધ ન હતી. તે કૂદ્યો કારણકે એને પોતાનો વિજય થયો લાગ્યો.

"કોણ ?"

"હું રઘુનાથ ! બારણું ખોલ તો !"

રઘુનાથે બારણું ખોલ્યું. દીવાના ઝાંખા તેજમાં એક સ્રીમૂર્તિ દેખાણી. "રાધારાણી !"

"ચુપ ! છોકરા સંભાળ; ભીંતને પણ કાન છે." રાધારાણીએ ઇશારતથી પાછળ આવવા ફરમાવ્યું. રઘુનાથ તેના પાછળ પાછળ ગયો. બગીચાની પાસે પછવાડે એક જૂનું મકાન હતું તેના ઓટલા પર બન્ને ગયાં.

"રઘુનાથ ! છોકરા !"

રઘુનાથે તિરસ્કારમાં હોઠ કરડયોઃ "જી !"

"અત્યારે ત્હારૂં કામ છે. આ મ્હારી નિશાની" રાધારાણીએ પોતાની વિંટી આપી. "જેલર શિવલાલને ઓળખે છે ?"

"જી હા"

"એને મ્હારા નામથી કહે કે દેવીસિંહને બે કલાક પછી છોડી દેવો. ને એમ ન માને તો આ" રાધારાણીએ એક સોનાનો સુંદર હાર તેના હાથમાં આપ્યો; "અને પછી જલ્દીથી મને ખબર આપ?"

"જી ! બીજું કાંઇ ?"

"બસ ! પણ જલ્દી દોડ, હજુર સ્વારી પાછી આવી પહોંચશે. થોડા વખતમાં તે પહેલાં આ થવું જોઇએ ને કર્યું તે કામ ત્હારી મહેનતનો બદલો મળી રહેશે સમજ્યો કે ?"

"મ્હને બદલો ?" રઘુનાથે પુછ્યુંઃ "મ્હારે તો આપ છો, એ જ બદલો છે" છેલ્લા શબ્દોમાં રઘુનાથ વ્યંગ કરતો હતો. પણ રાધારાણીનું લક્ષ્ય દેવીસિંહ તરફ જ હતું.

રઘુનાથ રાધારાણીનો સંદેશો લઈ ચાલ્યો; પણ એ પ્રથમ અંબતને ઘેર ગયો. તેને વાત કહી ને દેવીસિંહ વિષેજ આ સમાચાર રાજગોપાળને આવવાનું નક્કી કર્યું.

"રાજગોપાલ ત્હને ઓળખે છે ?"

"ના."

" ત્યારે તું જ એને બાતમી આપી આવ. કેમ ઠીક ના ? " થોડીવારમાં બન્ને પોતપોતાના કામ માટે ચાલ્યા.

રઘુનાથ પહોંચ્યો ત્યારે જેલર શિવલાલ જેલથી પાછો ફરતો હતો. રઘુનાથે એને સમાચાર કહ્યા. એ વિચારમાં પડયો.

" જૂઓ ભાઇ, આ કામ જોખમનું છે. મહારાજા એક અઠવાડીઆમાં પધારશે ત્યારે જવાબ આપવા બીજુ કોઇ નહિ આવે. કેમ સાચું કે ? "

" જી હા. પણ, મદનલાલ પાછો ફર્યો; રાધારાણીનુંજોર હવે વધશે. માટે એ વિચાર પણ કાઢી નાખવા જેગ નથી. વળી ત્હમ જોખમમાં શા માટે રહો ? "

"મારા સાહેબ ? ત્હમે પણ રાજા માણસ છો ! હું જવાબ દાર નહિ એ કેમ બને ? "

"જૂઓ, આમ." રઘુનાથે સોનાનો હાર આગળ ધર્યો.

" સાહેબ ! દસવર્ષની નોકરી પછી આ વસ્તુ થાય તેમ નથી."

" પણ "

"હવે પણ ને બણ. છેતો એક સંતને કાન ફૂંકવાની વાત. ગામમાં ઉડાડયું કે ભાગી ગયો. કોણ ત્હમારી નાક ઝાલીને બેઠું છે?

શિવલાલ શક્તિવાળો લેખાતો. શક્તિવાળો એ શબ્દ દેશી અધિકારીઓના સબંધમાં વપરાય ત્યારે તેના બે અર્થ છે; એક રૂઢ ને બીજો ગુઢ રૂઢ. અર્થ પ્રમાણે જે માણસ લાંચ લેતા ડરે નહીં, ઉત્કર્ષ સાધવા શું સાધન વાપરવું એવા તત્વજ્ઞાનના ભેદમાં પડે નહીં, અનેકને ઉડાવી પોતે સ્થિર બને તે શક્તિવાળો મનાયછે. ગુઢ અર્થ પ્રમાણે જે પોતાની લાગવગથી સૌને દબાવે, ડરાવે, પોલા વાજામાં પોલી ભૂંગળ વગાડી જાય તે શક્તિવાળો મનાય છે. શિવલાલ પહેલા અર્થમાં શક્તિવાળો હતો.

શિવલાલે ભેટ લીધી ને રઘુનાથને પાંચ મિનિટ થોભવા કહ્યુ. ત્યાર પછી તે પાછો અંદર ગયો. સંત્રી સાથે થોડી વાર ઉભો, જેલર બારણા પાસે ગયો, પાછો વળ્યો, ને તરત જ રઘુનાથે દેવીસિંહને જેલની જાળી પાસે સંત્રી સાથે વાત કરતાં દીઠો.

શિવલાલ પાછો આવ્યો. શિવલાલની ન્હાની સત્તા હતી, પણ તે સુખી હતો. દેશી રાજ્યોમાં દરેક અમલદારને ન્હાના રાજા કહી શકાય. કારણકે એની સત્તા સર્વદેશી હોય છે.

શિવલાલે કહ્યું: "રાણી સાહેબને મ્હારા સલામ કહેજો અને કહેજો કે હું આપનો સેવક છું."

"અને" તે છેક પાસે આવ્યો "દેવીસિંહ આજે બાર વાગ્યે નાસી જશે!"

"બરાબર!"

"ત્હમે કાંઇ તૈયારી રાખી છે? અમે નિયમ પ્રમાણે પોલીસ-સુપ્રી. સાહેબને ખબર આપવાના."

"બહાર ઘોડાં તૈયાર હશે!"

"ઠીક."

રઘુનાથ ઝપાટાબંધ અનંતના સમાચાર મેળવવા પાછો વળ્યો.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### અનંતે રચેલું તંત્ર.

રાજગોપાલ—કલ્યાણીનો પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સઘળા સુપ્રીન્ટેન્ડેન્ટ હોય છે તેમ કડક હતો. કડક એટલે શૂરવીર નહિ; કારણકે સિંધી અથવા મિયાણાએ જ્યારે જ્યારે ગામ લૂંટ્યાં હતાં ત્યારે સાહેબનો મૂકામ ત્યાંથી થોડે જ દૂર હોય! એનામાં કેટલાક અમાનુષી તત્ત્વ હતાં. એ જ્યારે ગામમાં નીકળતો ત્યારે એની ધાક ખુબ બેસતી. બીજાં પણ બે ચાર રજવાડામાં ન્હાની મોટી નોકરી કર્યા પછી આંહી સ્થિર થયો હતો. એક વાર લૂંટારા ગામ લૂંટે છે તે સમાચાર તેને મળ્યા. તે નંદરાજ પાસે ગયો; પણ નંદરાજ એમ ડગે તેવો માણસ નહોતો. વરિષ્ઠસત્તાશાળી—જો લૂંટારામાંથી એકનું ધડ જૂદું પડે તો નંદરાજની સામે કૈંક કોભાડ ઉઠાવી એના સામે એક જબરદસ્ત લડત ઉઠાવે. આમ નંદરાજ પોતાની બધી સત્તા સહિત સત્તાહીન જેવો ગામને લૂંટાતો જોઇ રહ્યો! ન ગામને મદદ પહોંચી કે ન ક્યાંથી પહોંચાડી શકાણી.

ગામના માણસો પોતાના બાપદાદાના પાળીઆ પાસે બેસી ધિંગાણાની વાતો કરતા; પણ ધિંગાણાની કળા તો બધી ભૂલી જવામાં સંસ્કૃતિ છે; કેળવણી છે; એવું બસો વર્ષ થયાં રેડેલું ઝેર નસેનસમાં પ્રસરી જવાથી મૂઢની માફક—અરે અચૈતન્ય પત્થરની માફક—માત્ર બેસી રહ્યા! કાઠિયાવાડની—જમીનમાં આજે આ પણ સમય છે!

અનંત રઘુનાથથી છૂટો પડી રાજગોપાલને બંગલે પહોંચ્યો. તે બહાર બેઠો. અંદર રાજગોપાલ કોઇકની સાથે વાતચીતમાં પડયો હતો.

" આ મંડળ મંદિરથી જૂદું છે?"

"જી હા." સામે બેઠેલા એક જુવાને જવાબ આપ્યો. તેનો વેષ કારકુન જેવો હતો, પણ તે છૂપી પોલીસનો માણસ છે એમ એના ચ્હેરા પરથી સ્પષ્ટ કળી શકાય.

"ત્યારે આનંદમોહન હાલ કયાં છે? મંદિરમાં કોણ કામ કરે છે?"

" આનંદમોહન મુસાફરીમાં છે, થોડાવખતમાં આવશે, આ માણસ જે મંડળ ચલાવે છે તે જૂદો જ છે."

"હં", રાજગોપાલ વિચારમાં પડ્યો.

"ત્યારે રહસ્યમંદિર શું છે? આ મંડળ શું કામ કરે છે?"

" જી, રહસ્યમંદિરનો અધિષ્ઠાતા ડો. આનંદમોહન ખેડુતસંઘ ઉભો કરવા ઇચ્છે છે. એ બધી ન્હાની મોટી સત્તાઓને એક કેન્દ્રમાં લાવવા ઇચ્છે છે. એનું કામ કલ્યાણીના પરિવર્તન માટે નથી, સમસ્ત સત્તાધીશોમાં નવી મનોદશા ઉત્પન્ન કરવાનું છે; પણ તેમ કરતાં પ્રજાતંત્રની ભાવના ફેલાવી—એજ જેને નોકરશાહી માને છે, તેના દરેકે દરેક છિદ્ર નંદરાજ પાસે રજૂ કરી એ પરિવર્તન લાવવા મથે છે. એ નોકરશાહીનો દુશ્મન છે, ને તેથી—એના પર તાકીદે ધ્યાન આપવાની જરૂર છે."

" અને આ મંડળ?"

" જી! એ મંડળનો સંચાલક પ્રજાકીય સ્વતંત્રતામાં માનનારો છે. એનામાં સમાજવાદની કલ્પના ભૂખી રહી છે; પટાવાળાથી

માંડીને ન્હાની મોટી દરેક સંસ્થામાં એનાં એકાદ–બે માણસો ઘુસી રહ્યાં છે; અત્યારે હું આંહી છું એ ખબર એને પડવાની.

"હં !"

"જી હા. એની પ્રથા જૂદીજ છે; એ દૂધ વેચનારો બની નવબજયે શું થયું એ જોઇ જાય; માળી બની સાંજે શું બન્યું તે જોઇ જાય છે. એ ડોકટર આનંદમોહનનો પ્રતિસ્પર્ધી છે પણ એની પાછળ વિશ્વાસ ને સ્નેહથી ઘૂમ્યે જાય છે. અત્યારે ડો. આનંદમોહન જ્યારે ઉપલાવર્ગમાં ઘૂમે છે; ત્યારે અજ્ઞાન–જનસમૂહમાં અનંત અને એનું મંડળ ઘૂમે છે. એમાંનાં કેટલાક રામાયણ વાંચી ગુજરાન ચલાવે છે; કેટલાક કથા કરે છે; કેટલાક મફત દવા વેચે છે; કેટલાક મફત ભણાવે છે, અને આ દરેક વાતાવરણમાં પ્રજાના હક્ક શું હોય તે સમજાવે છે. છેલ્લા શ્વાસ ભરતી વૃદ્ધ સ્ત્રી પાસે આશ્વાસન માટે અનંત મંડળનો માણસ હોય ! વિવાહની ધામધુમમાં મફત કામ કરનાર પણ તે ! પાણીનો અવેડો બંધાવવા ફંડ ઉભું કરનાર પણ તે ! ને સ્ત્રીઓ પાસે ઓખાહરણમાં–શિવનું આખ્યાન કરનાર પણ તેજ ! આમ અનંતમંડળ અનેક સ્વરૂપે છે; ને લોકસમૂહમાં અનેક રૂપે વહેંચાઇ રહ્યું છે ! "

"રહસ્યમંદિર તૂટી શકે; પણ અનંતમંડળ તો પ્રજાનું એના બચ્ચાં જેવું હમ્મેશનું જીવન થઇ પડયું છે. "

" એનું નામ શું ?—આ મંડળ દોરનાર "

" જી એનું નામ... "

એજ વખતે પટાવાળે પ્રવેશ કર્યો "અનંત—નામનો એક માણસ આપને મળવા ઇચ્છે છે."

"હં !" પેલો જુવાન બેઠો હતો તે ઉભો થઇ ગયો; "જી એનું નામ—અનંત ! "

રાજગોપાળ ભડકયો; " હં ! અનંત—ત્યારે હવે ? આ એ જ પોતે" એના ચ્હેરા પર ગભરાટ છૂટયો. તે પટાવાળા સામે ફર્યો; " જમાદાર સુલેમાન છે ? "

" જી ! રજા પર છે !"

" ત્યારે બનેસિંહ ? "

"જી! એ હાજર છે."

"ઠીક, જા પેલા માણસને મોકલ ને બનેસિંહને કહે કે જેવો તે આંહીંથી નીકળે કે તરત પકડી લે."

રાજગોપાલ ને પેલો જુવાન બન્ને આતુર દષ્ટિથી દ્વાર તરફ જોઇ રહ્યા. દીવાનું ઝગઝગ થતું તેજ દિવાનખંડના ફર્નીચર' પર પડી ચારે તરફથી પ્રકાશનું પરિવર્તન થતું હતું. રાજગોપાલે પોતાની રીવોલ્વર સંભાળી. એટલામાં એની દષ્ટિ સામે ઉભેલા જુવાન પર પડી. એના ચ્હેરામાં અડગ ધૈર્ય ને અખંડ શાંતિ હતાં; એના તેજપૂર્ણ મુખમાં એક બે—આછી આછી—સ્નેહની રેખા હતી. એ સિવાય આખા ચ્હેરામાં નરમાશ કે મૃદુતા જેવું કાંઇ હતું નહિ. પણ દરેક ક્ષણના જીવનમાં એ જીવતો હતો. અત્યારે પણ એ જીવી રહ્યો હતો. તે વિનયથી રાજગોપાલ સામે ઉભો.

રાજગોપાલને કપાળે પરસેવો આવ્યો, એણે કપાળ પર હાથ ફેરવ્યો ને આડી નજરે પોતાના ગુપ્ત પોલીસ તરફ જોયું. એણે ઇશારતથી હા કહી.

"તમારૂં નામ ?—"

"જી! અનંત!"

"હા, ત્યારે તમે તો—"

"અનંતમંડળનો અધિષ્ઠાતા—"

"હા હા. ઠીક" રાજગોપાલ હસ્યો; "આવોને બેસો, ઉભા છો શા સારૂ? આવો!"

"મ્હારે આપને એક ખબર કહેવા છે!"

"શું? બોલોને ખુશીથી."

"કે—આંહી કોઇ—"

"ના કોઇ નથી. આ ભાઇ તો મ્હારૂં જ માણસ છે." રાજગોપાલે ગુપ્ત પોલીસ સામે જોઇ કહ્યું.

"આજે બાર વાગ્યે દેવીસિંહ નાસે છે!"

"હં! કેમ ખબર પડી? અને તમારે આ પરોપકારૂં કેમ કરવો પડ્યો?" રાજગોપાલ હસ્યો.

" આ વાત સાચી છે; માનવી ન માનવી તમારી મરજી !"

" હવે એ તો ઠીક " રાજગોપાલનો વિશ્વાસ ઉઠી ગયો. તેને લાગ્યું કે આ દગો પોતાને જ ફસાવવા માટે છે. "પણ તમને આ કામ કરનાર કોણે નીમ્યા ? જવાબદારી વિનાનાં માણસો આમ રાજ્યકારભારમાં હાથ નાખે એ મહારાજા નંદરાજને ગમતી વાત નથી—સમજ્યા કે ? "

" જો તમે મારી પ્રવૃત્તિ વિષે કહેતા હો, તો સ્વતંત્રતાદેવીને ચરણે જીવન આપવાનો મારો નિશ્ચય છે !"

" નવરાશ ! કાંઇ ધંધો નથી કે શું ભાઇ ? તમારા મંડળને જેમ બને તેમ જલ્દી વિખેરી નાખજો. સમજ્યા ?

" અમારૂં મંડળ આ શ્રાવણી અમાસે જ મળવાનું છે; તમે વિખેરવા આવશો કે ?" અનંતના સ્વરમાં હવે એનું જોર આવ્યું.

"નહિતર શા માટે નહિ ? મીઠાંની રાબ ને લાઠીના માર પાસે કોણ ટકે એ જોવું છે ?"

" મારૂં નામ અનંત છેઃ જીંદગી મારે મન રમત છે ! "

" આટલી સત્તા તમારી હશે ? "

" જે સત્તાને યોગ્ય નથી તેની પાસે સત્તા રહેવા દેવી એ મનુષ્યનો સૌથી વધારે આપઘાત છે મંડળ વિખેરવાનું તમને આહ્વાન કરૂં છું ! શ્રાવણી અમાસ કાંઇ દૂર છે ? "

" બૈરી છોકરાં રખડશે ! ભાઇ ! બહુ સારૂં નથી ! "

" જ્યારે મનુષ્ય ગુલામ હોય ત્યારે સ્ત્રીને પરણીને બીજા નવા ગુલામ ઉત્પન્ન કરે એ અનીશ્વરવાદ છે ! ઇશ્વર જેવો મનુષ્ય ગુલામ બનવા માટે નથી ! "

રાજગોપાળનો મગજ ગયોઃ તેણે રીવોલ્વર કાઢી ને જોસથી સામે ધરી, મોટેથી બુમ પાડી;

" બનેસિંહ ! પકડો—"

એજ વખતે ખૂની તલવારની સામે હસી શકે એવો નિર્મળ ચહેરો સૌની અને અનંતની વચ્ચે ઉભોઃ એક કદાવર પુરૂષ બનેસિંહને બદલે ઘુસી ગયો હતોઃ તેણે મોટેથી કહ્યું.

" સલામ ! પ્યારે રાજગોપાળ ! "

રાજગોપાળ એ કમરા પાછો હઠયો, એનો ગુપ્તચર આશ્ચર્યમાં રાડ પાડી ઉઠયો;

" ડૉ. આનંદમોહન ! "

"હું "

એક પટાવાળાએ પ્રવેશ કર્યો; પણ તે થંભી ગયો:

" સાહેબ ! જેલર શીવલાલ આવે છે !"

રાજગોપાળ આ સીનેમા જેવા એક પછી એક ત્વરાથી બનતા બનાવને ગોઠવી શકયો નહિ: તે ગુંચવાડામાં પડયો; એણે રિવોલ્વર મૂકી દીધી.

" તમે કોણ છો ?" એણે હવે પેલા નવા આવનારને પૂછ્યું

" હું ! ડૉકટર આનંદમોહન "

અનંત એની સામે ફર્યો; " તમે આવ્યા ! "

એના પ્રશ્નમાં સમજાય તે કરતાં વધારે અર્થ હતો.

" હા, કારણકે એક વાત તને કહી ન હતી; તેં વિશ્વાસથી મારો ધર્મ ઝીલ્યો પણ એનું તત્ત્વજ્ઞાન પણ છે." રાજગોપાલ કાંઈ સમજયો નહિ: તેણે એક રાડ પાડી: 'બનેસિંહ' પણ હજી કોઈ આવ્યું નહિ; આનંદમોહન તો શાંતિથી બોલતો હતો.

"છેવટની ઘડી પર મનુષ્યના વિકારી ક્રમનો આધાર છે. જો આ હિંસક અવસ્થામાં રાજગોપાલ મરે તો એ વિકારી ક્રમનાં અનેક ચક્ર પાછો હટી—મનુષ્યત્વથી ભિન્ન—હિંસક પશુવૃત્તિમાં આવે. જ્યારે તું એને જીવવાનો સમય આપી ત્હારું સ્વાર્પણ કરે તો એ પશ્ચાતાપના અગ્નિથી તવાઈ જીવનને હજી સારું જીવી શકે, અથવા છેવટની ઘડી હિંસક વૃત્તિમાં હોય ત્યારે પ્રાણ ન છોડે. તારી સ્વાર્પણની રોશની તારો વિકાસ તો સાધશે જ "

"ત્યારે યુદ્ધમાં મૃત્યુ પામે તેનું અધઃપતન થાય, કારણકે તે વખતે હિંસાવૃત્તિ પ્રાધાન્ય હોય છે ?"

" એટલા જ માટે આદર્શ યુદ્ધ નૈતિક સિદ્ધાંત માટે ચાલે છે; ને તેમાં લડનારે- હિંસક વૃત્તિથી નહિ—પણ કર્ત્તવ્યની ઉચ્ચ ભવ્યતાથી લડવાનું છે "

"એ ઉમભવ્યતા—કર્તવ્યની—સારી નહિ કે આ તમારું અહિંસાનું તત્વજ્ઞાન" એજ વખતે બનેસિંહે ઉતાવળમાં પ્રવેશ કર્યો.

'સાહેબ !' તેણે ગભરાટમાં જ કહ્યું: 'મહારાજકુમાર અર્જુનદેવ પધારે છે! અને—'

રાજગોપાલ હવે ખરેખર મૂંઝાયો.

'અને ?—'

'શિવલાલ કહે છે કે દેવીસિંહ પલાયન કરી ગયેલ છે !'

'હૈં !'

તરતજ રાજગોપાલની નજરે અર્જુનદેવનો ભવ્ય ચહેરો ને શાંત મુદ્રા દ્વારમાં દેખાણાં. રાજગોપાલ સામે ચાલ્યો; અર્જુનદેવ પાછો હઠયો.

'આ શું રાજગોપાલ '

'જી! આ બે અજવાબદાર પ્રજાજન છે!'

'એમ કે? અને એની તપાસ થાય છે?'

'જી ના, એમ તો નહિ પણ—પણ' કલ્યાણીના ઘડીઆળમાં એકનો ટકોરો થયો. રાજગોપાલ ગભરાયો.

દેવીસિંહને ભાગતા એક કલાક તો થઇ ગઇ. હવે એને લાગ્યું કે અનંતની વાત સાચી હતી.

'પણ શું ?'

'જી! આપને એક વિનંતી કરવાની છે. અત્યારે હમણાંજ દેવીસિંહ નાસી છૂટેલ છે, માટે હું સત્વર પાછળ જવા માગું છું.'

'હું તમને બીજાજ સમાચાર આપવા આવ્યો છું!'

'શું ?'

'રાજવૈદ ને રાધારાણી છોકરાની ચિંતામાં છે! માટે એ બાબતનો બંદોબસ્ત કરવા જેટલા તમે રાજભક્ત રહી શકશો ?'

'જી! શા માટે નહિ? પણ હું અત્યારે ઉતાવળથી જવા આવવા માફી માગું છું.'

અનંત અને આનંદમોહન ધીમે પગલે બહાર નીકળી ગયા.

રાજગોપાળ તરત ઉપડી ગયો, અને અર્જુનદેવ પોતાના હમ્મેશના નિયમ પ્રમાણે એકલો–અદૃશ્ય થઇ ગયો.

થોડીવારમાં કલ્યાણીના માર્ગપર ઘોડાની દોડધામ થઇ રહી; પણ અનંત ને આનંદ મોહન શાંત આગળ—વધતા હતા. અનંતના કર્તવ્યધર્મના ઉગ્ર ભવ્યતા વિષેના સવાલમાં આનંદ મોહન જવાબ દેતો હતો "કર્તવ્યધર્મની ઉગ્રભવ્યતા–પરથી મનુષ્ય વારંવાર સરી જાય છે, સ્વાર્પણની રોશનીમાંથી નહી; માટે વ્યક્તિ વિકાસ ક્રમની સાંકળ એની સાથે વધારે બંધ બેસતી છે." અનંત ઘેર પહોંચ્યો ત્યાં રઘુનાથ એની રાહ જોતો બેઠો હતો.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### જેનું જે થાય તે ખરૂં.

રઘુનાથ તો રાધારાણીનો વિશ્વાસુ માળી થઇ રહ્યો. ગંગાનો વિશ્વાસ પણ એના પર ચોંટતો હતો. વિશ્વનાથનું તો એ માણસ હતો; ને જે માટે દેવીસિંહને નસાડી પાછળ રાધારાણીને યાત્રા કરવા મોકલવા માટે એને ત્યાં રાખ્યો હતો. તે કાર્યમાં એ સફળ થયો હતો; પરંતુ ત્યાર પછી રાધારાણીની મનોદશા ફરી હતી.

જે દિવસે દેવીસિંહ નાઠો–અથવા દેવીસિંહને નસાડયો, તેને બીજે જ દિવસે નંદરાજ આવે છે એવો તાર આવ્યો. નંદરાજ આવ્યો પણ તે અત્યંત નિર્બળ અવસ્થામાં હતો, એ વધારે વખત જીવે તેવી આશા હતી નહિ. ધીમે પણ દૃઢ પગલે શારીરિક નિર્બળતા એના પર ફેલાતી હતી. રાધારાણીને દેવીસિંહના ખ્યાર કરતાં એક બીજી જ મહેચ્છા જન્મી. ભવિષ્યમાં રાજમાતા બનવાની.

નંદરાજની વૃદ્ધાવસ્થા ને અશક્તિના સમયમાં એને ઉપયોગી થઇ પડે માટે એના માગણી પરથી એજન્સીએ મદનલાલને નાયબ દિવાન તરીકે નીમ્યો હતો; પ્રજાજનમાં સાચી બીના ચર્ચાતી હતી, પણ વીસમી સદીમાં કાગળ પર જેમ લખાય છે તેમ આ લખાયું હતું. કલ્યાણીના વાતાવરણમાં મદનલાલ આવતાં ફરી

ક્ષોભ ઉત્પન્ન થયોઃ ને અત્યારે સૌ પોતપોતાના કાર્યમાં મશગુલ હતા. નંદરાજનો જીવનસૂર્ય ધીમે અસ્ત પામતો હતો; ને દેશી-રાજા ગાદીપર બેસે ત્યારે જેવો દબદબો ને બાદશાહી દેખાય છે, તેટલી જ ગરીબાઇ ને બેદરકારી એના મૃત્યુમાં દેખાય છેઃ એ મરે કે જીવે એની ફિકર કોઇને હોતી નથી. રંકની ઝુંપડીમાં બચ્ચું મરે છે ત્યારે એની પાસે આશ્વાસન માટે પિતાની ભીની આંખ કે માતાનો ધ્રૂજતો હાથ હોય છે; દેશી રાજા મરે છે ત્યારે તેનું છેલ્લું આશ્વાસન એનું મૃત્યુ પોતે જ હોય છે.

અત્યંત સમૃદ્ધિમાં સ્નેહ કેવો વહેંચાઇ જાય છે એનું સૌથી સરસ ઉદાહરણ દેશીરાજાનું મૃત્યુ છે! ડોકટરનાં બીલ ભરવા સિવાય કોઇપણ જાતનું સંભાળભર્યું સ્નેહમય વાતાવરણ એની પાસે હોતું નથી. રાજાના જીવનનો બધો આનંદ એની છેલ્લી ઘડીએ ભયંકર પશ્ચાતાપમાં રૂપાંતર પામે છે! રાજાનું મૃત્યુ એ મૃત્યુને પોતાને હાસ્ય થાય એવું મશ્કરીભર્યું જીવન છે! રાજા પોતે રાજા બનતાં મનુષ્ય રહી શકયો નથી; બાલ્યા-વસ્થામાં મધુર માની ગોદને બદલે પેલા કડક ખવાસની મશ્કરીમાં એ જીવન વ્યતીત કરે છે. એની યુવાવસ્થા એક જાતનો દોડયો જતો વેગ છે. વૃદ્ધાવસ્થા ભયંકર પશ્ચાતાપથી ભરપૂર ભૂલભર્યું જીવન છે! એ બાળક હતો ત્યારે માની મજા મેળવી શકયો નથી; યુવાન હતો ત્યારે સ્નેહાળ પત્ની પાસે ઘડીભર 'રાજપદ' મૂકી હરયો નથી; વૃદ્ધ થયો ત્યારે પુત્ર–પૌત્રને રમાડતાં 'ભારેખમ' જીવન હલકું કરી શકયો નથી. ઓ! રાજા બનવું એ કુદરતનો ભયંકર અકસ્માત છે, માનવ જીવનની ભૂતકાળની ભૂલ છે, દુનિયા પરથી જેમ વહેલું રાજપદ ઉડી જાય તેમ એટલા મનુષ્યને મનુ-ષ્યત્વનું ભાન વહેલું થાય!

કલ્યાણીનરેશ અત્યારે આ અવસ્થામાં હતો. એ મૃત્યુ તરફ ધસતો હતો ને એની આસપાસ લડાઇના ભણકારા વાગતા હતા. રાધારાણી મદનલાલ સાથે મળ્યાં હતાં; છોટાલાલને વિશ્વનાથ રાઘવ સાથે મળી લક્ષ્મીને આગળ કરતા હતાઃ આનંદમોહન સર્વત્ર ઘુમતો હતો; રઘુનાથ રાધારાણીને છેલ્લી શેહ આપવાના વિચારમાં હતોઃ અનંત ને રાજગોપાળ અરતમાં ઉતર્યા હતા. આમ

કલ્યાણીના વાતાવરણમાં ભવિષ્યના રણયજ્ઞનો નાદ ચારે તરફ સંભળાતો હતો.

શ્રાવણ વદ ચૌદશની અંધારી રાત્રિમાં આછા આછા છાંટા પડતા હતા; ને સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય હતું. એ વખતે નંદરાજના મહેલમાંથી બે બાઇઓ નીચે ઉતરી. એકની ચાલમાં જુવાનીનું જોમ ને ચપળતા ભર્યાં હતાં. બીજી એની પાછળ ધીમે પગલે આવતી હતી.

"ગંગા" ? આગળ ચાલનાર બોલી: "તું ચાલી પણ શકતી નથી ? અત્યારે નહિ હોય તો ?"

"ના મેં એને આજ સાંજે જ જોયો છે !"

"એમ કે ? ચાલ ઉતાવળ કર."

ગંગા આગળ વધી ને મહેલ પાછળના બગીચામાંથી એક ઓરડી તરફ આગળ વધી; તેણે ધીમેથી સાંકળ ખખડાવી.

"કોણ ?"

"ધીમે બોલ, હું ગંગા !"

ઓરડીનું બારણું ખોલ્યું ને દીવાના આછા પ્રકાશમાં ગંગાએ એક જુવાનને પોતાની સામે ઉભેલ દીઠો.

"રઘુનાથ ? રાધારાણી પધાર્યા છે !"

રઘુનાથ આ સમાચાર સાંભળવાની રાહ જોતો હતો; એટલે એના ચ્હેરા પર તિરસ્કારભર્યા હાસ્ય સિવાય બીજી કોઇ નિશાની ન હતી.

રાધા આગળ આવી; રઘુનાથ–છોકરા–સાંભળે છે કે ?

"જી !" રઘુનાથ મીઠું વૈરની તૃપ્તિ ભર્યું હાસ્ય હસ્યો.

"તમારામાં કેટલો વિશ્વાસ મૂકી શકાય ?"

"તમને યોગ્ય લાગે એટલો; જગમોહન શેઠની પાર્ટિમાં હું હતો !"

"બરાબર ! રાધાએ વાત ઉડાવી: રાજની રમ્મત તું ખેલી શકે ખરો ? આ કાંઇ દેવીસિંહને બચાવવા જેવી વાત નથી, જીતે ને જીવે તો કલ્યાણીનું રાજતંત્ર તારે ત્યાં, હારે તો મૃત્યું. ત્હારૂં એકનું જ મૃત્યુ થાય ને તને હોમનાર આનંદ કરે. આ તું સહન કરી શકશે ખરો ?—તને છાનું સહન કરતાં આવડશે ?"

"તમે મને ઘડીઆળ પેઠે કામ કરતો ને નગારાં પેઠે ટીપાતો જોયો છે; હું ઘણું સહન કરી શકું છું. કારણ કે એથી વધારે બીજા સહન કરે છે!"

રઘુનાથના છેલ્લા શબ્દોના મર્મ તરફ રાધાનું ધ્યાન હતું નહોતું; તે પોતાના કાર્યમાં મશગુલ હતી.

"ઠીક; જો છોકરા સાંભળ; રાજવૈદને ત્યાં જા..."

રઘુનાથની નજર સમક્ષ નવો પ્રશ્ન—નવો કોયડો ઉભો થયો; તે શાંતિથી ઉભો.

રાધારાણી છેક પાસે આવીઃ "ત્યાં દેવીસિંહ છે!"

"હા" રઘુનાથે ડોકું ધુણાવ્યું.

"એને પૂછજે કે તૈયારી કરી? જો હા કહે તો કહેજે કે કાલે સવારે પાંચ બજ્યે."

"બીજું કાંઇ?"

"નહિ!"

"તમને જવાબ ક્યાં આપું?"

રાધારાણી જરા–પાછળ હતી, તેણે ગંગાના કાનમાં કહ્યુંઃ રઘુનાથે તે સાંભળવા યત્ન કર્યો પણ પૂરૂં સંભળાયું નહિ. ગંગાનો સ્વર કાંઇક ઉંચો હતો. તેમાંથી બે ચાર શબ્દ ઝીલ્યા;

"બહુ તો–રાત કાઢે તો"

"રાધા પાછી આવીઃ તું ગંગાને અંહી જ મળજે. એ ત્હારી રાહ જોશે."

રઘુનાથ ઝપાટાબંધ અદ્રશ્ય થઇ ગયો. રાધારાણી પાછાં વળ્યાં. "ગંગા! હું તૈયારી કરૂં છું તું જલદી આવજે. વખતે લપટયા તો! કેમ સાચું કે નહિ?"

"હા બા સાહેબ! પણ જો જો હો" તે છેક પાસે આવી "પેલી લાકડીમાંથી કુંચી કાઢીને જવેરાત પરજ હાથ નાખો! અત્યારે હવે એને ભાન નથી."

રાધારાણી ચાલી ગઇ.

રઘુનાથ ઝપાટાબંધ આગળ વધતો હતો. એના જીવનનો આ છેલ્લો પાસો હતો; રાધારાણી કોઇ મહેચ્છાથી રોકાઇ ગઇ છે એ એને ખબર હતીઃ એ મહેચ્છાને ધૂળ મેળવવા, છેલ્લો પાસો

ઘો નાખવા, એ રાહ જોતો હતો. અત્યારે એ તક એના હાથમાં આવી હતી. પણ રાધાનો સદ્દેશો એ બરાબર સમજ્યો નહી હતો.

તેમજ ગંગા સાથેની વાતચીત પણ બરાબર સંભળાણી નહીં. રાધા પોતાને થાપ ન મારી જાય એ વિષે વિચાર કરતો તે આગળ વધ્યો.

હા ! હા ! હા ! હા ! રાજવૈદના બંગલા પાસે પહોંચતાં તે અચાનક હસી પડયોઃ પોતાના હાસ્યના પડઘા સિવાય બીજું કાંઇ રાત્રિમાંથી આવ્યું નહીં. અરેરે ! રઘુનાથ ! તું આટલી જ શકિત ધરાવે છે. ? તે મનમાંજ બોલ્યોઃ રાધાના શબ્દો એના સંપૂર્ણઅર્થમાં અચાનક એને મન સ્પષ્ટ બન્યા હતાઃ બીજું કાંઈ નથી. કાલે સવારે પાંચ વાગ્યે કાં રાધાને છોકરું આવશે ને કાં એ દેવીસિંહને ઝવેરાત સોંપશે !

વગર પેટે છોકરૂં ! શું કરશે બાહોશ વિજ્ઞાનશાસ્ત્રીઓ ! તે તરતજ પાછો ફર્યોઃ કોને કહેવું ? રાજગોપાળને ? ના, મદનલાલનો હાથ કેટલો છે એ જાણવા વિશ્વનાથજ ઠીક પડશે.

તે જાણે ઉડતો હોય તેમ વિશ્વનાથને ત્યાં પહોંચ્યો; વિશ્વનાથને હમણાં હમણાંમાં રઘુનાથ આમ અનાયક જગાડતો એટલે દરવાને એને જવા દીધો.

વિશ્વનાથ હજી પોતાના દિવાનખંડમાં જાગતો બેઠો હતો; તેની સામે એક જુવાન બેસીને વાતો કરતો હતો.

રઘુનાથે અંદર જોયું; આ કોણ ? નથુ. એ અત્યારે કયાંથી ? તેણે કોકિળ ખખડાવી; સાહેબ !

"કોણ ? રઘુનાથ આવને !"

'જી ' કહી રઘુનાથ અંદર ગયો. અંદર નથુ બેઠો હતો; 'કાં નથુભાઇ ! તમે કયાંથી ?'

"શું કરે ? આવવું પડે નાં ! કાં શું છે ?"

"જી આપને જલ્દી મળવું છે !"

વિશ્વનાથ ઉઠીને અંદર ગયો. જતાં એણે નથુ તરફ એક અર્થભરી દ્રષ્ટિ નાંખી; રઘુનાથ એનો મર્મ સમજ્યો નહિ, પણ નથુને હથિયાર સંભાળતો જોયો; 'મોત તારીની ! આને તો આનો પણ અવિશ્વાસ છે ! ઠીક છે !'

"કાં શું છે ?"

" જી, પરમ દિવસ રાધારાણીને છોકરૂં આવશે અથવા–" રઘુનાથે વખતમાં ફેરફાર કરી નાખ્યો; કાલને બદલે પરમ દિવસ કહી દીધું.

" હેં ! તને ક્યાંથી ખબર ? છોકરા ! રઘુનાથ ! " રઘુનાથે એનો અવાજ ઓળખ્યો. નક્કી નથુએ આવા જ સમાચાર આપેલ હોવા જોઇએ. ને એટલા જ માટે મને રાધાનો માણસ ધારી, એણે એકાંતમાં આવતાં નથુ તરફ અર્થભરી દ્રષ્ટિ ફેંકી !

રઘુનાથ ટટ્ટાર થયો; 'તમને ક્યાંથી ખબર ? હું પોતે જ... આ સમાચાર દેવીસિંહને આપવા જાઉં છું.'

વિશ્વનાથ ગંભીર બની ગયો; આ છોકરો બધું જાણે છે; પોતે પહેલો સમાચાર જાણનાર બની, સૌથી વધારે અગત્યનો પુરૂષ બનવાની, વિશ્વનાથની મહેચ્છા પર ઘા પડયો. રઘુનાથ તે કળી ગયો.

" પણ તમે અજાણ્યા ન રહો માટે તમને કહું છું. "

'બરાબર' વિશ્વનાથ યંત્રવત્ જવાબ આપતો હતો; " પરમ દિવસ ચાર વાગ્યે સવારે છોકરૂં આવશે કાં ? દેવીસિંહ આંહી છે ? "

" હા. રાજવૈદને ત્યાં. "

" બરાબર એ નથુએ કહ્યું. " નથુ !—વિશ્વનાથે હવે બન્નેની વાતમાંથી સાર ખેંચી કાઢવા નિશ્ચય કર્યો. નથુ આવ્યો. નથુના તેજપુર ગામમાંથી જ આ સમાચાર ફેલાયા હતા; "

"ત્યારે દેવીસિંહ ત્યાં આવીને કંકુને તેડી લાવ્યા એમ નાં."

' જી હા. અને આંહી રાજવૈદને ત્યાં એને રાખેલ છે. અને પછી એનો ઉપયોગ સહેલાઇથી થાય. "

" કંકુ કોણ ? " રઘુનાથે પૂછ્યું.

" જી. એની રખાયત છે. એને છોકરૂં આવે તેમ છે. એટલે પછી તેને આંહી લાવ્યા છે. "

રઘુનાથને હવે પૂરેપૂરી સાંકળ મળી ગઇ: હવે તે પાછો ફર્યો.

" ત્યારે તહમારી કાંઇ સુચના ?— "

" હા. દરબાર સાહેબને કેમ છે ? "

" ઠીક છે. કાલે નહિ હોય. સવારે. "

" હેં !" 'હા' રઘુનાથે ટુંકો જવાબ વાળ્યો ને તે એકદમ પાછો ફર્યો.

રાજવૈદને ત્યાં પહોંચ્યો ત્યારે ઘારો અંધકાર ફરીને જામતો

હતો; ને થોડાક છાંટા શરૂ થયા હતા. દેવીસિંહ હમણાંજ પથારીમાં પડયો હશે, કારણકે રઘુનાથના પહેલેજ સાદે તે બહાર આવ્યો.

"કાં કોણ છે?"

"જી, હું રઘુનાથ!"–રઘુનાથ છેક પાસે ફર્યો.

"કાં શું છે?"

"જી, પરમદિવસ સવારના ચાર વાગ્યે—'

"હેં!" દેવીસિંહ ગભરાયો:"પણ–પણ–શું તું ત્યાં શું કામ કરે છે?"

"જી, હું–રઘુનાથ હજી પાસે આવ્યો: હું ત્યાં માળી કહેવાઉં છું પણ રાધારાણીના સંદેશા લઇ જાઉં છું!"

"ત્યારે ત્હેં બરાબર યાદ રાખ્યું છે? ભૂલ નથી થતી કે? કાલે તો નથી કીધું'નાં? અને–અને અહીં તો આજ...આજનો દિવસ."

'હા'. રાધારાણીએ એ કહ્યું છે. "ફિકર નાહ. આજ જન્મ થાય તો પણ વાંધો નહિ. મદનલાલ છે. એવી નીમેલ લેડી ડોકટર છે, પછી શું વાંધો છે?"

"બરાબર. ત્યારે તું સમજ્યો છે." દેવીસિંહના ચહેરા પર સંતોષ છવાયો.

'હા. દરબાર સાહેબ ઘડી–બે ઘડીમાં નહિ હોય. ને કાલે આમ થાય તો દેખાવમાં અપશુકન મનાય; માટે એક દિવસ પછી' રઘુનાથે શાંતિથી એક પછી એક વાકયો ઉચ્ચાર્યાં.

'દરબારસાહેબ–રાજાસાહેબ–બસ છેલ્લી—'

'જી હા, છેલ્લી અવસ્થામાં જ છે. કદાચ હું પહોંચીશ ત્યાં જ નહિ હોય. આપને કાંઇ કહેવરાવવું છે?'

'હા. તૈયારી રાખજો, પરમદિવસ ચાર વાગ્યે.'

'બસ?'

'બસ.'

રઘુનાથ એટલી જ ઝડપથી પાછો ફર્યો: કલ્યાણીની શેરી પછી શેરી વટાવતો તે એક સાંકડી શેરીના બે માળના ઘર પાસે ઉભો: દીવો બળતો હતો: નાગમતીનું બુલબુલ પક્ષીના સ્વર જેવું આનંદી હાસ્ય એના કાન પર અથડાયું: તે બે ડગલાં પાછો હઠયો: 'આ શું? અહીં તો સ્નેહની સૃષ્ટિ જામી છે!'

રઘુનાથ ધીમેથી ભીંતનાં ન્હાનાં ન્હાનાં છિદ્રોમાં પગ દઇ ખડબચડી વંડી પર આવ્યો. વંડી પાસે બારી હતી: પણ તે સામે નહોતી; પડખામાં હતી. એટલે વંડી પર નિરતિ બેઠો: અંદરથી નાગમતીનો સ્વર આવતો હતો: 'હવે ત્હમે ભોળા બન્યા છો!'

'એમ કે? અને તું કયાં ઓઢી–મોઘી છો?' રઘુનાથ હતો ત્યાં જ થંભી ગયો. બીજો સ્વર અનંતનો હતો. નાગમતી આંહી એકલી રહી ને અનંત વારંવાર રઘુનાથ પાસે આવતો એટલે એમની વચ્ચે સ્નેહનું બીજ રોપાયું હતું. તે આટલી અવસ્થાએ પહોંચ્યું ત્યારેજ રઘુનાથના કાન પર તેનો સ્વર આવ્યો:

'કાલે શ્રાવણી અમાસ છે એ ખબર છે?'

'એનું શું છે?'

'કેમ ભૂલી ગઈ કે શું? કાલે અનંતમંડળ એનું વ્યવસ્થિત કાર્ય શરૂ કરશે. રાજગોપાલને પણ કાલનું જ આમંત્રણ છે.'

'રાજગોપાલને શેનું?–તમે સાહસની વાત કરો છો ત્યારે મારા રૂંવે રૂંવામાં ધ્રુજારી છૂટે છે. તમે મને મળ્યા શું કરવા?'

'કારણકે—'અનંત હસ્યો; "મારો સ્વભાવ તને ગમ્યો!" રઘુનાથને વાર્તાલાપ સાંભળવાની ફુરસદ ન હતી: તે એકદમ નીચે ઉતર્યો: ને એ હાથે તાલી પાડી.

બારી ખોલી, નાગમતીએ નીચે જોયું, અને માયાભર્યો સ્વર આવ્યો: 'રઘુનાથ! કોણ તું છો?'

'હા, હા. અનંત ત્યાં છે?'

'હા, આ બાજુ આવને!'

રઘુનાથ બીજી તરફથી અંદર ગયો. અનંત ત્યાં જ બેઠો હતો; એણે રઘુનાથ તરફ જોયું. રઘુનાથના ચ્હેરામાં મીઠી મશ્કરી સિવાય કાંઇ હતું નહિ.

"અનંત! ત્હારા કાર્ય માટે લાખો રૂપિયા પેદા કર્યા છે, પણ તું—"

'શું કહે:છે?– ચાલ, હું મ્હારા કાર્ય માટે બધી સૃષ્ટિ:છોડી શકું છું! બોલ શું છે?'

"તું કાલે પાંચ વાગે રાધારાણીના મહેલના બગીચામાં પશ્ચિમ ખુણા પર ઉભો રહેજે; ત્હારે કહેવું કે મ્હને દેવીસિંહે મોકલ્યો છે. અને કાલે સવારે ચાર વાગ્યે એટલું કહેવરાવ્યું છે."

'હા, પણ આ શું છે બધું?'

'એ પછી ખબર પડશે. કહેવું કે દેવીસિંહ ખાસ રાજવૈદના કહેવાથી રોકાઇ ગયા છે, ને મ્હને મોકલ્યો છે.'

'કાલે શ્રાવણી અમાસ છે, કાં!'

હા, એનું શું છે!'

'કાલે રાજગોપાળ—અનંતમંડળ વિખેરવા આવનાર છે. ને હું ત્યાં ઉભો રહેનાર છું!'

'ક્યારે?'

'રાત્રે; સાડા નવથી અગીઆર બાર.'

'પણ મ્હેં કહ્યું તે ભૂલતો નહિ. અને હવે ત્હમને—' ને હસી પડયો.

નાગમતી નીચે જોઇ હસી પડી. ને તે બન્નેને એના નિર્દોષ આનંદમાં મૂકી રઘુનાથ—એકલો પાછો ફર્યો.

રઘુનાથ પોતાની ઓરડીએ પાછો ફર્યો ત્યારે ગંગા તો રાહ જોઇને અધમૂઇ થઇ ગઇ હતી.

'અરે! રઘુનાથ! આટલી જ વાર?'

'શું કરૂં? આજે જ છોકરાનો જન્મ થઇ ચૂકયો છે!'

'ત્યારે તો—હવે—'

'શું વાંધો છે? મદનલાલ આપણા છે ને?'

"ઠીક બોલ બોલ, શું સમાચાર કહેવરાવ્યા છે?"

"એમ કે કાલે નહિ આવે. કાંઇજ શંકા પડી જાય તેવી ભીતિ છે પરમદિવસ—શુદ ૧. સવારના ચાર વાગ્યે આવશે. ને વખતે એ વાત સહિસલામત પાર ઉતરે કે ન ઉતરે, માટે કાલે સવારે—વદ ૦)) પાંચ વાગ્યે—એક માણસ મોકલશે. એના માર્ફત ત્હમે બધું જોખમ કાઢી નાંખજો. સમજ્યાં કે? વખત છે. ભૂલતા નહિ."

'કાલે સવારે પાંચ વાગ્યે આવશે?'

"ના, પોતે નહિ આવે; કારણકે હજી—" તે છેક પાસે આવ્યો એને રાજગોપાલની શંકા છે. માટે બહાર નહિ નીકળે. પછી પરમદિવસ નિર્વિઘ્ન પસાર થાય એટલે બસ. કેમ એમજ ના?"
—રઘુનાથ મીઠું હસ્યોઃ

'હાં બાપુ! જીવતો રહે. લે—'એમ કહી ગંગાએ રઘુનાથના હાથમાં સો રૂપિયા આપ્યા; 'બા આપતાં ગયાં છે હો!'

રઘુનાથ ફરી મીઠું હસ્યોઃ "બાએ તો મ્હને નવું જીવન આપ્યું છે."

ગંગા કાંઇ શંકા વિના અંદર ચાલી ગઇઃ ત્યારે રઘુનાથ માળી—પોતાની ઓરડી ઠસાવી એક વખત ખડખડાટ હસ્યો. "આ ઘટનામાં કાલે જેનું જે થાય તે ખરૂં!"

# પ્રકરણ ૩૨ મું

—:*:—

## શ્રાવણી અમાસ

રાત્રિના નવ વાગ્યે કલ્યાણીની એક શેરીમાં એક જુવાન ધસતો જતો હતો; તે ચાલતો નહિ હતો પણ દોડતો હતો.

અંતે તે એક જુના જેવા મકાન પાસે થંભી ગયો; તે થોડીવાર ત્યાં ઉભો હશે તેટલામાં એની પાસેથી સંખ્યાબંધ માણસો પસાર થઇ ગયાં; છેવટ એક વૃદ્ધ ફકીર ને એક જુવાન સાધુ પણ આવીને ચાલ્યા ગયાં. સૌ તે મકાનની અંદર જતા હતાઃ આ જુવાન પણ અંદર ગયો. અંદર દેખાવ અતિ ભવ્ય હતો. એક ઉંચી જગ્યા પર કેટલાક કેસરીઆં વસ્ત્રો પહેરેલાં નવજુવાનો બેઠા હતા; પાસે પાસે એક જણો નગારે ઘાવ નાંખતો હતો; એક જણો ઉભો રહી રણશીંગડુ ફુંકી રહ્યો હતો; ને બીજા બે ચાર આમથી તેમ આંટા મારી રહ્યા હતા. એકદમ સૌ બેસવા લાગ્યા, ને અનંત આવતો દેખાયો. એની સાથે—પણ જરાક પાછળ—અરૂણ હતો.

પેલો જુવાન તો ઘડીભર થંભી ગયો; શ્વાસ પણ સ્થિર થઇ ગયોઃ સામેથી જ રાજગોપાલને તેની પાર્ટી સહિત આવતો જોયો. છેલ્લામાં છેલ્લી ઢબ પ્રમાણેનાં ચકચકીત બુટ ને તેનો યુનીફોર્મ—એ તરફ કેટલાકનું લક્ષ્ય ખેંચાયું; કેટલાક બેદરકાર શાંત બેઠા રહ્યા. પેલો જુવાન આ બધું જોઇ રહ્યો, એટલામાં એના ખભા પર હાથ પડયો; તેણે પાછળ જોયું:

'અરે લક્ષ્મણ! તું? ક્યાં છે અરૂણરાજ?'

'એ રહ્યા'—લક્ષ્મણે અરૂણરાજ તરફ એનુ ધ્યાન ખેંચ્યું; 'અને તમને બોલાવે છે!'

રઘુનાથ ત્યાંથી અરૂણરાજ હતો ત્યાં ગયો. એના ચ્હેરા પર થોડીક વધારે શ્યામતા હતી; ને ન કળી શકાય એવી દાઢી તથા બુકાનીથી એણે પોતાનો ચ્હેરો બદલાવ્યો હતો;

'રઘુનાથ! આંહી તો રાજગોપાલ દેખાય છે ને હું તો ત્હને ખબર છે કે ક્ષત્રિય ધર્મમાં જ માનું છું. માટે આ અનંતની

વ્યવસ્થા પૂરી થાય પછી હું ચાલ્યો જઈશ. તું શું બન્યું એ મને કહીશ કે ?'

'હા.'

એટલામાં અનંત બોલતો હતો.

'રાજસ્થાનમાં અનેક ન્હાની મોટી સત્તા છે. ન્હાની સત્તા એટલી ક્ષુદ્ર છે કે એંશી રૂપીઆનો થાણુદાર કે સો રૂપીઆનો મેનેજર એને ધમકાવી કાઢે છે. આ બધા ન્હાના જાગીરદારો ને ભાયાતોને સરદારસભા બનાવી એકત્ર કરવા, ને સરદારસભાના રક્ષણ માટે બધી મોટી સત્તાઓને એકત્ર કરી રાજસભા બનાવવી. રાજસભા, સરદારસભાની ન્હાની મોટી આફત સાંભળે; ને પોતાનો એ વિષેનો મક્કમ અવાજ વરિષ્ઠ સત્તા પાસે મૂકે; મૂકે એટલું જ નહિ, પરંતુ જ્યાં જ્યાં વરિષ્ઠ સત્તા રાજપદના ગૌરવને હાનિ પહોંચાડે, કેળવણીના બહાના નીચે ન્હાના કુમારોને કુતરાં રમાડતાં શીખવાડે, કે મદદ આપવાને બહાને કેટલાક ઢંગધડા વિનાના એજન્સીના નોકરોને દિવાન કે નાયબદિવાન નીમી રાજાની સત્તા વધારે ને વધારે ક્ષુદ્ર બનાવે—આવું બને તો— આ રાજસભા એ વિષે પોતાના નિશ્ચિત અભિપ્રાય દર્શાવવા તૈયાર થાય. જે ઘડીએ રજવાડા માત્ર પોતનું ગૌરવ સમજી, સામ્રાજ્યના મિત્ર તરીકેનો હક્ક ને મોભો સમજી લેશે, તે જ ઘડીએ વરિષ્ઠ સત્તા એમને સાચા મિત્ર માનશે ! અત્યારે પરિસ્થિતિ એવી છે કે સૌ પોતપોતાનાં છાનાં દુઃખ પોતે જ સમજે છે. રાજાઓ જેટલા એક બીજાથી દૂર છે. તેટલા વધારે દુઃખી છે. એનું પરિણામ એ આવ્યું છે કે જ્યારે કોઈ સત્તા બીજાની સામે સાધારણ તકરારમાં પડે છે ત્યારે એનો નિકાલ કરવાની શક્તિ કોઈ રાજસભા પાસે નહિ હોવાથી, આ હઠયોગની સાધના કરતાં કેટલીક વખત ગ્લાનિ ઉત્પન્ન થાય; એટલી ગૌરવહાનિ બન્ને સહન કર્યે જાય છે ! કબુલ છે કે અરસપરસનો કજીઓ વરિષ્ઠ સત્તા પાસે લઈ જવાનું રજવાડાએ વચન આપ્યું છે, પરંતુ જો પોતાનું એક પંચ નીમી બધા એને— એના ચુકાદાને સ્વીકારવાની વિવેકબુદ્ધિ દર્શાવે તો વરિષ્ઠ સત્તા એનો વિરોધ કરવામાં કંઈ ડહાપણ ન જુએ. આમ બધી સત્તાઓને એકત્ર કરી, સામ્રાજ્યમાં ગૌરવ સહિત સૌ

શકાય છે. એવી ભાવના ખીલવવાનું કાર્ય—ડૉ. આનંદમોહને સ્વીકાર્યું છે.'

સૌએ આસપાસ જોયું, પણ ડૉ. આનંદમોહન જણાયો નહિ.

'હવે આપણા પ્રજાકીય મંડળની વાત. આપણે જૂદા જૂદા છીએ એ ભાવના આપણા એકત્ર ભાવને વહેંચી મારે છે. વળી સૌને જૂદું જૂદું દુઃખ હોવાથી, એકના દુઃખમાં બીજાને તટસ્થ રહેવાનું કારણ મળે છે. એટલા માટે કાઠીઆવાડની ભૂગોળ ગમે તેમ ફરે: આપણે મન એક કાઠીઆવાડી રહેવો જોઈએ. દરેક ગ્રામ્ય સમિતિ કેન્દ્રસ્થ પ્રજાકીય મંડળ સાથે સંબંધ ધરાવે; અને જૂની—મહાજનની પદ્ધતિ પ્રમાણે ગામના મત પર પોતાનો કાબુ જમાવે, ખેડુત સંઘ જે ઠરાવ કરે તે દરેક ખેડુત—પછી તે ગમે તેના તાબાનો હોય—પાળે. આ પાલનમાં જે મુશ્કેલી નડે તે એક ખેડુની કે એક ગામની ન મનાતાં બધાની મનાય, ને ત્યાં બધાનું બળ રેડાય. આવું થાય તો જ કાઠીઆવાડમાં નવચેતન પ્રસરે.'

'આ લડતને અમે ધર્મ સાથે જોડી દેવાના છીએ. દરેક મંદિરમાં એક પૂજારી—બ્રહ્મચારી આ કાર્ય પર જ જોડાશે. દરેક શિક્ષિત મનુષ્ય ન્હાના ન્હાના ગામડામાં રામાયણ, મહાભારત ને પુરાણ માર્ફત આ સંદેશો પહોંચાડશે: જ્યાં પ્લેગ હશે ત્યાં અનંતમંડળનો મનુષ્ય મૃત્યુના મોંમાંથી બાળકને ઝડપથી મા પાસે મૂકશે; જ્યાં જ્યાં સત્તા પોતાના અભિમાનમાં મશગુલ બની લોકકલ્યાણ વિષે બેદરકારી દર્શાવશે ત્યાં ત્યાં અનંતમંડળનો એક શિષ્ય ખડો હશે; ખેડુને હિસાબ ન આવડે ત્યાં એ હિસાબ કરતો હશે; પરબ પર પાણી પાતો હશે; સવારે સાંજ લોકોને લડતનું રહસ્ય સમજાવતો હશે; મૃત્યુ પામતા પશુ પાસે ઘાસનો પૂળો છોડતો હશે; સ્ત્રીઓ પાસે ભારત દેવીના ચમત્કાર વર્ણવશે ને આવી રીતે દરેક મૃત્યુ પામશે ને પોતાના હાથનો કાકડો બીજાને આપતો જાશે. ઉપરથી અખંડ માર આવે છે, ને દિલ્હીના કાશ્મીર દરવાજા પાસે એક પછી એક સિપાઈ પોતાનું કર્તવ્ય કરતો જાય છે. એવી જ સ્વાર્પણની રીતની આ ધાર્મિક લડતમાં જરૂર છે.'

'એનો આ પ્રથમ પ્રયોગ અનંતમંડળ છે. આ પ્રજાકીય લડતનું કામ અનંતમંડળ કરવાનું છે; અને આ છાવણીમાં અત્યારે આટલા જુવાનો છે !'

અનંતે ચારે તરફ દૃષ્ટિ ફેરવી. કેસરી રંગના ફેંટાથી શોભી રહેલા અનેક યુવાનો એની સામે તરી આવ્યા.

'અને આ મંડળને રોશની કાઢી અંધારામાં વિખાઈ જવાની આજ્ઞા હું-પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ કરૂં છું ! ચલાવ !'

રાજગોપાલનો સ્વર ગાજી રહ્યો. અનેક યુવાનોના ચ્હેરા પર હઠયોગની ખુમારી આવવા મંડી.

'અને અમારા સત્યના સિદ્ધાંતને જૂઠું પડવાનું નથી !'

અનંતનો દૃઢ અવાજ સાંભળી રઘુનાથ થરથર્યો.

'પરિણામ સારૂં નથી !'

'સત્યની પાછળ સર્વસ્વ અર્પનારા ભૂતકાળનો ઇતિહાસ વાંચે છે, ભવિષ્યકાળનું પરિણામ નહિ !'

'બનેસિંહ !' રાજગોપાળનો કર્કશ સ્વર ગાજ્યોઃ 'ત્યારે ચલાવો કોરડા ! બાઇ કીધે બોર નહિ મળે !'

'અને' અનંતના સ્વરમાં અતિ ભવ્ય મનોદશા દેખાણી. એણે પોતાનો સિંહ જેવો ખભો હલાવ્યો. તે ફરી સ્થિર થયો. એના દૃષ્ટિપાતથી અનેક યુવાનો બેઠા થઇ ગયાં. 'અને જો આ કોરડામાં પુરૂષાર્થ હોય તો વર્ષોની તાલીમથી તૈયાર થયેલા આ નવજુવાનો પણ જોતો જા !—મરીફીટવાની ધગશ જેને નસેનસમાં છે એને મન આ સ્વાતંત્ર્યનો અવાજ છે! આવ ! ધ્યારે રાજગોપાલ !'

બનેસિંહે એક પછી એક ચાર કોરડા ખેંચ્યા; એના ફડાક ફડાક થતા શબ્દથી મંડપ ગાજી રહ્યોઃ દરેક કેસરી સાફા નીચે ઢંકાએલું કુમળું—હજી દુધ પીતું હોય તેવું—મોં નીચે નમ્યું. છાતી પર લગાવેલી અડગ અદબ પર સર ઝુકયું. હજારો ધુરકતા શબ્દોની વચ્ચે અડગ શાંતમૂર્તિ જેવા તેઓ ઊભા.

આ મનોરમ દશ્યની પાસે એક ફાટેલ-ત્રૂટેલ ગોદડી ને પવનથી ઊડતા મોટા બાલ વાળો વૃદ્ધ ફકીર આવી ઊભોઃ રઘુનાથ આશ્ચર્યથી સ્થિર થઇ ગયોઃ 'અને રાજગોપાલ ! આજ હવે રાજાઓ લડાઇની પ્રણાલિ જાળવવા પ્રજાજન પર કોયડા ચલાવે છે.'

'હં!' રઘુનાથનો સાદ ફાટી ગયોઃ 'આ કોણ?' એજ વખતે એની નજર ફકીર પાછળ ઉભેલ સાધુ જેવા પુરુષ પર પડી. તે સ્થિર બની ગયોઃ 'ડો. આનંદમોહન! —'

ફકીર બોલતો હતોઃ 'એમ કોઇ ભવિષ્યનો ઇતિહાસકાર ન કહી જાય, માટે તું રજપૂતનો ધર્મ શીખ!'

'તું?' રાજગોપાલનો સાદ ફાટી ગયો.

ફકીરે પોતાનો હાથ ગળા સુધી ઉંચો કર્યોઃ બીજી જ ક્ષણે ફાટેલ ગોદડી—ખોટા બાલ—બધાં ઢગલો થઇ જમીન પર પડયાં.

રાજગોપાલ પાછો હઠી ગયો, બનેસિંહ થંભી ગયો, રઘુનાથ મોંમાં આંગળાં નાખી ઉંચો કુદ્યોઃ 'મહારાજ અર્જુનદેવ!' તેનાથી બોલાઇ ગયું.

'મહારાજ!—' રાજગોપાલ પોતાની સ્થિતિ સમજાવવા જતો હતોઃ

'રાજગોપાલ! જેવા રાજા આંહીં પૂજાય છે તેવા પૃથ્વીમાં કયાંય પૂજાતા નથીઃ માટે પૃથ્વીના મનુષ્યથી જુદી જ ઉદારતા અને જુદી જ મનોદશા હોય તે રાજા.'

સભાના એક છેડાથી બીજા છેડા સુધી આનંદનો અવાજ ચાલ્યો ગયોઃ ડો. આનંદમોહન અર્થસૂચક દૃષ્ટિથી અનંતને વીંધી રહ્યો.

'પણ આજ તું જાઃ મનુષ્યની વાસ્તવિક ઇચ્છાઓ દબાવી રાખવી એ એને અજેય બનાવવા જેવું છે. કઇ પ્રજા પ્રજાને જીતી શકી છે? પ્રજાને એક મનુષ્ય જીતી શકે, કોઇ પ્રજા નહિ. કારણકે અસામાન્ય મનુષ્ય એકજ હોય છે. ફ્રેંચ રેવોલ્યુશનમાંથી શું નીકળ્યું ખબર છે?—લાખો દિલને જીતી શકે તેવો નેપોલ્યન. ઇંગ્લીશ રેવોલ્યુશનમાંથી શું આવ્યું?—રાજવૈભવ ત્યાગી પ્રજાને સેવી શકે તેવો એક ક્રામવેલ. રશિયન રેવોલ્યુશનનું પરિણામ શું છે? ગરીબને ભૂખ્યાં જોઇ પોતે ભૂખ્યો રહે તેવો એક આદર્શ પુરુષ—લેનીન. તને ખબર છે કે મનુષ્ય સ્નેહથી કોઇકને પૂજે ત્યારે જ આરામ પામે છે. ને માનવસ્વભાવની આ જીવન્ત કલ્પના પર રાજસિંહાસન ટકે છે. જા, જા, પ્રજાની સ્વતંત્રતા દાબીને રાજમદનો વિનાશ રોકવાનું તને કયાંથી (!'

રાજગોપાલ અનંતની સાથે શરતમાં હારી ચૂક્યો હતો; તે ધીમેથી ચાલ્યો ગયો; ને તેની પાછળ ધીમે ધીમે આખું મંડળ ખાલી થઈ ગયું.

સૌની પાછળ અનંતની સાથે રઘુનાથ નીકળ્યો.

'અનંત ! આજે તારા વિચારનું પરિવર્તન કેમ થયું, એ હું સમજ્યો છું.'

' મારે માટે જ નથી; આદર્શ રાજા જોયા પછી મનુષ્યમાં બીજી વ્યવસ્થા કરવા જેટલી ધગશ રહેતી નથી; અને બધી વ્યવસ્થાનું અંતિમ પરિણામ એ હોઈ શકે; વળી ગુરુદેવ—ડો. આનંદમોહને પણ મને ફેરવ્યો છે.'

'બરાબર. '

કલ્યાણીના ટાવરમાં એક થયો; બન્ને જણા રઘુનાથની ઓરડી તરફ ચાલ્યા. રસ્તામાં આનંદમોહન અને અર્જૂનદેવને મહેલ તરફ વળતા જોયા.

'અત્યારે ?—' રઘુનાથે પૂછ્યું: 'મહારાજા છેલ્લા શ્વાસ લેતા લાગે છે ! '

'હા' આનંદમોહને ટુંકો જ જવાબ વાળ્યો; ને તે અર્જૂનદેવની સાથે મહેલમાં ગયો.

આજે કલ્યાણીનો નરેશ ભવ્ય મહેલમાં છોડવી ન ગમે તેવી વસ્તુઓ છોડવા તૈયારી કરતો હતો: આનંદમોહન અને અર્જૂનદેવ પહોંચ્યા ત્યારે તે ધીમે શ્વાસ લેતો હતો; નિદ્રામાં એની મુખમુદ્રા પર આછી રોશની આવતી હતી.

આનંદમોહન અને અર્જૂનદેવે પ્રવેશ કર્યો તેજ વખતે કોઈકને સપાટાબંધ ત્યાંથી જતું જોયું; આનંદમોહન આગળ હતો તે પાછો ફર્યો અને ધીમેથી બોલ્યો: 'રાધારાણી હતાં કે ?'

' જી ! '

હજી અર્જૂનદેવ પૂરો જવાબ ન આપે ત્યાં બીજી બાજુ લક્ષ્મીને છાની રીતે પાછી હઠતી જોઈ.

' લક્ષ્મી છે નાં ? '

' જી, હા. ' અર્જૂનદેવે ફરી જવાબ વાળ્યો: " રાજાની લક્ષ્મી એ મૃત્યુ વખતે એના વ્હાલા લુંટારાઓને વહેંચવાની સમૃદ્ધિ છે. "

અર્જુનદેવ ને આનંદમોહન આગળ ચાલી મહારાજ નંદ-
ને શય્યા પાસે બેઠા. નંદરાજ ઘડી પછી જાગ્યોઃ
'કોણ ? અર્જુનદેવ ?—' એના અવાજમાં જગતની બધી
નું અભિમાન ગળી એકલો શુદ્ધ પ્રેમ આવતો હતો.
' જી, હા ! '
' બીજું કોણ છે ? '
' જી, ડૉ. આનંદમોહન ! '
' હં ! આનંદમોહન !—'રાજાના સ્વરમાં અભિમાન કે
ને બદલે ઉપકાર દેખાયોઃ તે ઘડીભર થંભ્યો ને બોલ્યોઃ
' આનંદમોહન ! પ્યારા ભાઈ ! હવે છેલ્લી ઘડીએ હું ત્હારી
મિત્રની જેમ વાત કરૂં છું હો ! '
આનંદમોહનને લાગ્યું કે મૃત્યુએ રાજાના સુંદર સ્વભાવને
કાઢયો છે; અર્જુનદેવની આંખમાં આંસુ ભરાયાં.
' જી, મહારાજ ! આપ તો અમારા હંમેશના મુરબ્બી હતા. '
મીઠું હસ્યોઃ 'અને તું પણ ખુશામત કરે છે ?—મારૂં દિલ
રે પશ્ચાતાપથી ભરપૂર છેઃ યૌવન, સત્તા, લક્ષ્મી અને અજ્ઞાન !
દમોહન ! દેશીરાજા જેટલો વધારે બેવકુફ રહે તેટલો વધારે
ક કહેવાની એક રીત થઇ ગઇ છે. પણ હવે ચેત્યા ત્યાંથી સવાર.
ર આ બધી જમીન પર એક જાતનો રંગ પથરાઇ રહેશે ! '
આનંદમોહનના ચહેરા પર આછું સ્મિત છવાઇ ગયુંઃ રાજા
નું ડહાપણ હતું ?—પણ તેને લાગ્યું કે હવે છેલ્લી ઘડીએ
મનમાં સ્વાસ્થ્ય ઉત્પન્ન કરવું જોઇએ.
" મહારાજ ! હજી વખત નથી વહી ગયો. "
" હવે—? " રાજા ફરી હસ્યો. "આનંદમોહન ! હું વધારે
નથી. પણ તમે નિભાવજો. અર્જુનદેવ ! "
અર્જુનદેવ ગળગળો થઇ ગયોઃ ' જી ! મહારાજ !—'
" ભાઇ ! ગંગાધરરાવ—ઝાંસીના મહારાજા—છેવટ રોયા
એ ખબર છે કે ? "
" જી હા ! "
" પણ આ વ્યાપારી પ્રજાની વણિકબુદ્ધિ, બની શકે
નુમલ સમ્રાટને એની શાંત ઘોરમાંથી ફરી ખોદીને લટકાવે

અને પછી કહે કે, અમારી સત્તા કાયદાથી સ્થાપિત અને ઇશ્વરથી નિર્મિત થઇ છે; ભાઇ ! ગંગાધરરાવ ઝાંસી માટે-લક્ષ્મીરાણી માટે રોયો; પણ એનાં આંસુ એની સાથે બળી ગયાં ને લોર્ડ ડેલહોસીની એક કલમના ઘોદાથી સી તો હતી ન હતી થઇ ગઇ ! યાદ રાખજો ! જો તમારામાં પોલાણ હશે તો છિદ્રાન્વેષી વિવેકી રાજસત્તા પાસે તમારાં આંસુ નકામાં થઇ પડશે ! ''

" જી ! મહારાજ ! એ વાત તો રગ-રગમાં ઉતરી ગઇ છે ! ''

" શાબાશ ! '' રાજા હર્ષમાં આવ્યો: " આનંદમોહન ! આ જમીન પર ફરી જન્મ મળશે ખરો ? ''

" મહારાજ ! આપનો કલ્યાણી પરનો પ્યાર—''

" આનંદમોહન ! ખુશામત ન કર, રસ્તો બતાવ ! આ જમીન પર, આટલી શાંત પ્રજામાં રાજા બનવું એ ઇશ્વરી કૃપા છે. ''

આનંદમોહન હવે ગંભીર બન્યો: " મહારાજ ! પુનર્જન્મના નિયમ પ્રમાણે તમે આંહી જ જન્મવાના ! ''

" ત્યારે આ શરીરથી કરેલાં બે ભયંકર પાપ, શબ્દથી બોલી દઉં એટલે એટલો સંસ્કાર ઓછો થાય ! તું મારો ધર્મગુરુ ! ''

" શું ?—બોલો. ''

" એક તો યુરોપમાં હતો ત્યારે મઢમડીએ ફસાવ્યો. મારા પર દાવો થશે તેમ લાગ્યું ને ગરીબ ખેડુતનાં ત્રણ લાખ માણસોનું એક દિવસનું ભોજન એ રાંડને આપ્યું, ત્યારે કાળી ટીલી આવતી અટકી. ''

" બીજું ? ''

" આ સામે બંગલો જોયો ? ત્યાં શયતાનને ઘડીભર પોતાના કરતાં વધારે જ્વલંત ઇતિહાસ જોઇ આવવાનું મન થાય એવાં કર્તવ્ય—રાજનીતિને નામે, વ્યવહારને નામે—કર્યાં છે. ત્યાં નગ્ન ઓમંડળમાં, હાથમાં બે ન્હાના ભાલા રાખી ફર્યો છું ! અને તેમને બીકથી—ધાકથી—ઉલ્લાસથી આમ તેમ દોડતી જોઇ પાશવજીવનનો છેલ્લામાં છેલ્લો પાઠ ભણી ચૂકયો છું ! ''

"હેં !" આનંદમોહન આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો, એને લાગ્યું કે જેવાં કામ અધમ તેવી જ સુંદર ઉદારતા એ કબુલ કરવામાં છે.

"છતાં તમારે માટે આ ભૂમિમાં જન્મ શકય છે. હવે એ પશ્ચાતાપ—ગ્લાનિ—જવા દો."

"હા. બસ હવે તો એમ જ બોલ, આનંદમોહન, આ જમીનપર પાછો મનુષ્યરુપે લાવવા જેવો કોઇ મંત્ર હોય તો બોલ."

આનંદમોહન આંખ મીંચી ગયો; ધીમે ધીમે એના સ્વરથી રાજા સ્થિર બનતો ગયો.

આનંદમોહન બોલતો હતો:

"રત્નાકર રત્ન ઝુલે ઝીણી જલદલમાં, હિન્દ દેવી ઝુલાવે,
વાળી મુકી ત્રિરત્ને, જડી કટિ ધરીશું, સ્હોય સોરાષ્ટ્ર એવો:
દીવાદાંડી સરીખા જગ ઉદધિ તટે, દક્ષિણે સોમનાથ,
વેરું ઘેરું જ ગાતો, રતન ઉછળતો, પશ્ચિમે લક્ષ્મી તાત.
વૃક્ષે વેલે ફુલે જ્યાં, પ્રકૃતિ ઉર પરે, કોકિલા મોર ઝુલે,
મ્હોરે જ્યાં ધામ ધામે જનની સુજનતા, સુંદરીના સુહાગે;
વેદાન્તી, કર્મયોગી, કંઇક ભજનિકો, ભૂમિના પુત્ર દેવો,
સંસ્કારી ઇંદ્રિયો સો, ઘરઘર ઉછળતા, ફાલ સત્કર્મના જ્યાં.
પુણ્યો પુણ્યાળુના શી, પૃથ્વી ભરીભરી, ખીલતી ત્યાં વન શ્રી,
રસિકોના ઉર જેવી, સલીલ ઉભરતી, રસભરી જ્યાં રસાળા,
રસની ને પૂણ્યની, તું રગરગ વહતી, શૌર્યની સૌમ્ય મૂર્તિ !
ખોળે લેજે પ્રીતે આ, નૃપતિવરને, સ્નેહથી આજ માતા' ! *

રાજાનું મન સ્થિર થયું; "હા ! સોરઠ ! એક વખત પાછો કાઠિયાવાડી બનાવ ને તારૂં ઋણ પૂરેપુરૂં અદા કરીશ"

"અર્જૂનદેવ !"

અર્જૂનદેવનો મંદ સ્વર આવ્યો: "જી મહારાજ !"

"આ રાજ તને સોંપું છું: પેલી લાકડીમાંથી ખાનગી કુંચીનો ઝુડો, મારી વીંટી ને મહોર કાઢી લે."

અર્જૂનદેવ ઉઠયો: તેણે હાથમાં લાકડી લીધી: લાકડી પોલી લાગી. એણે લાકડી ઉપરથી ખોલી પણ અંદર કાંઇ હતું નહિ:

* ન્હાનાલાલ, થોડા ફેરફાર સાથે.

તેણે આનંદમોહન સામે જોયું. આનંદમોહને ઇશારતથી છાના રહેવા કહ્યું.

"કેમ, છે ના?"

"જી હા!" આનંદમોહને જવાબ વાળ્યો.

એજ વખતે આનંદમોહને રાધાને ત્યાં ફરતી જોઈ.

થોડીવારમાં ડઝન—બે ડઝન માણસોના અવાજ આવવા લાગ્યાઃ

"આનંદમોહન! અર્જુનદેવ!"

"જી!"

"હવે હું બોલીશ નહિ, અર્જુનદેવ!"

અર્જુનદેવ ગળગળો બની ગયો. તે ઉભો થયોઃ "મહારાજ! શી આજ્ઞા?"

"પ્રતિજ્ઞા લે, કે કલ્યાણીનું ગૌરવ જાળવીશ!"

"જી!"

"અને મારી પાછળ—એક લાખ—કોને?"—રાજાની બુદ્ધિમાંથી યાદશક્તિ નાશ પામતી હતી.

"પેલો બ્રાહ્મણ—જેનું ઘર લીધું." "દિનેશ?"

"હા, બસ એને આપજે."

"એક લાખ વિદ્યાલયમાં. એક લાખ સ્ત્રીવિદ્યાલય, એક લાખ કુવા ગળાવવામાં, એક લાખ ખેડુતોને જ્ઞાન આપવામાં, એક લાખ નિરાધાર મનુષ્યોને; અને ત્રણ લાખ આ દેશના સૌથી અગત્યની વસ્તુવિજ્ઞાન ખીલવવામાં"

"જી!"

"આનંદમોહન!" રાજા બોલ્યો ત્યારે સ્વરો પાસે ને પાસે આવતા ગયાઃ "આવ હવે છેલ્લી વખત—" તે આનંદમોહનની સામે જોઇ રહ્યો; એના અધુરા શબ્દો આંખમાંથી કાવ્ય રૂપે આવતા હતા; આનંદમોહન રોતો રોતો આગળ આવ્યો; રાજાયે તેનો હાથ હેતથી દાબ્યો.

"ભાઇ માફ કરજે હો!"

"મહારાજ—"

રાજાએ ફરી ફરી આનંદમોહનને—અર્જુનદેવને નિહાળ્યા;

ફરી ફરી હેતથી દાબ્યા. અરે ! મનુષ્યની છેલ્લી મુસાફરી–એની તૈયારી–હા ! જીવનનો છેલ્લો શ્વાસ–એ કરુણમય પ્રસંગ છે !

આનંદમોહન ને અર્જુનદેવની આંખમાંથી આંસુ ટપકતાં હતાં; ગંભીર ને શોકમય વાતાવરણમાં સ્વચ્છ વિચારોની પરંપરા આવે છે. રાજા આજે પોતાનું ખરૂં સ્વરૂપ શું હોય એ વિષે વિચાર કરતો આંખ મીચી ગયો.

બારણામાંથી બે ચાર ડૉક્ટરો, મદનલાલ, વિશ્વનાથ વગેરે આવતા હતા.

આનંદમોહન અર્જુનદેવને એકલો મૂકી બહાર નીકળી ગયો. તે સપાટાબંધ સીડી ઉતરી મહેલના પાછળના ભાગમાં ચાલ્યો.

"ઓ ! આવો વિલાસ, આટલી ઉચ્છૃંખલતા, આટલો પશ્ચાતાપ અને આવું જીવન ! યૌવન–સત્તા–લક્ષ્મી અને અજ્ઞાનનો વિષમય ભાગ ખેંચાઇ, રાજા એની આટલી સુંદર ઉદારતા સાથે હમ્મેશાં કાયમ રહો !

આનંદમોહન વિચાર કરતો બગીચામાં પહોંચ્યો.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### ડુબતું વહાણ.

આનંદમોહન બગીચામાં પહોંચ્યો ત્યાં એને એક બાજુ કોઇક વાતો કરતું લાગ્યું. તે ધીમે પગલે આગળ વધ્યો; એક જગ્યાએ ભીંતના ઓથમાં ને ઝાડની આડે બે જણાં ઉભાં લાગ્યાં; બન્નેની વચ્ચે કાંઇક વાત થતી હતી. થોડીવારમાં તેમાંનો એક ચાલ્યો ગયો; ને બીજો ત્યાંજ રહ્યો. આનંદમોહન શાંત ઉભો રહી તાલ જોવા લાગ્યો, એટલામાં કોઇકના આવવાનો પગરવ થયો; તે એક તરફ ખસી ગયો.

"રાધારાણી !"—એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"કોણ તું આવ્યો છે ? ત્હારૂં નામ–? " રાધારાણીએ ત્યાં ઉભેલા માણસને સંબોધીને પૂછ્યું.

"જી, રાઘવ."

"ઠીક, શું કીધું છે? દેવીસિંહ ક્યાં છે?"

"જી, રાજવૈદના કહેવાથી રોકાઇ ગયા છે, ને કહેવરાવ્યું છે કે કાલે સવારે ચાર."

"કાલે સવારે ચાર? ભૂલતો નથી નાં?"

"જી ના!"

"ઠીક, આ લાકડી એને આપજે; તું એનો વિશ્વાસુ માણસ છે?"

"જી હા."

આનંદમોહન હતો ત્યાંજ સ્થિર થઇ ગયો. બોલનાર અનંત પોતે જ હતો. નંદરાજની લાકડી–સોટી રાધાએ તેને આપી. તે બે ડગલા પાછળ હઠયો.

રાધારાણી કાંઇક વિચારમાં પડી લાગી, પણ તે બોલ્યા વિના પાછી ફરી.

એની પાછળ તરતજ હસતો રઘુનાથ અનંતની પાસે આવી પહોંચ્યોઃ "અનંત! લે આ તારા અનંતમંડળનું ખર્ચ!"

"શું?"

"આ લાકડીમાં મોતીની માળા ને ઉત્તમ જવાહીર છે; હીરાની વીંટી છે; લે હવે સંભાળીને જા."

"હેં!"

"આશ્ચર્ય લાગે છે? રાજાના પૈસા આવી રીતે જ વેરાય છે."

અનંત થોડે દૂર ન ગયો ત્યાં એક પછી એક બે ધડાકા થયા; રઘુનાથ દોડયો–ઝપાટાબંધ દોડયો.

"દગો! દગો!" એણે રાડ પાડી.

આનંદમોહન આગળ વધ્યોઃ "કોણ છે? રઘુનાથ! શું છે?" પણ રઘુનાથે કાંઇ સાંભળ્યું નહીં. તે આગળ દોડતો હતો, એજ વખતે આનંદમોહને રાધારાણીનું અટ્ટહાસ્ય સાંભળ્યું: "એ બિચારો રાધાને ઠગી જાય! હા! હા! હા!—રાધાની કિમ્મત આંકવામાં એણે ભૂલ કરી."

રઘુનાથ આગળ વધીને કોઇને ન જોતાં પાછો ફર્યો હતો; તેણે આ શબ્દો સાંભળ્યા. આનંદમોહન અનંત પડયો હતો તે તરફ ગયો.

"કોણુ ? રાધા છે કે ?"—રઘુનાથે હિમ્મતથી હવે છેલ્લા શબ્દોમાં પોતાનો નિશ્ચય દર્શાવવા વિચાર કર્યો.

"હા—છોકરા—રઘુનાથ !—"

"છોકરાએ રમત દેખાડી છે, ને રાજરાણીની આશા—મનમાં જ રાખી દીધી છે !"

"આ રમત નો'ય છોકરા ! રાજની વાત છે ! ત્હારા જેવા તો કૈંક જોઇ નાંખ્યા !"

"હવે સેવામાં આશ્વાસન લ્યો, રાધારાણી ! આ શેઠ જગમોહનનો નોકર નહિ ! આ તો રઘુનાથ !—"

"ઠીક છે, હજી સંભાળજે છોકરા ! એક તો ઉડયો, તારૂં ધ્યાન રાખજે !"

એ જ વખતે નંદરાજના મૃત્યુના સમાચાર ફેલાતા લાગ્યા. રઘુનાથ રાધાને છોડી ઉતાવળે અનંત તરફ વળ્યો.

રઘુનાથે દેવીસિંહના જે સમાચાર આપ્યા હતા તેમાં રાધાને કાંઇક શંકા પડી હતી; એના જેવી ચતુર સ્ત્રી આ બાબતમાં એમ અચાનક ઝંપલાવે તેવી ન હતી. મદનલાલ હવે એના પક્ષમાં હતો, ને એના માર્ફત રાજગોપાળને પણ સાધ્યો હતો. રાજગોપાળ માર્ફત મદનલાલે દેવીસિંહને મળતાં જે વાત થયેલી તે કહેવરાવી, પણ રાજગોપાળ થોડોક મોડો આવ્યો. રાધાને હવે રઘુનાથની ખોટી ને બનાવટી વાતની શંકા પડી, ને તેથી તરતજ તેને ઉડાવી દેવા સંકલ્પ કર્યો; વચ્ચે ઝપાટામાં અનંત આવી ગયો.

ડૉ. આનંદમોહન પ્યારથી અનંત પાસે બેસીને એની ધુળ ખંખેરતો હતો. ગોળી બરાબર લાગેલી, એટલે અનંત બેભાન પડયો હતો, રઘુનાથે આવતવિંત તરત જ એ જોયું ને પાસે બેસી ગયો.

બન્ને જણા થોડીવારમાં અનંતને લઇને ચાલ્યા. તે તદ્દન મૂર્ચ્છિત અવસ્થામાં હતો: આનંદમોહન ને રઘુનાથ ઘેર પહોંચ્યા ત્યારે નાગમતી રાહ જોઇને બેઠી હતી.

ડૉ. આનંદમોહને પોતાનું સર્વ કૌશલ્ય વાપરી અનંતની સારવાર આદરી. રઘુનાથ બધું ભુલી જઇ પોતાના આ કામમાં તલ્લીન થઇ ગયો. બીજે દિવસે સવારે અનંતની સ્થિતિ કાંઇક

સુધરી લાગી. આનંદમોહને સુચના આપી કે મૃત્યુ જેવી અખંડ શાંતિ હશે તો જ દર્દી સુધરશે. તે સુચના આપીને ગયો. ઘરમાં એક નાગમતી અનંતની પાસે સારવારમાં રહી. તે સુખમય ઘેનમાં પડયો હતો.

બીજે દિવસે સવારે મામલો બદલાઇ ગયો હતો. તાર ઉપર તાર છૂટયા હતાઃ મદનલાલે રાધારાણી સાથે મળી એવો 'કેઇસ' રજૂ કરી રક્ષણ માગ્યું હતું. રાધારાણી સગર્ભા હતાં; નર્સ અને ડૉકટર આવવા રવાના થઇ ગયાં હતાં. નંદરાજનું વીલ પણ રજૂ કર્યું હતું; રાધારાણીના પુત્રને ગાદી અપાવવાની એમાં વાત હતી. મદનલાલે બે ચાર કલાકની મુદતમાં મામલો ફેરવી નાખ્યો હતો. ને અત્યારે એના પર બધી કમાન આવી પડી હતી. મદન-લાલે પણ સ્થળે સ્થળ ફરીને સૌની પૂજા કરવામાં બાકી ન રાખી, ને પછી જવાબદાર દિવાન તરીકે, મહારાજા નંદરાજની મિલ્કત ઉચાપત કરવાનો દોષ રઘુનાથ માળી ને અનંત પર મૂકીને, તેમની મિલ્કત જપ્ત કરવા હુકમ કાઢયો.

અત્યારે હવે એને રાજ્યકારભાર કરવાની સર્વ સત્તા રેસી-ડન્સીની દેખરેખ નીચે આપવામાં આવી હતી, ને જ્યાં સુધી રાધારાણી વિષે ચોક્કસ નિર્ણય ન આવે, ત્યાં સુધી મદનલાલ રાજ્યમાં મુખ્ય અધિકારી હતો. દિવસના દસ વાગ્યા પહેલાં તો આ હુકમ નીકળી ગયો, ને મદનલાલને મળી પણ ગયો.

સૂર્યાસ્ત થવાની તૈયારી હતી; ને કલ્યાણીની પ્રજા ચિત્ર-વિચિત્ર–ખ્યાલોથી ઘેરાઇ જઇ બે ઘડી શાંત બની હતી. આ વખતે કલ્યાણીના ગરીબમાં ગરીબ લત્તામાં, જીવન્ત સૌંદર્ય રહે તેમ નાગ-મતી રડતી હતીઃ ઘડી પહેલાં જ ડૉ. આનંદમોહન આવી ગયો હતો. રઘુનાથ પર શંકા ઘુમતું હતું એટલે એ આવવા અશક્ત થઇ રહ્યો. આનંદમોહન, મદનલાલની કૃતિમ કળા પારખવા હવે એકલો જ થઇ રહ્યોઃ તે અનંતને શાંત નિદ્રામાં પડેલો જોઇ નાગમતીને સુચના આપી પાછો ફર્યો હતો. એના છેલ્લા શબ્દો–બે ત્રણ વાર ભાર દઇને બોલાયેલા શબ્દો—નાગમતી યાદ કરતી હતી, એટલામાં કોઈનું કમાડ ખખડ્યુંઃ

અનંતનો સુંદર ચહેરો એના ખોળામાં હતોઃ તેણે ધીમેથી એનું માથું નીચે મૂક્યું;

તે બારણા પાસે પહોંચી; ધીમેથી બોલી; કોણ? સામેથી જવાબ આવ્યોઃ 'અનંત આહિ રહે છે?'

"હા!"

"ત્યારે બારણું ખોલો, અત્યારે જ એનું કામ છે!"

"અત્યારે?—" નાગમતીએ જવાબ આપ્યો. એને આનંદમોહનના છેલ્લા શબ્દો સાંભર્યાઃ "જે ઘડીએ એ ઉઠશે તે ઘડીએ એનું દર્દ હાથ નહિ રહેઃ તદ્દન આરામ—માત્ર આરામ—થી મળશે તો જ વાત સુધારશે"

"હા અત્યારે જલ્દી કરો."

"અત્યારે એ નિદ્રામાં છે; અને કમાડ ખુલે નહિ."

"હેં! નહિ ખુલે! હું કોણ છું ખબર છે? હું રાજગોપાલ!"

"ગમે તે હોય, અત્યારે એની જીંદગી જોખમમા છે!"

"એમ કે?—" છેલ્લા શબ્દો કડકાઈમાં આવ્યા. ને તરતજ ડેલી પર હલ્લો થયો.

હવે એક છેલ્લી તક રહી. નાગમતી અત્યંત ધીરે પગલે પોતાના ઓરડામાં ગઈ, છેલ્લું-છેલ્લું ચુંબન દેવાની આંતરતૃષા એણે દબાવી, પાસેની ખીલી પર રઘુનાથની તલવાર લટકતી હતી; તેણે ધીમેથી તલવાર ઉપાડી. અત્યંત ધીમેથી બહાર આવી, ને બહુજ ધીમેથી બારી ખોલી.

તરતજ દડેડાટ કરતો એક જણ આવ્યો. નાગમતીએ એક જ ઝપાટે એને પાછો હઠાવ્યો, સૌ ચેતી ગયા, ને ભયમાં આમ તેમ ફરવા લાગ્યા.

મામલો હવે રસાકસીએ ચડયો.

રાજગોપાલ સાથે તો ઘણાં માણસો હતાં. નાગમતીએ પોતાના પ્રિયતમને બચાવવા કેસરીઆં કર્યાં; અસંખ્ય મનુષ્યોની સામે એ એકલી ઝુઝી રહી. પણ છેવટે એનું બળ ખૂટ્યું, એને લાવણી—દુઃખની—બેભાન અવસ્થામાં મૂકી રાજગોપાલ આગળ વધ્યો.

પણ તે અંદર જતાં સ્થિર થઇ ગયો. છેલ્લા સ્મિતની સુરખી અનંતના મોં પર શોભી રહી હતી. દગો— ખુન— કે વિશ્વાસઘાતની એક પણ નિશાની તેમાં બાકી ન હતી, એકલો પ્રેમ મૂર્તિમંત હસે એવું પ્રત્યક્ષ દર્શન હોય—તેમ એના શાંત શરીરમાં અધિકારી સ્નેહ પથરાઇ રહ્યો હતો. તે છેલ્લી વખત હસ્યો હશે— એ હાસ્ય એમ— જેવું આરસની મૂર્તિમાં કુશળ શિલ્પી કોતરે તેવું— આબાદ હજી ત્યાં ચોટયું હતું.

રાજગોપાલ સ્થિર થઇ ગયોઃ

"અનંત! અનંત!"

પવનથી એક બે બાલ ઉડયા, થોડુંક વસ્ત્ર ફરકયું, મૂછનો વાળ હલ્યો; જાણે અબઘડી અનંત જવાબ દેશે!

પણ અનંતનું હાસ્ય—છેલ્લુંજ કોતરાયું હતું.

રાજગોપાળનું હ્રદય ધ્રુજ્યું. મનુષ્ય પોતાના ભાઇને છેલ્લી સલામ કરતો જોઇ ન ધ્રજે તો પછી એને—આતતાયીને—હણવામાં તત્ત્વજ્ઞાન છે!

રાજગોપાળની સમક્ષ આખો દેખાવ તરી ગયો. પોતે દેવીસિંહ પાસેથી મેળવેલી વાત રાધારાણીને કરી. રાધારાણીએ કીધું કે બરાબર વખતસર આવ્યો છે. લાવો જરા બંદૂક. રાધાએ બંદુક ફોડી. ને અનંત પડ્યો! તેનું હ્રદય હવે પાણી પાણી થઇ ગયું. જાણે અનંત હજી હમણાંજ ઉઠીને—પોતાનું દુઃખભર્યું મોં મલકાવશે કે સિંહના જેવો ખભો હલાવશે. એના મૃત્યુથી રાજગોપાળનો હ્રદયપલટો થયો.

"અનંત!" તે ફરી બોલ્યોઃ

એ જ વખતે પાછળથી સ્વર આવ્યોઃ "રાજગોપાલ! અનંતનો હિસાબ ચુકવાઇ ગયો; હવે ત્હારું જ કર!" રાજગોપાલ પાછો ફર્યો. આનંદમોહન પોતાની હમ્મેશાની ભવ્ય દ્રષ્ટિથી એને વિંધી રહ્યો હતો.

"અનંત ક્યાં છે?" "એ તો જીવન્ત સ્વાર્પણ છે." રાજગોપાલ—બસ આ ઘડીએ હવે ફર્યો. એણે પોતાના માણસોને બહાર જવાનો હૂકમ કર્યો.

# પ્રકરણ ૩૪ મું.

## રાજ પ્રતિષ્ઠા

કલ્યાણીમાં સૌ પોતપોતાની પ્રતિષ્ઠા જાળવવામાં રાજની પ્રતિષ્ઠા ગુમાવી બેઠા હતા. રાધારાણીએ રઘુનાથના દગાને ફટકો લગાવ્યો; પણ પછી પોતાનો દગો લંબાવતાં કદાચ પોતાને ફટકો પડે માટે બીજે દિવસે મધ્ય રાત્રિનો સમય ચોક્કસ કર્યો હતો.

કલ્યાણીના ટાવરમાં બાર વાગવાને થોડી વાર હશે, ત્યારે રાજવૈદના બંગલામાંથી એક આધેડ વયનો માણસ ને તેની પાછળ બે બાઇઓ નીકળ્યાં. જાહેર રસ્તો મૂકી તેમણે જરાક આડો માર્ગ લીધો, ને રાધારાણીના બગીચામાં પાછલે દ્વારેથી દાખલ થયાં. તેઓ જેવાં દાખલ થયાં કે તરતજ એમની પાછળ એક જુવાન દાખલ થઇ ગયો ને પાસેનાં વૃક્ષોમાં અદૃશ્ય થઇ ગયો.

આ ત્રણે થોડે આગળ ચાલ્યાં. સૌથી આગળ ચાલનાર પુરુષ બરાબર મહેલની સામે અટક્યો. એણે બારણા પર હાથ મૂક્યો કે તરતજ બારણું ખોલી એક સ્ત્રી સામે આવી ઉભી.

'કાં ?' તે બહુ જ ધીમેથી બોલી; 'રાજગોપાલ મળ્યો હતો ?'

'ના.' 'પણ એને સાધ્યો છે કે ?'

'હા વાંધો નથી, મદનલાલ પણ હાથમાં છે.'

'ક્યાં છે ?—'એણે ચારે તરફ જોયું.

'આ રહ્યો.' એમ કહી પુરુષે એક સ્ત્રીને આગળ આવવા ઇશારત કરી. તે બારણામાં પગ મૂકવા અધીર બની રહી.

'પેલો રઘુ......'

મહેલના બારણામાં ઉભેલ સ્ત્રી આ શબ્દ પૂરો કરે, ત્યાં એક જુવાન ચપળ યોદ્ધાની જેમ હાજર થયો.

'જી હું હાજર છું !'

'હેં !—' રાધા બે ડગલાં પાછળ ખસી; પેલે માણસે બંદૂક સાંભાળી.

'દેવીસિંહ ! સંભાળ.' રાધાએ રાડ પાડી; 'બધો મામલો બગડી જશે !'

એ જ વખતે બગીચામાં 'ચોર ! ચોર'! બૂમ પડી, ને તે સાથે જ રાજગોપાલ તથા બે ચાર સિપાઇઓ હાજર થયા. રાધા ધીમેથી બોલી; 'મામલો ફર્યો છે.' તેણે રાજગોપાળને ઓળખ્યો.

'રાજગોપાલ !'

'જી, ચોર અબઘડી હાથ થઇ જાય !'—રાજગોપાલ જાણે સમજતો ન હોય તેવો થઇ ગયો.

રઘુનાથ એક વિજયી દ્રષ્ટિપાત કરી, સામો ઉભો; 'જી, હું હાજર છું !'

'છોકરા ! ત્હારો જખમ તો હજી રૂઝાયો નથી, પણ—' રાધારાણી દેવીસિંહ સામે ફરી; 'રાધાને પરાજયની છાયા ન જોઇએ. વિજયથી વધારે જીંદગીમાં કાંઇ નથી.' તે તરત જ મૃદુ તિરસ્કાર-ભર્યું હસી, ને મહેલનાં દ્વાર બંધ થઇ ગયાં. દેવીસિંહ વિશ્વવિખ્યાત આશ્ચર્યમાંથી બેઠો થાય તે પહેલાં એના હાથમાં બેડી હતી, ને બન્નેએ આ સાથે આખું મંડળ બગીચા બહાર કુચ કરતું હતું.

આનંદમોહને આ છેટેથી જોયું ને તે તરતજ ચાલ્યો ગયો.

રાધારાણીએ દેવીસિંહ માર્ફત-છોકરું લઈ લેવા ધાર્યું હતું, તે રચના આમ નિષ્ફળ ગઇ.

બીજે દિવસે રાધારાણીને મૃતપુત્ર જન્મ્યો એમ કલ્યાણીની પ્રજામાં સમાચાર ફેલાયા. મદનલાલે હવે પોતા પર લટકતી તલવાર જોઇને તેમાંથી બચી જવાની તૈયારી કરી. એણે માઠી મીઠી વાત, ને સારી સારી આશા આપેલી એટલે હજી એનું માન ને જોર તેવાં જ હતાં. હવે એણે પોતાની બુદ્ધિથી કામ લેવા ધાર્યું.

તે દિવસે સાંજે વિશ્વનાથને ત્યાં મોટી ગરબડ મચી હતી, આજે મદનલાલનો છેલ્લો પાસો નિષ્ફળ ગયો હતો. દેશી રાજ્યોમાં નાના નાના અમલદારોની ઘ્રાણેન્દ્રિય અતિ તીવ્ર હોય છે અને તેથી જરાક ખબર પડે કે, સૂર્ય આ બાજુ ચડવાનું ભાગ્ય છે એટલે તે ભાઇને ત્યાં આવનાર જનારની સંખ્યા એકદમ વધી જાય છે. મદનલાલ પડયો એ ખબર મળતાં જ હવે વિશ્વનાથ જામશે

એ અનુમાન સૌએ દોર્યું. વિશ્વનાથ હંમેશના રિવાજ મુજબ શાંત મીઠી મુદ્રા રાખીને બેઠો હતો: એના મનમાં અભિમાન ન હતું—નહીં કે એ નિરભિમાની પુરૂષ હતો, પણ એના સ્વાર્થપ્રિય સ્વભાવમાં બગલા જેવી વૃત્તિ અત્યારે આગળ પડતી હતી. વિશ્વનાથે છેવટની ઘડી સુધી અર્જુનદેવ સાથે મીઠાશ જાળવી હતી. અને હવે છોટાલાલ ને મદનલાલ એક જ સપાટામાં ઉડે તો કલ્યાણીની દિવાનગીરી એના દ્વાર પાસે ઉભી હતી!

ગોવિન્દ એની પાસે બેઠો હતો: રાઘવ પણ છેટેથી આવતો દેખાયો.

'કાં આવો, આવો રાઘવભાઈ!' વિશ્વનાથે એને ડેલીમાં દેખતાં જ પોકાર કર્યો. એને ખબર હતી કે રાઘવનો દિવસ હવે પૂરો થયો હતો. પરંતુ એટલા માટે જ ખાસ વિવેક રાખવો એ મુત્સદીગીરી કહેવાતી.

રાઘવ બિચારો અત્યારે તો પેટની પુજા માટે જ આવતો હતો એટલે આ અપમાન ગળી ગયો: તે સલામ કરીને નીચે બેઠો. ગોવિન્દનો ભત્રીજો પણ કાકા સામે હરીફાઈમાં ઉતર્યો હોય તેમ વિશ્વનાથના જમણા હાથ જેવો બનીને બેઠો હતો.

'ત્યારે રાધારાણીને તો બિચારીને કરમ આડું પાંદડું જ રહ્યું, રાઘવ ભાઈ! લક્ષ્મીરાણીને તો એવું કાંઇ નથી કે?' રાઘવ મીઠું અમૃત હોય તેમ અપમાન ગળી ગયો. અપમાન ગળી જવું એ દેશી રાજવ્યવસ્થામાં ઉછરેલાઓને વ્યવહાર લાગે છે. એક દિવાનને બ્રિટિશ રિયાસતની પ્રજા ગમે તેટલી મહત્તા આપે પણ ઘણી વખત એ પાસવાનના ગુલામ જેવો જ હોય છે! અને એ ગુલામીને લીધે જ એ દિવાન હોય છે.

'જી!' રાઘવ નરમાશથી બોલ્યો; 'હવે આપ અન્નદાતા છો! લક્ષ્મીએ કોઇ દિવસ આપ સામે આંખ ઉંચી કરી નથી એ આપ જાણો છો. હવે તો આપ દિવાનપદ શોભાવો, ને અમારા જેવા કંઈકને પાળો!'

'હા! હા! હા! આ શું બોલ્યા રાઘવભાઈ? દિવાનપદ માટે છોટાલાલભાઈ છે—હમે છો—હો!'

'અન્નદાતા! અમે તો આપના છીએ. અમને પાળવા એ તમારી મોટાઈ છે.'

વિશ્વનાથને લાગ્યું કે હવે એનામાં જરાય શક્તિ નથી; [illegible] [illegible] સખવો એ ખોટો નથી.

'તમને શું મળે છે રાઘવભાઈ ?'

'જી, હું તો ખાનગીમાં છું !'

'છોટાલાલભાઈના હાથ નીચે નહિ ? એમ ?'

'જી ના, એ જગ્યા ખાનગીમાં ગણાય છે.'

સામેથી એક આધેડ વયના ગૃહસ્થે પ્રવેશ કર્યો; તેના વેશમાં [illegible] દંભ ને ડોળ હતાં.

'કાં વિજયલાલ ! શું છે ?—છેલ્લા સમાચાર ?'

'જી ! મદનલાલભાઈ પડયા !'

'હેં !—' સોમાં નવું જોસ આવ્યું.

'મહારાજ અર્જુનદેવે ચોવીશ કલાકમાં રાજીનામું મંજૂર કરી [illegible] !'

'ક્યારે જાય છે ?'

'જી, હવે કાલે કે પરમદિવસ.'

'ત્યારે છોટાલાલ ?—એનું શું છે ?—તમારા ગેઝેટમાં [illegible] નથી ?'

'જી ના, છોટાલાલ પાછા સ્ટેટ વકીલ થઈ જવાના. દીવાનપદ તો [illegible] વખતે રઘુનાથે પ્રવેશ કર્યો એની ચાલમાં આજે નવો [illegible] હતો. તે છટાથી એની સામે ઉભો.

'વિશ્વનાથભાઈ !'

વિશ્વનાથને એક ઘડી એક વર્ષ જેવી થવા લાગી, રઘુનાથ ઘડી વાર બોલ્યા વિના ઉભો.

'દેવીસિંહને ચોવીસ કલાકમાં રવાના કરી દેવાનો હુકમ [illegible] મહારાજાએ આજ્ઞા કરી છે !'

'ભલે !—' વિશ્વનાથ નરમાશથી બોલ્યો.

'આ મહારાજાનો હુકમ !'

વિશ્વનાથે હુકમ લેવા હાથ લંબાવ્યો, એના ચહેરા પર [illegible] જેવી ફિક્કાશ આવી ગઈ.

'રઘુનાથ ! આ શું ?'

'જી, હું તો ચિઠ્ઠીનો ચાકર છું, બાકી રાજની પ્રતિષ્ઠા વૈભવ ઉપર નહિ પણ વ્યવસ્થા ઉપર ટકે છે.'

વિશ્વનાથ ધ્રૂજ્યો, પણ તે ગંભીર બની ગયો.

'રાઘવભાઈ! આવું છે, ઘડી પહેલાં તમારી વાત કરીએ છીએ, ને આ હુકમમાં હજારના રોટલા તૂટ્યા છે!'

'હેં!—' રાઘવના ચ્હેરા પર ફિકાશ આવી.

'જુઓ, તમારે આજે ને આજે રવાના થવું, ત્યાં ભરણ—પોષણ જેટલું મળશે. છોટાલાલ સ્ટેટ વકીલનો ચાર્જ સંભાળે!'

'હા—' વિજયનાલને આનંદ આવ્યો.

'પછી તમે વિજયલાલ—પણ એ કોણે કીધું હશે? રઘુનાથ તારું કામ લાગે છે!'

'હેં! હેં! શું?—મારું કામ છે?'

'હાસ્તો.'

રઘુનાથ હસ્યોઃ 'મારું કામ નથી પણ કલ્યાણીના પ્રદેશે પ્રદેશમાં ફરી જનતાની સંભાળ રાખનાર જનક જેવો રાજા આજે ન્યાયાસન પર બેઠા છે!'

'હં, હં, પણ મારું શું છે?' વિજયલાલ અધીરો બન્યો.

'તે દિવસે તે રાજપૂરના ન્યાયાધીશની નિમણુંક થયેલી—એકાદ માસ મોડે ગેઝેટમાં આવી નાં?'

'હા, પણ એ તો તમે.........'

'હા, પણ એ વાતની બાતમી કયાંથી?—ઠીક એ બાબતમાં રાજપૂરના માણસોએ જેટલી રકમ ન્યાયાધીશને વિવાહ નિમિત્તે આપી તેટલી તારે માણસોને આપવાની.'

'અરે! પણ એ કોણ ગણવા બેઠું છે?'

'જી! આ માણસોના નામનું લીસ્ટ—' રઘુનાથે ખીસ્સામાંથી કાગળ કાઢયો.

'રઘુનાથ—તું—' વિશ્વનાથ બોલતાં અચકાયો.

'જી, મેં હવે એને જીવન અર્પણ કર્યું છે!'

'પછી ગોવિન્દ—તું બરતરફ થાય છે!'

'તમારી સામેની અસંખ્ય ફરીઆદ છે!' રઘુનાથે કહ્યું.

'અને એ બધી સાચી ?'

'એક સાચી હોય એટલે રાજપ્રતિષ્ઠા ગઇ.'

'અને તું નથી ?'

'હેં—આ શું ? બધાનાં નામ ગોઠવ્યાં છે ? કોઇ આપણો દુશ્મન જાગ્યો કે શું ?'

'તેજપૂરની જમીન સહન ન કરે એટલાં દુષ્કૃત્યો પોતે જ શત્રુ સામે આવ્યાં છે !—' રઘુનાથે ટકોર કર્યો.

'અને છેવટ આપ પોતે-એટલે હું પોતે-પણ હાલમાં માત્ર ટ્રેઝરી ખાતે જ કામ કરવાનો છું !'

'રેવાશંકરભાઇ ?'

'એના પર કેસ ચાલવાનો છે !' રઘુનાથે ગંભીરતાથી ઉમેર્યું.

'હેં !.........'

રઘુનાથ એ મંડળને મૂકીને ચાલ્યો ગયો.

'પીનાકીપ્રસાદ—એનું શું ? એણે બંગલાના ઘાટ રચી રચીને અરધા કલ્યાણીને ઉજ્જડ તો કર્યું—' ગોવિંદ બોલ્યો.

'બે વરસની રજા ઉપર જાય છે—એટલે ઘેર.'

બંધ તૂટતાં નદીનાં પાણી વહી જાય તેમ સ્વાર્થ તૂટતાં સૌ અધિકારીઓ ઘર તરફ રવાના થવા લાગ્યા.

રઘુનાથ છૂટો થઇને તરતજ રાધારાણીના બગીચા તરફ ચાલ્યો. રાધારાણી હંમેશની માફક એકલી બગીચામાં છાની ઉભી હતી, જરા ખડખડાટ થતાં જરા તે ચમકી.

'કોણ ? ગંગા ?'

'ના, હું રઘુનાથ.'

'હા ઠીક રઘુનાથ—ક્યાં છોકરા—' રાધાએ બેદરકારીથી ઉમેર્યું. રઘુનાથના વિજયનો અર્ધો આનંદ ચાલ્યો ગયો.

'ત્હમને એક ખબર કરવા આવ્યો છું '

'એ હું જાણું છું !—' રાધા હસી.

'એ જાણ્યા પછી ત્હમારા જીવનનો અર્ધો આનંદ ચાલ્યો જશે. મ્હેં ત્હને જીગરથી ચાહી હતી અને ત્હેં વૈભવની ખાતર એક ગરીબ હૃદયના ટુકડા કર્યા એ ત્હને સાંભરે છે ? "

'છોકરા— મ્હારા જીવનમાંથી એમ આનંદ લઇ લેવાની આશા રાખતો નહિ ! બોલ ત્હારે શું કરવું છે?— મને કવિતા સાંભળવાનો વખત નથી ' રાધારાણીનું દરેક વાકય રઘુનાથના અભિમાનને વિંધી રહ્યું !

'ત્યારે સાંભળ અને રો; પછી જ ત્હને કવિતા વ્હાલી લાગશે'

'શું ?–'

'ત્હારો દેવીસિંહ કાલે ભિખારી અવસ્થામાં દેશનિકાલ થાય છે !' રઘુનાથે ધાર્યું કે આ સજ્જડ ઘા છે.

રાધા બેદરકારપણે ખડખડાટ હસી પડી 'ઓયરે ! છોકરા ! એમાં તે ત્હેં મ્હને નવીન શું કહ્યું ? દેવીસિંહ જાય છે એટલું જ ના ? હવે એવો ઘેલો થતો નહિ હો ! વિજય પાછળ ઘસનારને કોણ પડે છે એની ભાગ્યેજ દરકાર હોય છે !'

'હેં !–' રઘુનાથ સીધો સડક બની ગયો. એનું જૂનું વેર, તૃપ્તિનો આનંદ, વિજયનું અભિમાન–બધાં જ સરી ગયાં. એને લાગ્યું કે ખોટી સરતમાં એણે અરધી જીંદગી ગુમાવી છે !

'આહા ! તને લાગી આવે છે કાં ?–જો મારા જીવનમાં તો વિજય અને આનંદ જ છે. દેવીસિંહ ગયો, હવે તારે આનંદ લૂંટવો હોય તો આવજે !–'

રઘુનાથ ધીમે પગલે પાછો ફર્યો; એના પગ ભાંગી ગયા હતાઃ 'અરર ? આવા હૃદયને કોઇ પણ ઘા સ્પર્શ કરે ?– આની સાથે સરત એ જીંદગીનો દુરૂપયોગ નથી ?—'

રઘુનાથ વિચાર કરતો ચાલ્યો ગયો, એના પાછળ રાધાનું અટ્ટહાસ્ય સંભળાયું: 'બિચારો !– જગમોહન શેઠની પટ્ટી અફળ કરી. આ છોકરાની યુક્તિ નિષ્ફળ ગઇ અને દેવીસિંહને ફસાવ્યો. એને ખબર નથી કે આ બધામાં વિજય જ મ્હારો હતો. પરાજયનું કલંક તો બીજા માટે જ છે. આજે હતાશ થયો કે હું હજી હારી નથી !—સૌન્દર્યને માટે મનુષ્યો–હજારો મનુષ્યો–દોડતા આવે છે એ એને ખબર નહિ હોય.'

## પ્રકરણ ૩૫ મું

### મુગટનું તેજ.

કલ્યાણીના ભવ્ય મહેલમાં બે પુરુષ શાંત ચિત્તે બેસીને ધીમેથી વાત કરતા હતા. બન્નેના પ્રતાપી ચહેરા પર ગંભીરતા હતી, અને જીવનના મર્મ ઉકેલતા હોય તેવી સાચાઇ હતી.

"મ્હારો એ દૃઢ નિશ્ચય છે કે પરદેશી સત્તા વિવેકી છે; ને જે ઘડીએ રાજાઓમાં સ્વમાનની રોશની પ્રકટ થયેલી જોશે તે ઘડીએ દરેક અયોગ્ય પ્રશ્ન ઉપર ચુથણા કરવાની નીતિ અટકાવી દેશે."

"બરાબર—" આનંદમોહને માથું ધુણાવ્યું: "પણ મુગટનું તેજ ક્યાં છે?—"

"એને નિદ્રામાંથી કોણ ઢંઢોળે?—હજી સુધી તો હિંદના દરેક હિતૈષીને અકારણ એમણે શત્રુ માન્યો છે.—સ્વરાજ એ નામમાં જ પોતાનો મૃત્યુઘંટ અનુભવ્યો છે.—રાજાઓને કોણ જગાડે કે આ તમારો ભય અકારણ છે.—"

મદનલાલે અચાનક પ્રવેશ કર્યો. એ છેલ્લી વખત અર્જુનદેવને મળવા આવ્યો હતો.

"કાં, આવો મદનલાલ!"

"જી!" કહીને મદનલાલ આવ્યો.

"બોલો, શું છે?—"

"જી, આપની રજા લેવા; ગમે તેમ પણ કલ્યાણીનું અનાજ હજી મ્હારા પેટમાં છે; તે આપને—યુવાન તથા બીન અનુભવી હોવાથી—સલાહ આપવી એ મ્હારો ધર્મ સમજું છું."

અર્જુનદેવે શાંત ચિત્તે સાંભળ્યું; તે ધીમેથી હસ્યો: 'બરાબર આપે કેટલીક વાતમાં વ્યર્થ દુરાગ્રહથી એજન્સીનો રોષ વ્હોરી લીધો જ છે. આજેજ મ્હારા પર સાહેબ—' મદનલાલે પોતાની હિમ્મત વધારવા સાહેબનું શરણ લીધું: "સાહેબનો કાગળ છે. આપની આવી વર્તણુક માટે દિલગીરી છે."

"હું" અર્જૂનદેવે ટુંકો જવાબ વાળ્યોઃ

"શી વર્તણુક મદનલાલ ?—" આનંદમોહને પ્રશ્ન કર્યો.

'ભાઇ ! આ રાજખટપટનું કામ છે, સમજ્યા મહારાજ !' મદનલાલે આનંદમોહનની કિમ્મત ઘટાડી પોતાનું માપ મોટું કાઢવા યુક્તિ કરી. 'એમાં તમે સમજો નહીં; આગળ પાછળના બનાવની–facts ની તમને ખબર ન હોય, ને તમારી સલાહ ઉંડા પાણીમાં ઉતારે !–' 'એ તો સારૂં છે.'–મદનલાલ મીઠું હસ્યો–'કે મહારાજા પોતે જ પોતાની બુદ્ધિ વાપરે છે નહિતર એમાંથી રાજમુગટ જાય.'

'બરાબર' તમારા જેવા દિવાનોએ રાજાઓને વધારે ને વધારે બાયલા બનાવી મૂકયા છે ! અર્ધ ઇંગ્લીશ–અર્ધ હિંદી એવી તમારી કેળવણી અર્ધદગ્ધ મનુષ્યની માફક કોઇ સ્થિતિને પહોંચવા દીર્ઘ દ્રષ્ટિ વાપરી શકતી નથીઃ તમારી પાસે બેજ રસ્તા છે; ખુશામત અને નમતું આપવું. બોલો એ બન્ને વાત અમારી રાજનીતિની વિરૂદ્ધ છે !'

'ત્યારે તમે પરિણામ જોશો.'

'શું ?—'

'શું ભાઇ ! સાધુ મહારાજ––'

'મદનલાલ ! તમારા જેવા અર્ધદગ્ધ કેળવણી પામેલાઓમાં એક જાતની ભ્રષ્ટ મનોદશા પ્રવર્તે છે. દરેક ભણેલ મનુષ્ય પ્રમાણિક રોટલો પેદા કરવાને બદલે, લાંચ લઇ શકાય એવી જગ્યાની શોધમાં પડે છે ! પરિણામ એ આવ્યું છે કે રાજાનું ગૌરવ વેચવું એ અધિકારીઓનો વેપાર છે !–અમારે અમારા માટે મરે તેવા અધિકારીઓ જોઇએ છીએ. પછી ભલે એની લાયકાત થોડી હોય.'

'તમારી સલાહ વિનાશનું બીજ રોપશે !'

'ભલે રોપે. મદનલાલ !'–અર્જૂનદેવ ગાજ્યોઃ 'તું આ સાંભળતો જા. જો ગૌરવના વિનાશથી સહિસલામતી મળતી હોય તો એવી સોનાના પાંજરા જેવી ગુલામી અર્જૂનદેવ માટે નથી ! –હું સામ્રાજ્યનો ભક્ત છું; મિત્ર છું; ને તે રહીશ, પરંતુ અમારા હક્ક પર આવતી દરેક તરાપ–જીવ સટોસટ માનીશ. અમારે ખુશા-

મત કરવી નથી; મૈત્રી રાખવી છે.'

'મહારાજ !—' મદનલાલ ઉઠયો.

'આ એક છેલ્લો સંદેશો પહોંચાડજે. ફ્રાન્સની રણભૂમિ કે જર્મનીનું મેદાન અર્જુનદેવનું દરેક ટીપું સામ્રાજ્યના રક્ષણ માટે પડશે. પરંતુ જે ઘડીએ સામ્રાજ્યનો વિસ્તાર દુનિયાને સુધરેલી બનાવવાને બદલે, સુધરેલી રીતે ગુંગળાવી મારશે તે ઘડીએ અર્જુનદેવ રજપૂતનો સનાતન ધર્મ પાળે છે એ સમજી લેવું ! परित्राणाय साधूनां અમને જેમ ભયંકર ખુનખાર માણસો ગમતા નથી, તેમ ખોટી ખુશામત કરી— સામ્રાજ્યને ભયથી વીંટી દેનાર અમલદારો ગમતા નથી !—અમારી પ્રજાનું જૂદું જ વ્યક્તિત્વ છે, અને એના ખાસ વિકાસમાં કોઇ આડે આવતા નહિ !—'

'જી હા—જી હા—' મદનલાલ ખોટું હસ્યો. 'આપે બરાબર જી હા—સાચેસાચો સંદેશો—'

અને તે ધીમેથી જવા રવાના થયો.

'દેશી રાજ્યોને આવાએ તેજહીન કર્યા છે !'

રાત્રિના નવના ટકોરા થયા;

અર્જુનદેવ ઉઠયો ને અંદરના ઓરડામાં ગયો. આજે લ્હેરે સાંઇ—ફકીરના જેવો પોતાનો ગૂપ્ત વેષ ધારણ કરી લીધો ને તે આનંદમોહન સાથે મહેલના ગૂપ્ત ઘરમાંથી બહાર નીકળ્યો.

આજે કલ્યાણીમાં સીનેમાની માફક એક પછી એક બની ગયેલા બનાવોની ચર્ચા થતી હતી: ફરી ફરીને વધારે રસથી એ જ વાત થતી હતી: ને આનંદમોહન તથા અર્જુનદેવ—કાંઇક ઉજાસમાં કાંઇક છાયામાં ચાલ્યા જતા હતા—

ચોકમાં આવ્યા ત્યાં રોશનીઓ ઝગઝગાટ બળતી હતી; ચારે તરફ તબલાપર, હારમોનીયમ પર કે સીતાર પર રમઝટ જામી હતી: 'સુખ સંચારક' કે 'શરીર સુધારક' હોટેલોમાંથી, 'ચા !' 'આઇસક્રીમ' 'બરફ' 'સોડા'ના અવાજો આવતા હતા. ભજીઆની સુગંધ છૂટતી હતી, જલેબીની ખુશબો આવતી હતી, પાનની પીચકારી ઠેર ઠેર સંભળાતી હતી. કલ્યાણી વિલાસમાં મગ્ન હોય તેમ મજૂરો, નોકરો, ગામના ખેડુતો ને

હપ ટાઉ

સૌ આમથી તેમ ઘુમતા હતા. કોઇ સીનેમા તરફ, કોઇ નાટક તરફ, કોઇ હોટેલમાંથી બહાર કોઇ હોટેલ તરફ. સૌ જેમ ફાવે તેમ ચાલી રહ્યા હતા.

રાજા અહીં અટકી ગયો.

' આનંદમોહન ! લોકો સુખી લાગતા નથી ?—'

'જી, એ દલીલ તો પેલી અધિકારશાહી માટે છે. વિલાસ એ સુખનું ચિન્હ નથી, અસંયમની નિશાની છે લોકો આપઘાત કરવાને બદલે આત્મઘાત કરે છે એટલું જ.'

' હું ?'

' હા, અસંખ્ય સુખી ખેડુતો મજુર બની જાય, ને પછી ચ્હાનો કપ કે સોડા પી નાટક જોવા જાય એ પરથી એમને સુખી ન કહેવાય. યુરોપીય પ્રજાકીય સરકાર ને આર્યદેશનો આદર્શ રાજા એ બે નો તફાવત જ ત્યાં છે. પહેલાને એમાંથી કર વધારવાનું સુઝે છે, બીજાને લાગે કે પ્રજાને ઘર નથી માટે હોટેલોમાં ફરે છે; ઘેર જીવનમાં આરામ નથી માટે સીનેમામાં દોડે છે; ગૃહલક્ષ્મી ઘેર ઘેર નથી માટે વિલાસની ધમાલ જામી છે !—રાજા તો ત્યારે જ કહેવાય કે જ્યારે—स पिता पितरः तासां केवलं जन्महेतवः આ સ્થિતિ બની જાય.

અર્જુનદેવે નિઃશ્વાસ મૂક્યો. ' આનંદમોહન !—આ સંસ્કૃતિ પ્રજાના વિનાશનાં બીજ વાવે છે ! — '

' તમે તમારા રાજના સ્વતંત્ર માલિક છો, ને તમારા આદર્શસ્વરૂપ પાછળ હજાર જણ હોમાશે, મને શ્રદ્ધા છે. '

'આ સીનેમામાં કેટલું જ્ઞાન છે, ને કેટલું ઝેર છે ? '

'ઝેર મનુષ્યમાં છે, વસ્તુમાં નથી. પ્રજાકીય સંસ્કૃતિ ફેલાવનારે માણસ ફેરવવો છે વસ્તુ નહિ. વસ્તુ ફેરવવી ને એને સુધારો કહેવો એ આ જમાનાનો રોગ છે. સીનેમા માટે ઇન્સ્પેક્ટર રાખો એટલે એની જૂદી જ નોકરશાહી થાય એટલું જ. પ્રજાને ફેરવો, મૂળ રોગ ત્યાં છે.'

'બરાબર '

'અને પ્રજાને ફેરવનાર મનુષ્યો—ભાષણ કરનાર વકીલો કે લખનારા માસ્તરો નહિ હોય. પાછી જૂની બલસભા, સ્વાર્થત્યાગ, સ્વાર્પણ, ઇચ્છા નહિ, અનિચ્છા નહિ—આવી સંસ્થા માર્ફત—પ્રજા ફરશે. બાકીતો પેલો યુરોપીય બહુમતવાદ-majority of fools એ લોકશાસનનું ઘણા ખરાબ સ્વરૂપમાંનુ એક વધારે.'

'પ્રજાકીય સભા સ્થાપવી અને તે માર્ફત—'

'કારભાર કરવો. એમાં વળી ભણેલાં સડી ગયેલાં ભેજાં બહુ બોલશે એટલું જ. બહુ બોલનારાં ચારિત્રહીન મનુષ્યોનું રાજતંત્ર એ પ્રજાકીય સભા; મને એમાં શ્રદ્ધા નથી. પરંતુ ત્હમારા રાજાઓમાં એનાથી ઓછી શ્રદ્ધા છે. માટે એ હાલ થાય તો તમારૂં ગૌરવ જળવાય ખરૂં. બાકી તો મુગટનું તેજ—'

એજ વખતે ત્યાંથી એક છેલ ગાઉ જેવો જૂવાન કોઇ બે ચાર વેપારીઓ સાથે જતો હતો. પરીણામને દિવસે એક જાણનારને બીજા ન જાણનારા છોકરાઓ વીંટાઇ વીંટાઇ સવાલો પૂછે તેમ એને સૌએ ઘેરી લીધો હતો.

'હેં, પણ એ ક્યારે બન્યું, લક્ષ્મણ ?'

'ક્યારે શું ? સવારે. હવે તો રાજ મારા બાપનું—અર્જૂનદેવનું થયું !'

'એ પાછું એવું ને એવું !'

બોલનાર ખેડુત હતો, લક્ષ્મણ તેના તરફ ફર્યો 'એલા પટલ ક્યાં રહે છે ?'

'આહીં—'

'અર્જૂનદેવને દીઠા છે ?'

'હા, કીયે છે બૌ સારા છે.'

'તે ઘોડા પર ફરવા નીકળે છે ને પાસે પદ્દમણી હાલી જતી હોય પણ જો ત્રાંસી નજરે ન જૂએ તે અર્જૂનદેવ !'

બે વેપારીઓ ને ખેડુનાં મોં આનંદમાં તરવરતાં લાગ્યાં.

'એક વખત ખેતરમાં ફરવા ગયા. કણબી હશે ત્હારા જેવો 'રાંચો' સૌ ખડખડાટ હસ્યા.

'પછી અર્જુનદેવ ઉપર ગાળોનો વરસાદ પડવા મંડયો. સામે શેઢેથી જોયા વિના ગાળો દેતો આવે; આવીને જૂએ ત્યાં અર્જુનદેવ !'

'પછી ? પછી ?—એ વેપારીઓ અધીરાઈથી બોલ્યા.

'પછી શું થયું હશે તું કહે—' લક્ષ્મણે ખેડુતને જ પૂછ્યું.

'બાપુ ! શું ખબર મોટા માણસના ?—એ ઘડી ગેટ બેસાર્યો હશે !'

'રોયો !—' ધીમેથી ખેડુને એક રૂપિયો આપ્યો.

'હેં !'

'હેં શું ?—ને કીધુ કે અમારા મનમાં એમ હતું કે દરબારી ખેતર—વાડી છે. એમાં તારા ઝીંઝરાં તોડયા—એનો આ બદલો !'

'અરે ! ધન સે રે મારા ધણી !—'કણબી આનંદમાં આવતાં એની કવિતા આવી ગઈ. એ બધા વાતો કરતા આગળ ચાલ્યા ગયા. આનંદમોહને અર્જુનદેવના ખભા પર હાથ મૂકયો તે મનમાં હસતો હતો.

'આ તો પેલો લક્ષ્મણ !—'

'હા—પણ—આ મુગટનું તેજ તમે જમાવ્યું છે.'

'જોયું ? દેવમંદિર જેવી જ સિંહાસનની ગીતા ગવાય છે નાં ?'

બન્ને જણા આગળ ચાલ્યા ગયા, એક જગ્યાએ વૃદ્ધ ડોસો ઉભો જુવાનીઆને સંભળાવતો હતો

'એવા કેંક ધાગાણાં જોયાં તે દી હજી તમારા જેવડા જ. ને તે દી આ હમણાં મરી ગયો પીડાઈ પીડાઈને તે અબ્દુલ ફોજદાર—ભાઈ બહુ કડક ! થો ફાટે હો ! કીધું તુંય આવીજા, પછી રાતે બાર બજ્યે હાજરી આપું. તે દી હજી મ્હારો હસન જીવે—પાછો બે બજ્યે હાજરી આપું ને દસ ગાઉ પર શિકાર માર્યો હોય. ફોજદાર લાંબો થઈ જાય હો—પછી તો વૃદ્ધ થતાં અમારૂં પણ જોર તુટયું ને ત્યાં એ કામ વચમાં સંભાળ્યું હતું અર્જુનદેવ મહારાજે !'

'હા, પછી ?'

પછી એણે પકડયા.'

એક આનંદની ઉમ જુવાનીઆ પરથી ચાલી ગઇ.

એણે પકડયા કાં ?—'એક છોકરે પૂછ્યું. ખમીસ પર એકલી લડકતી નેકટાઇ પરથી લાગતું હતું કે મેટ્રીક ભણતો હશે.

'બાપુ ! એતે ઘણા રહ્યા !—તે કોઇ ધણી જેવા ધણી મારા હસન પર અબ્દુલ ફેઝદાર એ તુ તહોમત મૂક્યું. જેની પાસે પૈસા હોય તે જીતે ફકીર ને વેશ્યા જેવા પૈસાવાળાને પૂજે. પછી પહોંચી ગયો મહારાજ અર્જુનદેવ પાસે.'

બે ચાર જણાને વાતમા ખુબ રસ પડયો. તે પાસે આવ્યા.

'એને, વાત કરી. આ ભાઇ છૂપે વેશે હજી કંઇક ફરવા નીકળે હો !—'

'હેં !'

'હા, ફકીરના વેશમાં નીકળે છે

'હા, હા. પછી ?'

'પછી શું ?—આ ભાઇ, છૂપે વેશે ફોજદારને ખોટી સાક્ષી ઉભો કરતો પકડયો !'

બધા સાંભળનારની આંખમાં આનંદ; ભક્તિ, આશ્ચર્ય સ્પષ્ટ દેખાયાં. સૌને અર્જુનદેવના નામના મોહિની લાગી ગઇ.

'નિગા રખો મહેરબાન સલામ !—મહેરબાન સલામ !—સૌ એકદમ માર્ગ દેવા દૂર ખસવા લાગ્યા. તરતજ...અટ્ટહાસ્ય સંભળાયું ને જગોબારોટ સામે આવી ઉભો. ફરી સલામ કરતો બોલ્યો: "નીગા રખો મહેરબાન સલામ !"

'કાં બારોટ ? શું ખબર ?'

'બીજા શું ?—આ સૌ પાપી હમણાં તો ટળ્યા છે. રાજાને ભારે માણસ મળી ગયું !'

'કોણ ?'

'ડૉ. આનંદમોહન !—સોનાનો જ કટકો !—'

આનંદમોહન ને અર્જુનદેવ આગળ ચાલ્યા ગયા. જગાબારોટના શબ્દો થોડે સુધી સંભળાતા રહ્યા.

'જેનું મન ચળે નહીં'. એણે કહ્યું કે સાહેબ ! રૈયત કામે છે ને રાજા ખાય છે. વચમાં આ અમલદારનું શું ?—લોહી ચૂસવા માટે !'

'ને તમારૂં ?' કોઈકે પૂછ્યું:

જીસકે પામે લડું ઇસકે પામે હમ !—'

'પણ એ હવે નહિ ચાલે હો—'

'અરે ! ભાઈ માફી માગી લેશું; ઠીક લ્યો રામ ! રામ !'

'અરે કાં ? હવે ઉભા છો. પછી હાલ—'

અર્જૂનદેવ દૂર ચાલ્યો ગયો હતો, ત્યાં એક ખુણા ([illegible]) તેઓ બીજી શેરીમાં વળી ગયા. આ શેરી સાંકડી હતી ને ત્યાં માણસનો અવારજવાર થોડો હતો. આગળ જતાં અર્જૂનદેવે જે દ્રશ્ય જોયું તે જોઇને ઘડીભર થંભી ગયો.

હજારો કંગાળ મનુષ્યો—અર્ધ નગ્નાવસ્થામાં ધુળ પર આળોટતા હતા. જે ગામડામાં રહીને સારા ખેડુ થાત તે શહેરોમાં રહીને ખરાબ મજૂર બન્યા હતા. બન્ને બાજુ સામે સામે પરસાળ પર પથારીઓની—ધુળની પથારીઓની હાર હતી. નાનાં કુમળાં બાળકો ને પવિત્ર માતાઓ ધુળ પર આળોટતાં હતાં. અર્જૂનદેવ થંભી ગયો.

'અનંત ! પ્યારા ભાઈ ! આવ આવ. તારો સમાજવાદ લાવ. અમને રાજાઓને ધુળ ભેગા થવા દે ! આ અમારૂં કર્તવ્ય પાલન !'

આનંદમોહન મીઠું હસ્યો.

ચારે તરફ મીલના મોટા ભુંગળા આકાશમાં ઉભાં કરેલાં મુડીવાદના પાપસ્તંભ હોય તેમ તરવરતા હતા.

'આનંદમોહન ! આ દશા શા માટે?'

'કારણ કે અતિથિ ધર્મમાં સમાજવાદનું ઝેર ન હતું, ને ધાર્મિક અમૃત હતું. શહેરમાં તે ટળ્યું આટલા મનુષ્યોને નાગાં મુકીને શહેરના બીજાજ ભાગમાં—અસંખ્ય મનુષ્યો વિલાસ કરી શકે છે આનું વેર લેવાના ખૂન જ્યારે આ વર્ગમાં જાગશે ત્યારે તોબાહ !—સિપાઇ ને લશ્કર મનુષ્ય સામે છે. મનુષ્યમાંથી ધુરકતા પશુ જાગે ત્યારે એને માટે નહિ !—જેટલાં મનુષ્યો એટલાં

દર્દ ! જેટલાં દર્દ એટલાં દર્દી—જુઓ, જૂઓ ત્યાં પેલું કુટુંબ રડે છે !"

'ઓ રઘુ !—દિલીપ !—પિતૃદેવ તમે કેમ રાજ કર્યું ?—

'એક મનુષ્ય દેવ બને એટલે અનેક દેવ થાય."

'આનંદમોહન !—આ કલ્યાણીના મજૂરો છે. એક વખત એ સુખી ખેડુત હતા. જૂઓ—ત્યાં ચોખાના ધોણમાં જરાક ખાંડ નાખી પેલી બાઈ દુધ બનાવે છે !'

'અને તે માતૃહીન બાળકને પાય છે !'

'હેં ?'

'પણુ આ દ્રોણનો અશ્વત્થામા નથી, મજૂરોનો બીજો મજૂર છે !

'શું કરૂં ? કેમ થાય ? આ દેશને આફ્રિકાના ગુલામોથી જ કોણે ભર્યો ?'

'અતિથિ ધર્મના અભાવે. રાજાઓએ ને સાહુકારોએ જે લૂંટયું તે વહેંચ્યું નહિ—લૂંટાવ્યું. સૌ વિચાર કર્યા વિના આગળ ધપે છે; એક જણુ દસ મોટર રાખેછે તો બીજો વીસ; એક જણુ અર્ધો યુરોપ ઘુમે છે તો બીજો આખો; ને પછી ગરીબ—દેશના મજૂર પ્રત્યે નજર પણુ નહિ. મોટાઇની વ્યાખ્યા મજૂરનું અપમાન ! આ મજૂર અનાજ નહિ પામે ત્યારે માંસ પામશે; અને પછી ?—ઇતિહાસને પૂછો !'

રાજા અને આનંદમોહન ખિન્ન હૃદયે પાછા ફર્યા. રાજાએ આનંમોહનના ખભા પર હાથ મૂકયોઃ 'આનંદ મોહન ! એક વાત સ્પષ્ટ થાય છે.'

'શું ?—'

'મધ્યરાત્રે જાણે ભયંકર દુઃખની ચીચીઆરીથી મહેલને ભરાઇ ગયેલો જોઉ છું, મનુષ્ય નહિ, પશુ નહિ એવા અનેક જણને રોતા કકળતા ડુસ્કે ડુસ્કે પોક મુકતા જોઉ છું તે દશ્ય આજે સમજાયું કે:હું રાજા નથી, લૂંટારો છું. લૂંટારો નથી; ચોર છું. અત્યારે આ દેશમાં કેવળ હાડપિંજર જેવા હાલમણા બાળકોને

બધને માતા ફરી રહી છે; અરે અમારૂં રાજાનું ભોજન આ સ્ત્રીઓનાં આંસુ છે; અમારો વૈભવ આ બાળકોનાં ખુન છે; અમારો વિલાસ કુટુમ્બ પર કુટુમ્બના અપવાસ છે. ઘોડીઆમાંથી પરભાર્યા કબરમાં સુનાર બાળકો આજે રોતા કકળતા નજર આગળ તરે છે એના પર પ્રજાનાં આંસુ સારનાર માબાપોની દયામણી દ્રષ્ટિ હૃદય વીંધી નાખે છે.

ઓ પ્યારા પિતૃ ઇક્ષ્વાકુ ! ઓ પુણ્યાત્મા યુધિષ્ઠિર ! જો તમારા વારસો માટે આ ગિરાસ હોય તો પાંચ પાંચ હજાર વર્ષના પિતૃઓ આવો ને જૂઓ કે અમે એ કેમ જાળવ્યો છે ! અરે ! ઓ રાજમુગટ ! તારામાં ધાર્મિક પવિત્રતા ન હોય ત્યારે રહ્યું શયતાનનું બચ્ચું છે !...આનંદમોહન ! ભાઇ ! હું રાત્રિએ પૃથ્વીનાં પડમાંથી ભયંકર દુઃખાર્તસ્વર સાંભળું છું; તે સ્વર આ. આજે એ કોયડો ઉકેલ્યો. હવે એ મારૂં જીવન બની રહો !"

"શાબાશ ! રાજા !"

અને બન્ને જણા મહેલ તરફ જવા નીકળ્યા.

---

## પ્રકરણ ૩૬ મું

### આવતી કાલનો પુરુષ !

**જ્યા** પાછા ફરત હતા, ત્યારે રઘુનાથ તથા અરૂણને આગળ જતા જોયા. રાજા તથા આનંદમોહન ધીમે ધીમે પાછળ ચાલ્યા; રઘુનાથ આગળ જતાં અટક્યોઃ

" આંહી ?—"

" હા......"

એટલું કહી બન્ને જણા ધીમેથી એક દ્વારમાં થઇ ન્હાના જેવા મંદિરમાં દાખલ થયા. મંદિરના ઘાટમાં રસ અને કલા ભર્યાં હતાં; ન્હાનો સુંદર ચોક, ન્હાની વાર, ન્હાનું મંદિર, ન્હાના છોડ, ને આ બધી નાજુકાઇમાં રસ—યૌવનની છોળ હતી.

શિવાલયના ગર્ભદ્વારમાં એક અઢાર—વીસ વર્ષની સ્ત્રી બેઠી હતી.

આનંદમોહન અને અર્જુનદેવ આશ્ચર્યથી પાછળ ચાલ્યા; રઘુનાથ તથા અરુણદેવ ધ્યાન વિના આગળ વધતા હતા; રઘુનાથ શિવાલયના દ્વારમાં અટક્યો ને છેટેથી પ્રણામ કર્યા.

"કોણ છે"? અર્જુનદેવે ધીમેથી પૂછ્યું.

"આમ આવો—" આનંદમોહને કહ્યું અને રાજાને એક ઓટલાની પાછળ ખેંચ્યો.

"કોણ છે? આ સ્ત્રી—"

અર્જુનદેવે આનંદમોહનને ધ્રુજતાં આજે પ્રથમ જ જોયો; ત્હેને કંપારી આવી; શરીરે ઠંડી ચડી.

"કેમ શું થાય છે?"

"આ છે અનંતની સ્ત્રી—નાગમતી!"

"હેં!—" રાજાએ નાગમતી બેઠી હતી ત્યાં જોયું. સુંદર ચ્હેરા પર ધુમસની છાંય જેમ શોક પથરાયો હતો; અડગ વિશ્વાસ છતાં જોર કરીને બહાર આવતું હૃદય એની અડગ મૂર્તિમાં મૃદુતાના પલટા મારતું હતું.

"રઘુનાથ!—" નાગમતીએ રઘુનાથને બોલાવ્યો. અરુણ પણ પાછળ હતો.

"કાં કાકા? ત્હમે આવ્યા છો?"

"હા, બેટા. તું શું નિશ્ચય કરે છે?"

"શું? રજપૂતના લોહી માટે વળી સમયધર્મ હોય? એને તો સનાતન ધર્મ છે."

"પણ કાયદો આડે આવશે."

"કાયદો? જીવન કરતાં એ કયાં વધારે જબ્બર છે? હું કાલે આંહી સતી થવાની છું!"

"હેં!—" આનંદમોહન બે ચાર કદમો પાછળ હઠ્યો.

"અને—" રઘુનાથ આગળ વધ્યો: "જ્યારે ત્હમે સતી થાઓ, ત્યારે એ રાખની પાછળ પણ જો કોઇને મરવાનું આમંત્રણ હોય તો તે આ રઘુનાથને છે! મ્હેં મ્હારા બધા ધર્મ બજાવી લીધા છે, ને તેથી હવે છેલ્લો અનંત પ્રત્યેનો ધર્મ બજાવતાં ઉપરથી પત્થર પડશે ને નીચેથી જમીન ગળશે તો પણ હું પાછો નહી હઠું."

'અને મહારાજ અર્જુનદેવની આજ્ઞા "

"શિર ઉપર. પણ અનંત મૃત્યુ પામ્યો છે. એની સેવા કરવી એ દેવની પૂજા બરાબર છે. હું હવે નાગમતી પાસે જ છું !"

"આનંદ મોહન !—" અર્જુનદેવ ધીમેથી બોલ્યો; "આંહી તો વળી આ જુદું જ દૃશ્ય છે."

"કાયદો રીતનો નાશ કરે, ભાવનાનો ક્યાંથી નાશ થાય ? આંહી હવે ભાવનાનું બેસણું છે !

"માટે ?"

"માટે શું ? જુઓ કાલે સવારે મેં તમારે રઘુનાથને કેદ કરવાનો અથવા...પણ ખમો."

આનંદમોહન આગળ વધ્યો. રઘુનાથ સડક થઇ ગયો. નાગમતી બેઠી થઇ ગઇ.

"ડૉ. આનંદમોહન ! "

"તમને અનંતની ભાવના તોડવાનું પાપ લાગશે." આનંદમોહન એકદમ બોલ્યો.

" હું ! ગુરુદેવ ! "

" હા. સતી ત્યારે થઇ શકાય કે જ્યારે પુરૂષની કોઇ અપૂર્ણ ભાવના ખીલવવી બાકી ન રહી હોય. તમે જે કરશો તેથી અનંતનું બીજું મૃત્યુ થશે."

" હા—બસ હા. " અરૂણ કુદ્યોઃ " ગુરૂએ સાચું કહ્યું. "

" હું તને પ્રજાકીય સંઘની અધિષ્ઠાત્રી સમજું છું; અનંત મંડળની ચાલક હું તને જ માનું છું; સિદ્ધાંતની પાછળ જીવન અર્પનારને પોતાનું જીવન બાકી રહેતું નથી. તારૂં જીવન ક્યાં છે કે તું તારા જીવનને અગ્નિમાં હોમી શકે ? "

" બરાબર ! "

" ગુરૂદેવ ! હું વિશ્વાસઘાત કરૂં છું. "

" તું વિશ્વાસ વધારે સ્નેહથી જાળવે છે. "

નાગમતી આનંદમોહન પાસે નમી પડી.

" અને તું રઘુનાથ ! "

" જી ! જેની પાછળ શરતમાં ઉતરવું એ પાપ હતું. તેની પાછળ શરતમાં ઉતરી જીવનનાં ઉત્તમ વર્ષો ગુમાવ્યાં; હવે હું નાગમતી પાસે શેષ જીવન વીતાવીશ."

"તારી શરતનું પરિણામ આવી ચુકયું છે. મહારાજ અર્જૂનદેવે રાધાને દેશાનકાલનો હુકમ કર્યો છે."

અર્જૂનદેવ પાછળથી આવ્યો.

"અને તેની તમામ દોલત–મજૂરો રહી શકે તેવાં ઘર કરી દરેકને એક એક ભેટ આપવામાં ખરચવાની છે!"

અરૂણ ને રઘુનાથ એક બીજા સામે જોઇ રહ્યા. અરૂણ આગળ વધ્યો.

"તમારી જાગીર જપ્ત થાય છે–" અર્જૂનદેવ હસ્યો.

"આ રાજને ચરણે ધરૂં છું," એણે પોતાની તલવાર નીચે મૂકી. "અને મારી જમીન આપને ચરણે આવી રસદ'તી બનશે."

"હા! હા! હા! એ પણ ઠીક. અરૂણરાજ! ઉઠો, રજપૂતની તલવાર ધરી રાખો; અને આ રાજમુગટના હીરા તરીકે શોભો!"

એજ વખતે દિનેશે પ્રવેશ કર્યો:

"હવે છેલ્લો પડદો પડે છે–" આનંદમોહન બોલ્યો.

"ખમો!" અર્જૂનદેવે ઉતાવળે કહ્યું: "આનંદમોહન! મારા કરતાં તમે મોટા રાજા છો. બધી મીલ્કત ગરીબોમાં તમે વ્હેંચી છે. માટે હું મારી તમામ ખાનગી મીલ્કત ગરીબોનાં ઝુંપડાં કરાવવામાં ખર્ચું છું. આ દેશમાં અસલ જ્ઞાતિમેળા થતા, તે Socialism નું ધાર્મિક સ્વરૂપ હતું. રાજા શાલિવાહન પોતાની મીલ્કત વહેંચતો; રાજાઓની તુલા થતી; મોટા મોટા મેળા ભરાતા: જાત્રા થતી. આ બધાં સમાજવાદનાં ધાર્મિક સ્વરૂપો હતાં. આજે એ વિસરવાથી રાજતેજ નાશ પામ્યું છે."

'રસહીન ધરા થઇ છે, દયાહીન થયો નૃપ!'

"આપણે ત્યાં સમાજવાદ એના ધાર્મિક સ્વરૂપમાં હતો, ને છે. વર્ણાશ્રમધર્મ એ Specialist ઉત્પન્ન કરવાનો ને સંસ્કાર જાળવવાની પવિત્ર શાળા છે. આગળ નાતમાં લહાણું થાતાં તે, વિવાહ પ્રસંગે હાથધરણાં નિમિત્તે અપાય છે તે, ક્રિયાવટ તરીકેનો રીવાજ, કાઠીમાં આડા કાઠીમાં કન્યા દેવાનો રીવાજ–આ બધા રીવાજોમાં સમાજવાદ એના ધાર્મિક લક્ષણમાં રજવાડાઇ રહેલ છે. પશ્ચિમના પવનની માફક સમાજવાદ આવશે, ત્યારે એ આર્યસંસ્કૃતિને જડમૂળથી ખેંચી કાઢશે."

"એ જાળવવા માટે મ્હેં જીવન અર્પ્યું છે !" આનંદમોહને કહ્યું: "પણ હવે જૂઓ. આ દિનેશ એ તમારા દિવાન છે."

"અને ત્હમે ?" અર્જુનદેવ ભડક્યો !

"હું એક રાજમાં કેમ બંધાઇ રહું ? આંહીનું મ્હારૂં કર્ત્તવ્ય પૂરૂં થાય છે. પ્રજાકીય સ્વતંત્રતા એ પોષવા જેવી વસ્તુ છે એમ રાજા સમજી જાય એટલે, એની પોતાની સ્થિતિ વધારે સુદૃઢ થાય છે. મ્હારૂ કામ હવે જ શરૂ થાય છે."

"હવે હું જાઉં છું ! રઘુનાથ તું ?"

"જી. અનંતના ભેષભાર માટે હું જીવન અર્પી ચૂક્યો છું. ને છેલ્લા શ્વાસ સુધી એ જ મ્હારો આદર્શ રહેશે !"

"તું હવે વધારે જવાબદાર મનુષ્ય બને છે !"

"હું વધારે સાચો સેવક બનું છું !"

"ઠીક, ત્યારે હવે રામરામ, અર્જુનદેવ ! તમારામાં જેટલી તાકાત હશે, એટલી જ તમારી કિમ્મત અંકાશે.

"દરેક નવા અધિકારીને પ્રસન્ન કરવાની ચિંતા નહિ; જૂના અધિકારીના રોષનો ભય નહિ; ને હક્ક માટેની લડતમાં બેદરકારી કે શરમ નહિ. ત્હમારૂં ગૌરવ મિત્ર તરીકે જળવાય, માન રાજા તરીકે રહે, અને સલાહ અંગભૂત તરીકે લેવાય, ત્યાં સુધી તમારા ...નામમાં કાંઇક 'અર્થ' છે. નહિતર તમે જમીનદાર નથી; કારણકે એના કરતાં પણ વધારે પરતંત્ર છો એટલુંજ. આ તમારી રાજનીતિનાં ટુંકાં સૂત્રો છે. ઘેર ઘેર ભમજો; મજૂરોને જાળવજો. માણસોના મજૂરી ઉપર બીજા નાટક જૂએ, એ વિચિત્ર સમાજરચના એક દિવસ ફૂટી નીકળશે; નિર્માલ્ય મનાતી પ્રજાનાં હાંને ફચકાના જોઇ તમે ધ્રુજી ઉઠશોઃ તે પહેલાં સમાજનું પુનર્વિધાન કરજો.

"મારો સંદેશો આજે પહોંચાડજો હું જાઉં છું; પણ એક દિવસ તમને સૌને ભેગા કરવા છે. ન્હાની ન્હાની ને જુદી જુદી રિયાસતો હોવાથી પ્રજાકીય ભાવના ખંડિત થાય છે. સૌ એકત્ર બની એકજ ધોરણ સ્વીકારે, ને પોતાની સભામાંથી બે કે ત્રણ પ્રતિનિધિને કેટલોક હક્ક આપે. ગમે તેમ સૌનું એક સંમેલન હોવું જોઇએ.

"નવી પ્રજા ને નવું વિધાન શરુ કરો, તો એક દિવસ તમારી પાસે રૈયત મદદ કરવા ખડી હશે. ત્યારે ત્હમારા પર અયોગ્ય

દબાણુ નહિ હોય ને અર્મ્યાદિત સત્તામણી નહિ હોય. સાચા ને વિશ્વાસુ મિત્ર થવાનો એ રસ્તો છે."

"આનંદમોહન ! પાછા ક્યારે આવશો ?"

"પાછા ? સંન્યાસીનો ધર્મ વાંચ્યો છે ? જ્યારે મૃત્યુ સન્મુખ લાગે, ત્યારે એક દિશામાં ચાલ્યા જ જવું. ત્યાંથી પાછા ફરવાનું નહિ. રાજસ્થાનને કેન્દ્રસ્થ કર્યા પછી એશિયા પર અત્યારે સંસ્કૃતના–પરિવર્તનનાં મોજાં ફરે છે."

"હા !" આનંદમોહનની વિશાળ ભાવના જોઈ રાજા આશ્ચર્ય પામ્યો.

"એ આંદોલનો ઝીલવા માટે એશિયા ખેડવો જોઈએ. વધતા જતા યુરોપીય લોભની સામે એશિયાએ તૈયાર રહેવું જોઈએ, ને ત્યાં એક અવાજની પણ કિમ્મત છે !"

"કેટલીક વાતો એશિયા પાસે એવી ભરી છે કે જ્યાં સુધી એ યુરોપ નહિ શીખે, ત્યાં સુધી એની સત્તાતુલાની કૃત્રિમ લડાઈ બંધ પડશે જ નહિ."

"અને રાજસ્થાનને એક કેન્દ્રમાં લાવવાનું કોને સોંપો છો ?"

"પ્રજાકીય તંત્રોને સંગઠનમાં લાવવાનું નાગમતી અને રઘુનાથને, અને સર્વ સત્તાધીશોને એક કેન્દ્રમાં લાવી એક અવાજ રજુ કરવાનું અર્જુનદેવને !"

"હું ! ગુરુદેવ ! ત્હમારી હાજરીમાં ચમત્કૃતિ છે." અર્જુનદેવે કહ્યું: "મને એ કાર્યમાં વિશ્વાસ છે. પણ સારા પરિણામની આશા નથી."

"પરિણામની ચિંતા ન કરવી તેનું નામ જ ઇશ્વરભક્તિ, જ્ઞાનયોગ, સત્યનું પરિણામ સુંદર હોય જ એવી અખુટ શ્રદ્ધા. અર્જુનદેવ ! સામ્રાજ્યોમાંથી જ્યારે જ્યારે 'ધર્મચક્ર' નાશ પામ્યું છે, જ્યારે જ્યારે રોમની ગેલેરીમાંથી, સુંદર વસ્ત્રોના ઠઠારા નીચે, એક ગુલામનું અપમાન કરવામાં પ્રજાને આનંદ આવ્યો છે, ત્યારે તેનો પ્રતિકાર કરવા કુદરત પાસે અનેક ભૂકંપો ભર્યા છે ! એક જ્વાલામુખીના પ્રસ્ફોટનમાં એનાં કેક સામ્રાજ્યો ધુળ ચાટતાં થઈ ગયાં છે ! ઇશ્વર પર અખુટ શ્રદ્ધા રાખી પ્રજાકલ્યાણના માર્ગમાં ચાલ્યો જા. બારા રસ્તામાં કોઈ નહિ આવે. મનુષ્યત્વ અજેય વસ્તુ છે. શું થશે એની દરકાર ન કરતો. શું કરવું છે એટલું જો જે !"

"ગુરુદેવ ! રાજસ્થાનોમાં પરસ્પરની ઇર્ષ્યા છે, મોટાઇ મેળવવા ખુશામતનો મોહ છે, લાંચથી કામ કરાવવાની નિર્બળતા છે ! "

" રાજસ્થાનોમાં એથી પણ વધારે છેઃ મનુષ્યત્વનું અપમાન, ઇશ્વરનો ઇન્કાર; પરંતુ, જ્યાં સ્વાર્પણની રોશની જાળવવા અનંત જેવા સુંદર કોમલ દૂધમલ બાલકો હોમાય છે, ત્યાં ધર્મચક્ર પ્રવર્તનનાં બીજ રોપાય છે. આ બીજને હિમાલયની પેલી પાર રોપવા એ મ્હારૂં કર્ત્તવ્ય છે !"

અર્જૂનદેવ તાજુબ થઇ ગયોઃ આનંદમોહન તો આખા એશિયાના સંઘટ્ટનની રચના પર વિચાર ચલાવી રહ્યો છે. આજે તેને પહેલવ્હેલું લાગ્યું કે આનંદમોહન એક દેશનો રહી શકે તેવો આત્મા નથી, એ સર્વદેશી પુરૂષ એશિયાની પેલીપાર પોતાનો ઝુંડો ફરકાવશે !

'અર્જૂનદેવ ! આજથી બે હજાર વર્ષ પહેલાંની કલ્પના કર ! ચીનનાં અસંખ્ય જંગલો ને ભયંકર લૂંટારાઓ વચ્ચે થઇ, હુએનસાંગ અને ફાહિયાન, હિમાલયનો આ પાર, કેટલી શ્રદ્ધાથી, કેવા ઉત્સાહથી, કેટલા નિર્મળ હેતુથી આવ્યા ! ભગવાન્ બુદ્ધની મૂર્તિ જોઇ રડયા ! જંગલમાં અસહાય બન્યા, ત્યાં આકાશ પાસે રડયા ! પણ છેવટ, પ્રજાકલ્યાણના હોમમાં, અનેક જણાનાં હાડકાંથી બનેલા પુલ પરથી આવીને ધર્મચક્ર પ્રવર્ત્તનનું અધ્યયન કર્યું. યુરોપના જડવાદ સામે, અમેરિકાના યંત્રવાદ સામે, એશિયાને પોતાનો હક્ક રજુ કરવો છે. એના ઉપાયમાં પ્રથમ સર્વે એશિયાઇ પ્રજાનું સંગઠ્ઠન કરવાની તૈયારી કરવી પડશે. આ તૈયારી માટે જુદે જુદે સ્થળે ધાર્મિક મઠો સ્થાપી રાજનીતિનું વાતાવરણ તૈયાર કરવાની પ્રચંડ યોજના શરૂ કરી છે. બોલ ! હું એક રાજસ્થાનમાં કેમ વિંટાઇ રહું ? પણ યાદ રાખજે કે તારી પ્રજા જેટલી તૈયારીમાં હશે, એટલી તારી શક્તિ છે. તારી પાસે મેવાડી ચંદ્રસિંહ—સલુંબ્રાના પહેલા પટાવત પણ હશે ને બંગાલી અમીચંદ પણ હશે. તારી આંતર વ્યવસ્થા યોગ્ય હશે તો પણ તારા કલ્યાણ માર્ગમાં પરદેશી સત્તા ઘુસવાનો યત્ન કરશે જ. તારી રગે રગ ચોખ્ખી રાખજે, એટલે જંતુઓ પ્રવેશ નહિ કરે. અને છતાં તારા પર સમશેર લટકે છે, એ યાદ રાખજે. હવે હું જાઉં છું ! '

આટલું કહી ડૉ. આનંદમોહન ત્યાંથી ચાલ્યો ગયો.

* * *

દૂર ક્ષિતિજમાં સંધ્યાના કુમળા રંગો, મનુષ્યની ભાવિ કલ્પના જેવા, અનેક સુંદર ઝંકાર કરી રહ્યા હતા. નિર્દોષ પક્ષીઓ, ને દોષિત શિકારીઓ જેમ ફાવે તેમ પાછા વળતા હતા. દૂર દૂર હરિયાળા ખેતરમાં રસભરી જમીન પર ખેડુતો પોતાની નિર્દોષ મહેનતથી થાકી ધીમે ડગલે ઘર ભણી વળતા હતા. આજે કલ્યાણીનો પ્રાણ વિસર્જન થયો હોય, ને પાછળ કલ્યાણીનું શબ રહ્યું હોય, તેમ કલ્યાણી નરેશના દરેક પગલામાં, અખૂટ ધૈર્ય ને અનંત સામર્થ્યને બદલે, દિલગીરી ને વિરહનાં આંસુ હતાં. આજે ડો. આનંદમોહન કલ્યાણી તેને સોંપીને એશિયાનું સંગઠન કરવા ચાલ્યો ગયો; ને ત્યારે જ અર્જુનદેવને પણ લાગ્યું કે પોતાની પાસેથી કોઈ અખુટ શ્રદ્ધા ને સ્વાર્પણનું ચૈતન્ય લઈ જાય છે. તે ધીમે ધીમે આગળ ચાલતો ગયો; આકાશમાં સંધ્યાના રંગો દર પળે બદલાતા હતા. સારો ચિત્રકાર પણ નિરાશાની હાય મારી પીંછી ફેંકી દે, એવી અત્યંત ચાતુરીભરી મિલાવટમાં, આસમાની ડુંગરા પર સોનેરી કલગી આવી હતી આસ્માની ડુંગરાની વચ્ચે આત્માના જેવો આછો ઉત્સાહી ગુલાબી રંગ પાથર્યો હતો, ને દૂર દૂરનાં વાદળાં પર, કયાંક ઘાટો, કયાંક ઘેરો, કયાંક આછો, કયાંક છાયા જેવો ગુલાબી રંગ પથરાઈ રહ્યો હતો. જેમ દર પળે હૃદયની ધડમથલમાં આત્મા પર નવા પલટા આવે તેમ, આકાશમાં રંગોની મિલાવટ દરેક પળે નવું સ્વરૂપ ધારણ કરી, આખા આકાશના દર્શનમાં અનેક ફેરફાર કરી રહી હતી.

જલ્દીથી આછો પણ ઘેરો શ્યામ પડદો પડતો હતો, ને તેમાં સર્વ સુંદર રંગો ગળી જઈ, માત્ર આછી છાયારૂપે રહી જતા હતા. રાજા આ સર્વ દૃશ્ય જોઈ રહ્યો. કલ્યાણીનું ભવિષ્ય કોઈ ચિત્રકાર આ રંગોમાં દર્શાવતો તો નથી ને ? એના હૃદયમાં રજપૂત ખમીરની ભાવના પ્રસરી. દિલીપ, રઘુ, અશોક, વિક્રમ ! કયા મેવાડનાં જંગબહાદૂર મેદાન અને કયાં આજના રાજસ્થાનની અવસ્થા !

દૂરદૂરથી આનંદમોહનનાં સ્વરનો ભણકાર આવતો હોય તેમ રાજા તે દિશા જોઈ રહ્યો, એની આંખમાં આંસુ હતાં. રાજાની જવાબદારી સમજ્યા પછી, કોની આંખમાં આંસુ ન આવે ?

સંધ્યાને ઝડપથી નાસી જતી જોઈ રાજાએ પોતાની ગતિ વધારી. કલ્યાણીના દરવાજા પર તે પહોંચ્યો ત્યારે ચારે તરફ રોશની પ્રકાશી રહી હતી.

અર્જુનદેવ પોતાના વિચારમાં મશગુલ આગળ વધતો હતો. લોકોની મેદની ચારે તરફથી એને જોવા માટે દોડતી હતી, પણ અર્જુનદેવનું વિચારગ્રસ્ત ચિત્ત કાંઈ ન હોય તેમ ચાલ્યું જતું હતું. એના મનમાં નિરાશાની ગ્લાનિ ચાલી જઈ આશાનાં કિરણ ફૂટતાં હતાં.

Nor pain or vall·y of the shade
Need daunt thy faith, nor cause thee fear;
For well, I hear that voice repeating,
The morning Dawneth, day is near.
—Peter Lion—

અને રાજાએ આ વિચારોમાં સહજ જ ઉંચું જોયું. આસપાસ માણસો કલરવ કરી રહ્યાં હતાં. દરવાજા પરના સિપાઈઓ માનભરી રીતે ઉભા હતા, ને બાઈઓ પોતાનાં બચ્ચાંને કેડમાં રાખી ઉત્સાહથી બોલતી હતીઃ 'જો બચ્ચુ! મહારાજા અર્જુનદેવ જાય!'

રાજાની દૃષ્ટિ જ્યાં પડે ત્યાં ભક્તિ ને શ્રદ્ધા ભર્યાં હતાં તેના મનમાંથી ઉમળકાભેર સહજ જ અવાજ નીકળી ગયો. "આવી પ્રજા પર રાજ કરતાં વૈકુંઠ સાંભરે તેમ નથી! આર્યપ્રજા, આર્યસંસ્કૃતિ; આર્યહૃદય! આ ત્રિમૂર્તિ વિશ્વમાં પણ અદ્વિતીય છે!"

અને દૂર દૂરથી—મહારાજા અર્જુનદેવ! મહારાજા કલ્યાણીરાજ—! એવા ઉત્સાહી ને શ્રદ્ધાભર્યા સ્વરોથી લોકો અંદર અંદર વાતચીત કરી રહ્યા હતા; તે સ્વરો રાજાના કાન પર અથડાતા હતા. આટલી શ્રદ્ધાભરી પ્રજાને દેશી રાજાઓએ કેમ નિર્વીર્ય કરી નાખી હશે? આંખમાં આભારનાં ને દુઃખનાં આંસુ સહીત ચારે તરફ નજર ફેરવતો તે આગળ વધ્યો, ને પોતાના મહેલે પહોંચ્યો. ત્યાં તેના હૃદયમાં અનન્ત ઉત્સાહ, અખુટ શ્રદ્ધા, ને અડગ સામર્થ્ય ભર્યાં હતાં.

સંપૂર્ણ.

## સાચા માબાપ

અને

## સાચા શિક્ષક.

જેઓની ફરજ છે કે પોતાના બાળકો અને વિદ્યાર્થીઓ પાસે
આ ત્રણ પુસ્તકો મૂકવા.

કુરબાનીની કથાઓ ૦–૬–૦

ડોશીમાની વાતો ૦–[illegible]–૦

સૌરાષ્ટ્રની રસધાર ૧–૮–૦

સાચું રાષ્ટ્રીય શિક્ષણ એમાં આપ્યું છે.

પહેલું પુસ્તક ગુજરાત વિદ્યાપીઠે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કર્યું છે. બીજું વાંચન માટે મંજુર કર્યું છે.

વર્તમાનપત્રો અને સાક્ષરોએ એ સર્વ માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર

